'નકશબંદી ઔલિયા' ગ્રંથ : ૮

# ફયઝાને હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ

## મકાન શરીફી (રત્રછત્રી) નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ



લેખક : અબ્દુલકાદિર ફાતીવાલા

હુવલ બાકી

'નકશબંદી ઔલિયા' ગ્રંથ : ૮

# ફયઝાને હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ

મકાન શરીફી (રત્નછત્રી) નકશબંદી,
મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ

લેખક

અબ્દુલકાદિર ફાતીવાલા

પ્રકાશક

'અલહિદાયહ ઈસ્લામિક રિસર્ચ સેન્ટર'

'જામિઅતુલ હિદાયહ', રામગઢ રોડ, જયપૂર (રાજસ્થાન)

☎ : [0141] 2634279, 2632458, 2601221

• પ્રકાશન વર્ષ : ૧૪૩૭ હિજરીસન મુતાબિક ૨૦૧૬ ઈસ્વીસન
• કમ્પોઝીટર : મૌલવી મુહમ્મદ યૂનુસ મુનશી (ફલાહી)
• પ્રિન્ટર્સ : મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી,
'હિદાયત આર્ટ', સગરામપૂરા, તલાવડી, સૂરત
• વિતરકો : અંજુમને હિદાયતના ખાદિમો

[૧] **હાજી મુહમ્મદ બિલાલ અમલા રહીમી સાહબ**
૫ / ૧૬૪૩, હરીપૂરા, હસનજીનો ટેકરો, ગુંબજવાલી મસ્જિદ નજીક, સુરત મોબાઈલ : ૦૯૪૦૮૨ ૬૪૧૭૪

[૨] **મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી સાહબ,** Mo. 099740 34310
હિદાયત મસ્જિદ, સગરામપુરા, તલાવડી, મૌલવી સ્ટ્રીટ ,સુરત

**'જામિઅહ હિદાયત ટ્રસ્ટ' અને**
**'હિદાયત' ઉર્દૂ માસિકની હેડઓફિસ**

૧૬૧૭, ખેજરેકા રાસ્તા, ઈન્દિરા બજાર નજીક,
હિદાયત મસ્જિદની સામે, જયપુર : ૩૦૨ ૦૦૧ (રાજસ્થાન)
☎ : (૦૧૪૧) ૨૩૧૯૯૩૫, ૨૩૧૨૩૮૬, ફેક્ષ : ૨૩૧૧૨૪૭
e-mail : info.@jameatulhidaya.org
web site : www.jameatulhidaya.org

**'મૌલાના અબ્દુર્રહીમ એજ્યુકેશનલ ટ્રસ્ટ', અને 'ઈમામે રબ્બાની સીનીઅર સેકન્ડરી સ્કૂલ'ની હેડઓફિસ**

હિદાયત બાગ, મહોલ્લા હાંડીપૂરા, જગન્નાથ સહાયકા રાસ્તા,
ચાર દરવાજા નજીક, **જયપુર**: ૩૦૨ ૦૦૩ (રાજસ્થાન)
☎ : (૦૧૪૧) ૨૬૦૧૨૨૧, ફેક્ષ : ૨૬૦૪૩૫૬, ૨૬૦૧૬૭૯
e-mail : mfazlurrahim@yahoo.com
web site : www.cacademy.org

بسم الله الرحمن الرحيم

اَلَآ اِنَّ اَوْلِيَآءَ اللّٰهِ لَا خَوْفٌ عَلَيْهِمْ
وَلَا هُمْ يَحْزَنُوْنَ (سُوْرَهٔ 'يُوْنُس' : ۶۲)

નથી કંઈ ખવફ કે ગમ અવલિયા માટે;
ફરમાવ્યું એ અલ્લાહે અવલિયા માટે.

فَاقْصُصِ الْقَصَصَ لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ
(سُوْرَهٔ 'اَعْرَاف' : ۱۷۶)

'તું તે કિસ્સાઓને બયાન કર,
જેથી તેઓ (લોકો) સમજે અને વિચારે'

રસૂલે મકબૂલ સલલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે :

'عِنْدَ ذِكْرِ الذَّاكِرِيْنَ تَنَزَّلُ الرَّحْمَةُ'

[ઝાકિરીન (અવલિયા)નો ઝિક્ર (વાતો) કરતી વખતે (સાંભળતી વખતે, લખતી વખતે, વાંચતી વખતે) અલ્લાહ તઆલાની રહમત નાઝિલ થાય છે.]

# નઅત શરીફ

[૧]

**વ અહ્‌-સ-ન મિન્‌-ક લમ્‌ ત-ર કત્તુ અય્‌ની,**
**વ અજ્‌-મ-લ મિન્‌-ક લમ્‌ તલિદિન્‌ નિસાઅઉ.**
**ખુલિક્‌-ત મુબર્રઅમ્મિગ્‌ કુલ્લિ અય્‌બિન્‌,**
**ક અન્ન-ક કદ્‌ ખુલિક્‌-ત કમા તશાઉ.**

**– હઝરત હસ્સાન રદિયલ્લાહુ તઆલા અન્હુ**

જોયા નથી કદી કોઈ મારી આંખે, આપ કરતાં હસીનતર;
જન્મયા નથી કદી કોઈ નારી કૂખે, આપ કરતાં જમીલતર.
પૈદા થયા છો આપ સર્વ ઐબોથી પાક અને પવિત્રતર;
પૈદા થયા છો આપ જાણે આપની ખ્વાહિશ પર.

[૨]

**બ-લ-ગલ્‌ ઉલા બિ કમાલિહી, ક-શ-ફદ્‌ દુજા બિ જમાલિહી;**
**હસુનત્‌ જમીઉ ખિસાલિહી, સલ્લૂ અલયહિ વ આલિહી.**

**– હઝરત શૈખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ**

અલ્લાહ અર્પિત કાબિલિયતથી પામ્યા સર્વોચ્ચ મકામ,
રોશન ચહેરાથી આપના થયા દૂર અંધારા તમામ.
પ્યારા-પ્યારા, ન્યારા-ન્યારા, અખ્લાક આપના તમામ;
આપ પર અને આપના વંશ જ પર અપાર દુરૂદો સલામ.

[૩]

યા સાહિબલ્ જમાલિ વ યા સય્યિદલ્ બશર;
મિંવ વજ્હિકલ્ મુનીરિ લકદ્ નુવ્વિરલ કમર.

લા યુમ્કિનુષ્ષનાઉ કમા કા–ન હક્કહૂ,
બઅદ અઝ ખુદા બુઝુર્ગ તૂઈ કિસ્સા મુખ્તસર.

– હઝરત અલ્લામહ અબ્દુર્રહમાન 'જામી' (રહ.)

## ઉર્દૂ ભાવાનુવાદ

અય સાહિબે જમાલિ ખુદા સય્યિદલ બશર,
રવશન જબીંસે આપકી રવશન હુવા કમર.

શાયાને શાન 'રૂમી' કરે નઅત કિસ તરહ,
બઅદ અઝ ખુદા હૈ આપહી, બસ કિસ્સા મુખ્તસર.

– હઝરત મુફ્તી અબ્દુલકુદ્દુસ 'રૂમી' સાહબ (ઝી. મ.)
મુફતીએ આગ્રા

## ગુજરાતી ભાવાનુવાદ

હે સૌંદર્યના શહેનશાહ મખ્લૂકના સરદાર;
ચહેરાથી રોશન આપના થયો ચંદ્ર રોશન અપાર.

શાયાને શાન આપની પ્રશંસા શું થઈ શકે !
અલ્લાહ પછી મહાન છો, બસ વાતનો ટૂંકસાર.

– ત્રણે નઅત શરીફનું ગુજરાતી રૂપાંતર કરનાર
અબ્દુલકાદિર ફાતીવાલા

# અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે

કિતાબના પ્રકાશન માટે નાણાં પ્રાણ વાયુ સમાન છે. આ કિતાબના માટે ઉદાર ફાળો આપનારા નીચે જણાવેલા સખી દાતાઓ, સજ્જનો અને સન્નારીઓની પુરખુલૂસ ખિદમતને અલ્લાહ તઆલા કબૂલ ફરમાવી સવાબે જારિયહ, સવાબે દારયન અને અજરે અઝીમ અતા ફરમાવે. એમના કારોબારમાં અને તમામ મુઆમલાતમાં ખૈર અને બરકત અતા ફરમાવે. આમીન !

[૦૧]મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી (મુંબઈ)
[૦૨]મર્હૂમ હાજી અબ્દુલ સત્તારભાઈ ચોકસી (રહ.)ના ફરઝંદો (સુરત)
[૦૩]મુહતરમ આફતાબ અહમદ લાખાણી (ભાવનગર)
**[૦૪]મુહતરમ તસલીમ ભાઈ મુહમ્મદ ફારૂક કાગદી (ભાવનગર)**
[૦૫]મુહતરમ અલતાફભાઈ ઈબ્ને હઝરત મવલાના મુહમ્મદ ઈબ્રાહીમ સાહબ નદવી, મુજદ્દિદી, ફુટવાલા (કેનેડા)
[૦૬]મુહતરમ ઈરફાનભાઈ ઈબ્ને હઝરત મવલાના મુહમ્મદ ઈબ્રાહીમ સાહબ નદવી, મુજદ્દિદી, ફુટવાલા (યુ.કે.)
[૦૭]મુહતરમ મુહમ્મદ સલીમભાઈ નઝીર અહમદ કુરેશી (નવસારી)
[૦૮]મુહતરમ મવલાના મુહમ્મદ શરીફ સાહબ (બરોડા)
[૦૯]મુહતરમ સોહેલભાઈ કે. જી. જવેલર્સ (નવસારી)
[૧૦]મુહતરમ સોહેલભાઈ નૂર જવેલર્સ (નવસારી)
[૧૧]મુહતરમ સોહેલભાઈ ચાંદની (નવસારી)
[૧૨]મુહતરમ શોએબભાઈ ઝવેરી (નવસારી)
[૧૩]મુહતરમ સલીમભાઈ ઘુંઘટ (નવસારી)
[૧૪]નામ જાહેર નહીં કરવા ચાહતી મુખ્લિસ ખાતૂન (સુરત)

[૧૫]મુહતરમ અલતાફભાઈ લેસ્ટર (યુ.કે.)
[૧૬]મુહતરમ ઉમર યૂસુફભાઈ લીલા (કેનેડા)
[૧૭]મુહતરમ શોએબભાઈ ફુટવાલા (કેનેડા)

## ઈલ્મ શીખવવાનો અને ઈશાઅતનો સવાબ મરવા પછી પણ મળતો રહેશે

શયખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિયા સાહબ રહમતુલ્લાહિ અલયહિએ 'ફઝાઈલે આ'માલ'ના 'સદકએ જારિયહ' બાબમાં લખ્યું છે કે :

"એક બીજી હદીસ શરીફમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ વારિદ થયો છે કે :

આદમીના મરવા પછી જે ચીઝોનો સવાબ તેને મળતો રહે (તે ચીઝોમાંથી એક) તો તે ઈલ્મ છે જે કોઈને શીખવ્યો હોય અને ઈશાઅત કરી હોય (અર્થાત્ તેનું પ્રકાશન, પ્રસારણ, ફેલાવો કર્યો હોય કે તેમાં મદદ કરી હોય)."

[હદીસ શરીફ નંબર : ૧૯ ના ફાઈદહનો થોડો અંશ]

# લેખકની પ્રસ્તાવના

## અબ્દુલકાદિર ફાતીવાલા

بِسْمِ اللّٰہِ الرَّحْمٰنِ الرَّحِیْمْ
نَحْمَدُہٗ وَنُصَلِّیْ عَلٰی رَسُوْلِہِ الْکَرِیْمْ !

## શુકરે બારી તઆલા

- અલ્લાહ તઆલાના અસીમ, અસંખ્ય, અગણ્ય શુક્ર અને અહેસાન છે જેણે માત્ર પોતાના ફઝલો કરમથી તથા પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને પોતાના મહબૂબ બંદાઓના સદકહ, તુફેલ અને વસીલાથી મુજ ગુનેહગાર, નાકારહને 'નકશબંદી ઔલિયા' ગ્રંથમાળાના લેખન અને પ્રકાશનનો ઝરીયો બનાવ્યો.
- મારા પીરે અવ્વલ મર્હૂમ હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ મુજદિદી, બાનીએ 'જામિઅહ હિદાયત' જયપૂર રહમતુલ્લાહિ અલયહિની પ્રેરણા અને સરપરસ્તીમાં, આપ રહમતુલ્લાહિ અલયહિના મુબારક આમુખ (પેશલફઝ) સાથે, આ ગ્રંથમાળાના પ્રથમ ત્રણ ગ્રંથો અનુક્રમે ઈસ્વીસન ૧૯૯૦, ઈસ્વીસન ૧૯૯૧ અને ઈસ્વીસન ૧૯૯૩ માં પ્રગટ થયા હતા.
- તે પછી આપ રહમતુલ્લાહિ અલયહિના મહાન સાહબઝાદા, ખલીફા, જાનશીન, અમીરે 'જામિઅહ હિદાયત', જયપૂર અને મારા પીરે સાની હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ મુજદિદી (દા.બ.)ની પ્રેરણા અને સરપરસ્તીમાં, આપ (દા.બ.)ના મુબારક આમુખો (પેશલફઝ) સાથે નીચે પ્રમાણે ત્રણ ગ્રંથો પ્રગટ થયા હતા :

• ચોથો ગ્રંથ : **'મિલ્લતના નિગહબાન'**, ઈસ્વીસન ૨૦૦૬
• પાંચમો ગ્રંથ : **'ફયઝાને મા'સૂમિયહ'** ઈસ્વીસન ૨૦૧૪
• નવમો ગ્રંથ : **'મકામાતે હિદાયત'** ઈસ્વીસન ૨૦૦૪
• અને હવે આ આઠમો ગ્રંથ **'ફયઝાને હઝરત સય્યિદ ઈમામઅલી શાહ'** (રહમતુલ્લાહિ અલયહિ) આપના હાથોમાં છે.
• નીચેના બાકી ગ્રંથોને પણ અલ્લાહ તઆલા પોતાની કમાલે કુદરતથી પ્રગટ કરાવી દે એવી દુઆ કરવા વાચકોને વિનમ્ર વિનંતી છે.

– છઠ્ઠો ગ્રંથ : **'ફયઝાને હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ મુજદ્દિદી, સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ'**
– સાતમો ગ્રંથ : **'ફયઝાને અવલિયાએ નકશબંદિયાએ સિંધ રહમતુલ્લાહિ તઆલા અલયહિમ અજમઈન'**
– દસમો ગ્રંથ : **'મકામાતે રહીમી, રહમતુલ્લાહિ અલયહિ'**

## આભાર

• આ કિતાબના લેખન માટે આ નાચીઝ, નાકારહને ઝરીઓ બનાવી સઆદત નસીબ ફરમાવવા બદલ અલ્લાહ તઆલાનો હું બેહદ શુક્ર ગુઝાર છું.

ذَالِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ

એ અલ્લાહ તઆલાનો ફઝલ છે, તે જેને ચાહે (તેને) આપે છે,
અને અલ્લાહ તઆલા ખૂબ જ ફઝલવાળો છે.

• આ કિતાબના પ્રકાશન માટે ઉદાર ફાળો આપનારા તમામ સખી દાતાઓનો હું આ તકે આભાર માનું છું.
• નવસારીના પોતાના હલકાના મુખ્લિસ દાતાઓને આ કિતાબ માટે ફાળો આપવા માટે પ્રેરણા અને પ્રોત્સાહન આપવા બદલ હઝરત

મવલાના મુહમ્મદ ઈબ્રાહીમ ફુટવાલા, નદવી, મુજદ્દિદી દામત બરકાતુહુમનો પણ હું ખૂબ ખૂબ આભારી છું.

- કિતાબના સુંદર, મનોહર, આકર્ષક, છાપકામ, કવર પેઈજ, ખુલૂસ અને મહેનતપૂર્વક તૈયાર કરનાર અઝીઝે મુહતરમ મવલાના ઝિયાઉર્રહીમ રહીમી, (સલ્લમહૂ)નો પણ આ તકે આભાર માનું છું.

## દુઆ

અલ્લાહ તઆલા મારી આ અદના કોશિશને, પોતાની દરિયાએ રહમતથી કબૂલ ફરમાવી, આખિરતની નજાતનો અને માનવમાત્રની હિદાયતનો ઝરીયો બનાવે ! આમીન !

**રહમતે હક બહાના મી જૂયદ, બહા નમી જૂયદ.**

[અલ્લાહ તઆલાની રહમત (બંદાની મગફિરત માટે) માત્ર બહાનું શોધે છે; મૂલ્ય કે વળતર શોધતી નથી.]

رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ

[હે અમારા પરવરદિગાર ! અમારા અમલોનેકબૂલ ફરમાવ ! બેશક તું સાંભળનાર અને જાણનાર છે ! ]

અલ્લાહવાળાઓના આસ્તાનાનો શ્વાન,

**અબ્દુલકાદિર ફાતીવાલા**

ગુફિરલહૂ

૧૫, જમા. આખર, ૧૪૩૭ હિજરીસન

૨૫, માર્ચ, ૨૦૧૬ ઈસ્વીસન

જુમ્અહ

# આધાર ગ્રંથો

[૧] કિતાબ : 'મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી) ૧૯૯૯
લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ
પ્રકાશક : 'અંજુમને હિદાયત', સગરામપૂરા, તલાવડી, સુરત

[૨] કિતાબ : 'અહસનુત્તકવીમ' (ગુજરાતી) ૧૯૮૦
લેખક અને પ્રકાશક : આધારગ્રંથ : ૧ પ્રમાણે

[૩] કિતાબ : 'ઝિક્રે મુબારક' (ઉર્દૂ) ૧૯૪૦
લેખક : જનાબ કાઈમુદ્દીન કાનૂનગો, અમૃતસર (પંજાબ)
પ્રકાશક : ઈસ્લામી કુતુબખાના, સિયાલકોટ, (પાકિસ્તાન)

[૪] કિતાબ : 'તઝકિરએ બે મિસ્લ' (ઉર્દૂ) ૧૯૨૭
લેખક : જનાબ મુહમ્મદ ઝફરુલ્લાહખાન, ત્યારે આસીસ્ટન્ટ કમીશનર, જાલંધર (પંજાબ)
પ્રકાશક : અજ્ઞાત

[૫] કિતાબ : 'ખઝીનએ મઅરિફત' (ઉર્દૂ) ૧૯૮૨
લેખક : સૂફી મુહમ્મદ ઈબ્રાહીમ કસૂરી
પ્રકાશક : પ્રોગ્રેસ બુકસ, લાહોર (પાકિસ્તાન)

[૬] કિતાબ : 'જહાંને ઈમામે રબ્બાની'ભાગ ૧ થી ૧૧ (ઉર્દૂ) ૨૦૦૭
સંપાદક : પ્રોફેસર ડોકટર મુહમ્મદ મસઊદ અહમદ
પ્રકાશક : ઈમામે રબ્બાની ફાઉન્ડેશન, કરાંચી (પાકિસ્તાન)

[૭] કિતાબ : 'મકતૂબાતે કુતુબે રબ્બાની હઝરત સય્યિદિના ઈમામઅલી શાહ રહમતુલ્લાહિ અલયહિ વ ઈજાઝત

નામાજાત' (ફારસી) ૧૯૪૦

**સંપાદક** : મુહમ્મદ ફઝલે નઈમ, અબ્દુલ મજીદ કુરેશી (લાહોર)

**[૮] કિતાબ** : 'મિરઅતુલ મુહક્કિકીન' (ફારસી અને ઉર્દૂ)

**[૯] કિતાબ** : 'માહ વ અંજુમ' (ઉર્દૂ) ઈસ્વીસન ૧૯૮૩

**લેખક** : પ્રોફેસર ડોકટર મુહમ્મદ મસઊદ અહમદ

**પ્રકાશક** : મકતબા નોઅમાનિયહ, સિયાલકોર્ટ, (પાકિસ્તાન)

**[૧૦ કિતાબ** : 'તઝકિરએ મઝહરે મસઊદ'

**લેખક** : પ્રોફેસર, ડોકટર મુહમ્મદ મસઊદ અહમદ

**પ્રકાશક** : મદીનહ પબ્લીશિંગ કુંપની, કરાંચી

**[૧૧]કિતાબ** : 'સિંધકે સૂફિયાએ નકશબંદ'

**લેખક** : ડોકટર સાહબઝાદહ અબૂલ્ ખૈર મુહમ્મદ ઝુબૈર

**પ્રકાશક** : ઝિયાઉલ કુર્આન પબ્લીશિંગ કુંપની, લાહોર

**[૧૨ કિતાબ** : 'ઈશ્કકે ઈમ્તિહાં'

**લેખક** : પીર સય્યિદ વઝીર અલી શાહ કાદરી, નકશબંદી, મુજદ્દિદી (ભૂજ–કચ્છ)

**પ્રકાશક** : મુજદ્દિદે અલ્ફેસાની ટ્રસ્ટ, ભાવનગર

**[૧૩]કિતાબ** : 'બઝમે જાનાં'

**લેખક** : ડોકટર સાહબઝાદહ અબૂલ ખૈર મુહમ્મદ ઝુબયર

**પ્રકાશક** : રુકનુલ ઈસ્લામ પબ્લીકેશન્સ,
હયદરાબાદ સિંધ (પાકિસ્તાન)

# અનુક્રમણિકા

## પહેલો વિભાગ

### મકાન શરીફના બુઝુર્ગોના પૂર્વજો

## બીજો વિભાગ

## હઝરત સય્યિદ હુસયનઅલી શાહ સાહબ ઉર્ફે હઝરત ભૂરેવાલે સાહબ રહમતુલ્લાહિ અલયહિ

## ત્રીજો વિભાગ

## હઝરત સય્યિદ હુસયન અલી શાહ સાહબ રહિમહુલ્લાહુના મહાન ખલીફા હઝરત સય્યિદ બક્કન શાહ સાહબ કલાનૂરી રહિમહુલ્લાહ

## ચોથો વિભાગ

## હઝરત કુત્બુલ અકતાબ સય્યિદ ઈમામઅલી શાહ સાહબ નકશબંદી, મુજદ્દિદી રહિમહુલ્લાહ

## પાંચમો વિભાગ

**હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ, ખલીફા અને જાનશીન હઝરત મૌલાના સય્યિદ સાદિકઅલી શાહ સાહબ રહિમહુલ્લાહ**

# સાતમો વિભાગ

## હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિ

# પહેલો વિભાગ

## મકાન શરીફના બુઝુર્ગોના પૂર્વજો

### 1 હઝરત સય્યિદ અબૂલ મુબારક (રહ.)

હઝરત સય્યિદ હુસયનઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની વંશાવળી ૩૧ (એકત્રીસ) વાસ્તાથી હઝરત સય્યિદ ઈમામ હુસૈન ઈબ્ને અલી રદિયલ્લાહુ તઆલા અન્હુ સુધી પહોંચે છે એટલે આપ હુસૈની સય્યિદ હતા.

હઝરત શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના પૂર્વજો પૈકી એક બુઝુર્ગનું નામ હઝરત સય્યિદ અબૂલ મુબારક બિન સય્યિદ ફખ્રુદીન સાહબ હતું. આપની વંશાવળી ૨૪ (ચોવીસ) વાસ્તાથી હઝરત સય્યિદ ઈમામ હુસૈન રદિયલ્લાહુ તઆલા અન્હુ સુધી પહોંચે છે.

ખિલાફતે અબ્બાસિયહના અંત ભાગમાં આપ થયા હતા. આપના બે ફરઝંદો હતા જેમાં સય્યિદ ફત્હુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ વિશિષ્ટ હતા.

### 2 હઝરત સય્યિદ ફત્હુલ્લાહ સાહબ (રહ.)

હઝરત સય્યિદ અબૂલ મુબારક રહમતુલ્લાહિ અલયહિ

સામરહના હાકિમના લશ્કરમાં સેનાપતિ હતા. એક યુદ્ધમાં વિજય મેળવીને પાછા આવી રહ્યા હતા ત્યારે આપને ત્યાં ફરઝંદનો જન્મ થયાની આપને ખૂશખબર મળી એટલે આપે યુદ્ધમાં મેળવેલી ફતેહની યાદગાર તરીકે આપના ફરઝંદનું નામ 'ફત્હુલ્લાહ' રાખ્યું.

આપના ખાનદાનમાં ઘણી જાગીર હતી પરંતુ આપનો વધારે હિસ્સો ફકીરો અને ગરીબો પર ખર્ચ થતો હતો. આપે ફરઝંદની તા'લીમ માટે બગદાદથી કાબિલ ઉસ્તાદોને બોલાવ્યા.

આપે પરંપરાગત, પ્રચલિત ઈલ્મ મેળવવા ઉપરાંત લશ્કરી તા'લીમ પણ મેળવી. તલવાર ચલાવવી, તીરંદાઝી કરવી વગેરે શસ્ત્રો ચલાવવામાં અને યુદ્ધ કળામાં આપે પ્રવિણતા અને કુશળતા પ્રાપ્ત કરી.

આપના વાલિદે આપને પોતાની જગાએ લશ્કરના સેનાપતિ તરીકે નિમણુંક કરાવી અને આપ એ જ વર્ષે ઈન્તિકાલ ફરમાવી ગયા.

## એક દુરવેશની હઝરત દાનિયાલ વિષે આગાહી

હઝરત સય્યિદ ફત્હુલ્લાહ સાહબ જયારે હજ માટે તશરીફ લઈ ગયા ત્યારે ત્યાં આપની મુલાકાત એક દુરવેશ સાથે થઈ. આપ દુરવેશને દરરોજ પોતાના તરફથી ખાવાનું મોકલતા હતા અને પોતે પણ તેમની ઘણી ખિદમત કરતા હતા.

એક દિવસે જયારે આપ એ દુરવેશની ખિદમતમાં હાજર થયા ત્યારે તેમણે કહ્યું કે :

> "તમારા ઘરે એક ફરઝંદનો જન્મ થયો છે. તમને મુબારકબાદ. જયારે તમે ઘરે જાઓ ત્યારે તેનું નામ 'દાનિયાલ' રાખજો. એ ફરઝંદ ફઝલ અને બરકતવાળો થશે."

આપે ઘર પહોંચીને દુરવેશના ફરમાન પ્રમાણે પોતાના

સાહબઝાદહનું નામ 'દાનિયાલ' રાખ્યું.

જયારે સય્યિદ ફત્હુલ્લાહનો ઈન્તિકાલ થયો ત્યારે આપનો પુત્ર 'દાનિયાલ' હજુ બાળક હતો.

## ③ હઝરત સય્યિદ દાનિયાલ રહમતુલ્લાહિ અલયહિ

બાળપણમાં જ વાલિદનો ઈન્તિકાલ થવાથી અને વારસા અંગે કૌટુંબિક ઝઘડાના કારણે હઝરત સય્યિદ દાનિયાલ વધારે તા'લીમ મેળવી નહિ શકયા. એટલે તા'લીમ મેળવવવાના ઈરાદાથી આપે પોતાનું વતન સામરાહ છોડીને બગદાદ જવાનો ઈરાદો કર્યો. ત્યારે બગદાદ તા'લીમ અને વિદ્યાઓનું મર્કઝ (કેન્દ્ર) હતું.

આપ બગદાદ તશરીફ લઈ જઈ રહ્યા હતા ત્યારે રસ્તામાં દુરવેશોના એક સમૂહ સાથે આપની મુલાકાત થઈ. દુરવેશો હજના ઈરાદાથી મક્કા મુઅઝઝમા જઈ રહ્યા હતા. આપના મા'સૂમ દિલ પર તેમની સોહબત (સંગત)ની અસર થઈ અને આપ પણ તેમની સાથે જોડાઈ ગયા અને મક્કા મુઅઝઝમા ગયા.

કેટલીયે હજ કરી અને પછી ત્યાંથી મદીનહ મુનવ્વરહ ગયા. ત્યાં રાત–દિવસ ઈબાદતમાં મશગૂલ રહેવા લાગ્યા અને ત્યાં જ સ્થાયી થઈ ગયા.

### હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપને ઈરફાને ઈલાહીના ઉલૂમનો ખઝાનો ઈનાયત ફરમાવ્યો

એક વખતે હઝરત સય્યિદ દાનિયાલે મદીનહ મુનવ્વરહથી પોતાના વતન પાછા જવાનો ઈરાદો કર્યો. રાતે હુઝૂરે અકદસ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝહ મુબારક પર આખરી સલામ માટે હાજર થયા.

આપ ફરમાવતા હતા કે :

"હું જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દર પર હાજર થયો તો મકાશિફહમાં (દિલની આંખોથી) જોયું કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે :

"તમારું મોઢું ખોલો !"

જયારે મેં મોઢું ખોલ્યું તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દ્રાક્ષના બે દાણા મારા મોઢામાં પોતાના મુબારક હાથ વડે મૂકયા.

તે પછી ફરમાવ્યું કે :

"આ ઈરફાને ઈલાહીના ઉલૂમનો ખઝાનો છે. એ તમારા સીનામાં અમાનત તરીકે મૂકવામાં આવ્યો છે. કેટલાક સમય પછી એનો વિકાસ થશે."

હઝરત સય્યિદ દાનિયાલ ફરમાવે છે કે :

☐ તે પછી મેં જોયું કે મારા સીનામાંથી બે નૂરાની શમ્અહ (મિણબત્તીઓ) જાહેર થઈ અને એ બંને મિણબત્તીથી બીજી કેટલીયે મિણબત્તીઓ રોશન થઈને વાતાવરણને મુનવ્વર કરી રહી છે.

☐ તે પછી મેં જોયું કે મારા બન્ને હાથો પાંખો બની ગયા છે. અને મને ઊડવાની શકિત પ્રાપ્ત થઈ ગઈ છે.

☐ મેં જોયું કે એક બુઝુર્ગ મને ફરમાવી રહ્યા છે :

"દાનિયાલ તમે પોતાના વતન જવાનો ઈરાદો કરી રહ્યા છો પરંતુ સર્વશકિતમાન અલ્લાહ તઆલાએ તમારા ખોરાક—પાણી માટે હિન્દુસ્તાનને તમારું વતન નક્કી કરેલું છે."

## એક સાહિબે દિલ બુઝુર્ગે હઝરત દાનિયાલને હિન્દુસ્તાન જવાની સલાહ આપી અને ત્યાં આપની નસલમાં બે મહાન બુઝુર્ગો પૈદા થવાની આગાહી ફરમાવી

હઝરત સય્યિદ દાનિયાલ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

"ગઈ રાતના બનાવના કારણે સવારે હું ઘણો બેચેન અને ચિંતાતુર હતો. રાતનો સમગ્ર બનાવ મેં એક સાહિબે હાલ બુઝુર્ગને બયાન કર્યો."

એ બુઝુર્ગે ફરમાવ્યું કે :

☐ "આપના ખોરાક–પાણી હિન્દુસ્તાનમાં છે.

☐ આપની નસલમાંથી બે ઘણાં મોટા બુઝુર્ગો પૈદા થશે. તેઓ એક ઝમાનાને નૂરે મઝહબથી મુનવ્વર કરશે. તેઓ કોઈ ખાસ સમયે જાહેર (પૈદા) થશે."

## હિન્દુસ્તાનમાં સૂરત બંદરે ઉતરી પ્રથમ અજમેર શરીફ હાજર થશો !

હઝરત દાનિયાલ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

મેં એ બુઝુર્ગને અરજ કરી કે :

"હિન્દુસ્તાન ઘણું દૂર છે. સફર ઘણો મુશ્કિલ છે. મારી પાસે વાટ ખર્ચી માટે કંઈ નથી."

તેમણે જવાબ આપ્યો કે :

"અલ્લાહ તઆલાને જે કરવાનું મંઝૂર હોય છે, તેના અસબાબ ખૂદ–બ–ખૂદ (આપોઆપ) પૈદા થઈ જાય છે. ગભરાઓ નહીં ! તમારી તમામ સમસ્યાઓ હલ થઈ જશે. તમને સમજાવી દઉં છું

કે જયારે તમે સૂરત બંદરગાહ પર જહાઝથી ઉતરો તો સૌથી પ્રથમ અજમેર શરીફ તશરીફ લઈ જશો. અને કેટલોક સમય વલિય્યુલ્ હિન્દ હઝરત મુઈનુદ્દીન અજમેરી રહમતુલ્લાહિ અલયહિના રોઝહ પર થોભજો. કારણ કે, આપ સુલતાનુલ હિન્દ છે અને હિન્દુસ્તાનની તમામ બરકતો આપના તા'બામાં છે.

તે પછી ત્યાંથી જયારે ઈર્શાદ થાય અને ઈજાઝત મળે ત્યારે તમારા ખાનદાનના બુઝુર્ગ સય્યિદ બહાઉદ્દીન શાહમદાર (રહ.)ની પાસે જશો અને તેમની ખિદમતમાં પોતાના હાલાત બયાન કરશો. તેઓ જે કંઈ ફરમાવે તેના પર અમલ કરશો."

## હઝરત દાનિયાલના હિન્દુસ્તાનના સફરની વિગતો

હઝરત સય્યિદ દાનિયાલ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે :

મેં હિન્દુસ્તાન જવાનો મક્કમ નિર્ધાર કરી લીધો. અને અલ્લાહ તઆલાનું નામ લઈ સફર શરૂ કરી દીધો. અલ્લાહ તઆલાની મદદ મારી સાથે હતી. હું પેલા બુઝુર્ગના ફરમાન પ્રમાણે જહાઝમાંથી સૂરત બંદરગાહે ઉતરીને અજમેર શરીફ જવા રવાના થયો.

અજમેર શરીફ પહોંચીને ત્યાં ઉતારો કર્યો. કેટલોક વખત વિતવા બા'દ મેં એક દુરવેશથી મારા સફરના હાલાત બયાન કર્યા.

તેમણે કહ્યું કે :

"ઈસ્તિખારહ કરીને જવાબ આપીશ."

સવારે જયારે હું તેમને મળ્યો તો તેમણે ફરમાવ્યું કે :

"તમે સીધા મકનપૂર ચાલ્યા જાઓ. અત્યારે કય્યૂમે ઝમાં હઝરત બદીઉદ્દીન શાહમદાર છે. તેમની ખિદમતમાં હાજર થઈને પોતાનો હાલ બયાન કરો. ત્યાંથી તમને માર્ગદર્શન

મળશે. ત્યાંથી જે હુકમ મળે તેનું પાલન કરજો.''

## કચ્છૂમે ઝમાં હઝરત બદીઉદ્દીન શાહમદાર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજરી

હઝરત દાનિયાલ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે :

હું એ બુઝુર્ગના ફરમાવવા મુજબ મકનપૂર પહોંચ્યો. મારો હાલ અર્ઝ કરવા માટે હઝરતની ખિદમતમાં હાજર થયો. તે વખતે આપ હાલતે સુકર (બે ખૂદીની હાલત)માં હતા. એટલે હું ત્યાં કેટલાક દિવસો રોકાયો.

જયારે આપ હોશમાં આવ્યા ત્યારે મેં આપને મારો હાલ વિગતવાર, વિસ્તૃત બયાન કર્યો.

આપે મહેરબાની ફરમાવીને પ્રથમ મને બયઅત કર્યો.

તે પછી ફરમાવ્યું કે :

- "તમારું આ મુલ્કમાં આવવું હિકમતથી ખાલી નથી. એમાં કેટલીયે મસ્લિહતો છે. અને હવે તમારો સફર ટૂંકમાં પૂરો થઈ જનારો છે. અને જયાં અલ્લાહ તઆલાને આપનું પહોંચવું મંઝૂર છે ત્યાં પહોંચી જશો.
- જે બુઝુર્ગે આપને અરબસ્તાનથી હિન્દુસ્તાન રવાના કર્યા છે તેમણે વગર કારણે આપને નથી મોકલ્યા. બલ્કે અલ્લાહનો એ જ હુકમ હતો.
- આપને દ્રાક્ષના જે બે દાણા ખવડાવ્યા હતા તેની તઅબીર (ભાવાર્થ) આ છે કે, કેટલાક સમય બા'દ આપની નસલમાં બે મર્દાને ખુદા (બુઝુર્ગો) પૈદા થશે. જેમની બરકતો અને અનવારથી ઝમાનો રોશન થઈ જશે. અને તેમની શમ્એ હિદાયતથી બીજા કેટલાયે લોકો ફયઝયાબ અને રોશન થશે. અને તેમની બરકતથી કુફર અને શિર્કનું અંધારું દૂર થઈ જશે.
- આપના બન્ને હાથો પાંખો બની ગયા હતા તેમાં આપના પ્રવાસ તરફ ઈશારો હતો.''

## હઝરત બદીઉદ્દીન શાહમદાર રહમતુલ્લાહિ અલયહિના સફરની અને મકાન શરીફમાં થોભવાની ટૂંકમાં વિગતો

હઝરત દાનિયાલ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

તે પછી હઝરતે પોતાના સફરના હાલાત મને ટૂંકમાં બયાન ફરમાવ્યા કે જેથી મારા દિલને સંતોષ થાય.

હઝરત બદીઉદ્દીન શાહમદાર રહિમહુલ્લાહુએ ફરમાવ્યું કે :

"હું હલબમાં રહેતો હતો. જ્યારે મને મખ્દૂમે આ'લાથી ખિલાફતનો ખિર્કહ અર્પણ થયો ત્યારે હુકમ થયો કે :

"હિન્દુસ્તાનામાં એવી જગાએ જઈને ઈસ્લામનો પ્રચાર અને પ્રસાર કરો જ્યાં ઈસ્લામના નામ કે નિશાન પણ ન હોય. જે જગા ઝુલ્મ અને સિતમથી ભરપૂર હોય."

હુકમના પાલન માટે હું હિન્દુસ્તાન જવા માટે જહાઝમાં સવાર થયો. ઘણી મુશ્કેલીઓ અને મુસીબતો પછી હું હિન્દુસ્તાન પહોંચ્યો. ત્યાં પંજાબમાં રાવી નદીના કિનારે એક શહેરમાં પહોંચ્યો. ત્યાં છત્રધારી નામનો રાજા રાજ કરતો હતો. એ શહેર એની રિયાસત (રજવાડા)નું રાજધાનીનું શહેર હતું. એ રાજા ખૂબ ઝાલિમ, સંગદિલ અને કોમવાદી હતો.

### રત્ર-છત્ર નામ પડવાનું કારણ

અલ્લાહ તઆલાના ફરમાન પ્રમાણે મેં ત્યાં રહીને વર્ષો સુધી ઈસ્લામનો પ્રચાર અને પ્રસાર કર્યો. પરંતુ રાજા છત્રધારીને મુસલમાનોથી ખૂબ નફરત હતી. મુસલમાનને જ્યાં પણ જોતો કતલ કરી દેતો. તેનું ખૂન (રક્ત) પોતાના છત્ર ઉપર લગાવીને તખ્ત ઉપર

બેસતો હતો. એટલા જ માટે એ શહેરનું નામ રકત છત્ર અથવા રત્ર–છત્ર મશહૂર થઈ ગયું અને એ જ નામથી આજ સુધી મશહૂર છે.

જયારે રાજાના ઝુલ્મ અને સિતમ હદથી વધી ગયો ત્યારે ગેબી ઈશારા પ્રમાણે હું ત્યાંથી હિજરત કરીને મકનપૂર આવીને સ્થાયી થયો.

મેં જેવી રત્રછત્રથી હિજરત કરી કે તરત જ ત્યાં અલ્લાહ તઆલાનો અઝાબ નાઝિલ થયો અને એ શહેર બરબાદ થઈ ગયું.

## મકનપૂરથી હવે દિલ્હી જઈ ત્યાંથી રત્ર–છત્ર જઈ એ શહેરને ફરીથી આબાદ કરવા હઝરત દાનિયાલને પીર સાહબે હુકમ ફરમાવ્યો

હઝરત સય્યિદ દાનિયાલ રહમતુલ્લાહિ અલયહિના પીર કય્યૂમે ઝમાં હઝરત બદીઉદ્દીન શાહમદાર રહમતુલ્લાહિ અલયહિએ પોતાની આપવીતી જણાવ્યા પછી હઝરત સય્યિદ દાનિયાલને ફરમાવ્યું કે :

> "હવે તમે અહીંથી પ્રથમ દિલ્હી જાઓ. ત્યાં નિકાહ કરો અને કેટલોક સમય રહેવા બા'દ પંજાબમાં રત્ર–છત્ર જાઓ અને એ શહેરને ફરીથી આબાદ કરો."

## હઝરત સય્યિદ દાનિયાલ દિલ્હી તશરીફ લઈ ગયા

હઝરત દાનિયાલ પીર સાહેબના હુકમ પ્રમાણે મકનપૂરથી દિલ્હી તશરીફ લાવ્યા. એ હિજરી સન ૮૩૬ મુતાબિક ઈસ્વીસન ૧૪૧૮ નું વર્ષ હતું. ત્યારે દિલ્હીમાં સય્યિદ ખિઝરખાન ઈબ્ને સય્યિદ સુલયમાન ખાન દિલ્હીમાં બાદશાહ હતો.

## દિલ્હીમાં નિકાહ અને અવલાદ

દિલ્હીમાં ત્યારે એક મશહૂર બુઝુર્ગ હાજી સય્યિદ મસઊદ

સાહબ રહેતા હતા. તેમની સાથે હઝરત સય્યિદ દાનિયાલનો પરિચય થયો. આપ તેમને ત્યાં કેટલોક સમય મહેમાન રહ્યા.

હઝરત સય્યિદ મસઊદ સાહબને ઔલાદમાં માત્ર એક બાલિગ સાહબઝાદી હતી. પુત્રો ન હતા. હઝરત સય્યિદ દાનિયાલના સુંદર અખ્લાક અને નેક સીરત જોઈને આપ પ્રભાવિત થયા અને પોતાની સાહબઝાદીના નિકાહ તેમની સાથે કરી દીધા.

આપ ઘણા લાંબા સમય સુધી હઝરત સય્યિદ મસઊદ સાહબના ઘરે ઘર જમાઈ તરીકે રહ્યા. એ દરમિયાન આપની બીવી સાહિબાને ત્રણ પુત્રો પૈદા થયા :

(૧) સય્યિદ ગફૂર (૨) સય્યિદ તફૂર (૩) સય્યિદ ખ્વાજા

## રત્ર–છત્ર જવા રવાનગી

આપને હવે રત્ર–છત્ર જવાનો ઈલ્હામ થયો. પ્રથમ બે સાહબઝાદાઓ અને બીવી સાહિબા દિલ્હીમાં રોકાયા. હઝરત સય્યિદ મસઊદ સાહબને પુત્રો ન હોવાથી બન્ને નવાસાઓને પોતાની પાસે રાખી લીધા.

હઝરત સય્યિદ દાનિયાલ નાના પુત્ર સય્યિદ ખ્વાજાને પોતાની સાથે લઈને રત્ર–છત્ર (પંજાબ) જવા રવાના થયા.

## આપના આવવાથી રત્ર–છત્ર ફરી આબાદ થઈ ગયું

આપ રત્ર–છત્ર પહોંચ્યા ત્યારે ત્યાં કોઈ આબાદી ન હતી. રત્ર–છત્રની પૂર્વ દિશામાં કલાંનૂર અને અગ્નિ દિશામાં નારોવાલ શહેર આબાદ હતું.

હઝરત સય્યિદ દાનિયાલે ત્યાં એક ઝુંપડી બનાવી તેમાં રહેવા લાગ્યા.

## આપથી કરામતો જાહેર થવા લાગી

[૧]

તે દિવસોમાં સંજોશવશાત ફેરૂડાલ ગામના પશુઓમાં મરકીનો રોગ ફેલાયો. અનેક પશુઓ ટપોટપ મરવા લાગ્યા. ફેરૂએ હઝરતને દુઆ માટે અરજ કરી. આપે પાણી દમ કરીને આપ્યું. એનાથી પશુઓનો રોગચાળો દૂર થઈ ગયો. ફેરૂ આપનો ખૂબ અકીદતમંદ થઈ ગયો. તે પોતે હઝરતની પાસે રહેવા માટે આવી ગયો અને ત્યાં પોતાનું મકાન બનાવ્યું.

[૨]

એક ઓરતને જિન્નાતની અસર હતી. હઝરતની દુઆથી અલ્લાહ તઆલાએ તેને શિફા આપી.

[૩]

ચૌધરી બદ્દૂ જેના નામ પર બદ્દૂલી શહેર આબાદ છે તેને ત્યાં કોઈ ઔલાદ ન હતી. હઝરતની દુઆથી તેને ત્યાં ઔલાદ થઈ.

આવી અનેક કરામતો જાહેર થવાના કારણે લોકોમાં આપ ખૂબ જ મશહૂર થઈ ગયા. લોકોના ટોળેટોળાં આપની ખિદમતમાં હાજર થવા માંડયા અને ઘણાં ત્યાં જ મકાનો બનાવીને રહેવા લાગ્યા. એટલે ધીરે ધીરે રત્ર–છત્ર ફરીથી આબાદ થઈ ગયું.

## પીર બુચા જટ રંધાવા

હઝરત સય્યિદ દાનિયાલ દિલ્હીથી રવાના થઈને જયારે રત્ર–છત્ર આવી રહ્યા હતા ત્યારે ધર્મચકર નામના ગામમાં સાંજ પડી

ગઈ. ત્યાં તહરાજ નામના એક શખ્સને ત્યાં ઔલાદ થતી ન હતી. હઝરતને દુરવેશ સૂરત સમજીને પોતાના ઘરે લઈ ગયા અને ખૂબ પરોણાગત કરી અને ઔલાદ થવા માટે દુઆ કરવા અરજ કરી.

હઝરતે અલ્લાહ તઆલાથી ખૂબ દુઆ કરી અને તે પછી તેને ફરમાવ્યું કે :

> "અલ્લાહ તઆલા આપને બે જોડિયા પુત્રો આપશે. તેમાંથી એકના તમામ અંગો સહીહ હશે અને બીજાના કાનો બુચા (ખૂબ નાના અથવા કપાયેલા) હશે."
>
> સહીહ અંગવાળો પુત્ર તમારી પાસે રાખજો અને બુચો પુત્ર મને આપી દેજો."

તહરાજ ઘણો ખૂશ થઈ ગયો અને તેણે હઝરતને એ પ્રમાણે કરવા માટે વચન આપ્યું.

## બે જોડિયા પુત્રોનો જન્મ

નવ મહિના પછી હઝરતના ફરમાવ્યા પ્રમાણે તહરાજની પત્નીને બે જોડિયા પુત્રો જન્મયા. તેમાંથી એક સહીહ અંગોવાળો અને બીજો કાને બુચો હતો.

તહરાજ રત્ર–છત્ર હઝરતની ખિદમતમાં હાજર થયો અને પોતે આપેલા વચન પ્રમાણે બુચા પુત્રને હઝરતના હવાલે કરી દીધો.

હઝરતે એ બુચા છોકરાની પરવરિશ કરી. તેને દીની અને બાતિની (રૂહાની) ઈલ્મથી મુશર્રફ કર્યો.

હઝરતે તેના નિકાહ ચૌધરી બદ્દૂની પુત્રી સાથે કરાવ્યા. હઝરતની હયાતીમાં એ બુચા છોકરાને ત્યાં પણ ચાર પુત્રો પૈદા થયા.

હઝરતના હુકમથી એ પાલક પુત્ર પોતાના પિતાના ગામમાં જઈને સ્થાયી થયો અને દીની તથા બાતિની (રૂહાની) ઈલ્મનો ત્યાં ફેલાવો કર્યો અને 'પીર બુચા' નામથી લોકોમાં મશહૂર થઈ ગયો.

## પીર બુચાની વફાત અને મઝાર

૯, સફર, હિજરી સન ૯૫૮ મુતાબિક ઈસ્વીસન ૧૫૫૧ માં પીર બુચાનો ઈન્તિકાલ થયો.

હઝરત સય્યિદ દાનિયાલ રહમતુલ્લાહિ અલયહિના મઝારની ઉત્તર દિશામાં પીર બુચાનો મઝાર છે.

હઝરત સય્યિદ દાનિયાલ રહમતુલ્લાહિ અલયહિની દુઆથી પીર બુચાને દુનિયા અને દીન બન્ને નસીબ થયા.

## હઝરત સય્યિદ દાનિયાલની વફાત

હઝરતે પોતાની હયાતીમાં પોતાના ફરઝંદ સય્યિદ ખ્વાજાને પોતાના જાનશીન નક્કી કરી દીધા અને ૯, રબીઉલ્ આખર, હિજરી સન ૯૦૪ (ઈસ્વીસન ૧૪૯૮)માં બુધવારના દિવસે ઈન્તિકાલ ફરમાવ્યો. એ વખતે દિલ્હીમાં બહલૂલ લોઢીની હુકૂમત હતી.

## આપનો મઝારે મુબારક

જે હુજરા (કમરા)માં આપ રહેતા હતા, તેમાં જ દફન કરવામાં આવ્યા જે ઈદગાહની દક્ષિણ દિશામાં આવેલ છે.

આપનો મઝારે મુબારક રત્ર-છત્ર (મકાન શરીફ)માં હજુ સુધી મોજૂદ છે.

# 4 હઝરત સય્યિદ શાહ મુહમ્મદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ

હઝરત સય્યિદ દાનિયાલ (રહ.)ના ઈન્તિકાલના ૧૯૦ (એક સો નેવું) વર્ષ બાદ, આપની પાંચમી પેઢીમાં, હિજરી સન ૧૦૮૬ મુતાબિક ઈસ્વીસન ૧૬૭૫ માં હઝરત સય્યિદ શાહ મુહમ્મદ સાહબ (રહ.)નો જન્મ થયો. એ ઝમાનો હઝરત ઔરંગઝેબ આલમગીર (રહ.)નો હતો.

આપને દીની અને દુન્યવી તરક્કી હાસિલ થઈ.

## આપનો બાળપણનો આપઘાતના પ્રયાસનો બનાવ

બાળપણમાં આપની ઝબાનમાં લુકનત હતી. બોલવામાં તકલીફ થતી હતી. યાદશકિત પણ સારી ન હતી. મદ્રસહનો સબક સારી રીતે યાદ કરી શકતા ન હતા એટલે ઉસ્તાદનો, ઘરવાળાઓનો દરરોજ ઠપકો સાંભળવો પડતો હતો. એટલે આપે કંટાળીને આપઘાત કરવાનો ઈરાદો કર્યો અને નદી કિનારે પહોંચ્યા.

## એક બુઝુર્ગે આપઘાતથી અટકાવી દુઆ ફરમાવી

આપ નદીમાં કૂદવાની તૈયારીમાં હતા ત્યારે જ પાછળથી એક બુઝુર્ગે આપને પકડી લીધા અને પૂછયું કે :

"બેટા ! આ શું કરો છો ?"

આપે એ બુઝુર્ગને પોતાની બધી વિગતો જણાવી.

આપની વાત સાંભળીને એ બુઝુર્ગની આંખોમાં આંસૂઓ આવી ગયા. આપને પોતાના સીનાથી લગાવી લીધા. અને પોતાના મુખમાંનું થૂંક આપના મુખમાં નાખ્યું અને ખૂબ દુઆ ફરમાવી. અને આપને વાપસ ઘરે

લઈ ગયા અને ત્યાંથી રવાના થઈ ગયા. તે પછી તેઓ કદી દેખાયા નહિ.

આ બનાવ પછી આપની ઝબાનની લુકનત જતી રહી અને જાહેરી તથા બાતિની ઉલૂમના દરવાજાઓ ખૂલી ગયા. આપની યાદશક્તિ પણ ખૂબ તેઝ થઈ ગઈ.

## આપના વાલિદ સાહબનો ઈન્તિકાલ

આપની ઉંમર માત્ર ૧૬ (સોળ) વર્ષની હતી ત્યારે આપના વાલિદ સાહબ સય્યિદ આરિફનો હિજરી સન ૧૧૦૩ માં ઈન્તિકાલ થઈ ગયો. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

## આપની સંપત્તિ અને શોહરત

બાવીસ વર્ષની યુવાન ઉંમરે આપે જમીનોના ખરીદ–વેચાણનો કારોબાર શરૂ કર્યો. અલ્લાહ તઆલાએ આપને એમાં ખૂબ બરકત આપી. થોડા જ વખતમાં આપ ખૂબ જ સંપત્તિવાન થઈ ગયા. મોટા મોટા અમીરો, જમીનદારો, જાગીરદારો સાથે આપનો સંબંધ થયો.

આપની શોહરત દૂર દૂર સુધી ફેલાઈ ગઈ. ત્યારના બાદશાહ મુહમ્મદ શાહ તરફથી હિજરી સન ૧૧૫૪ માં કેટલાક ગામોને આબાદ કરવાની સનદ આપને આપવામાં આવી.

ટૂંકમાં આપે એક ઊંચી હેસિયત પૈદા કરી લીધી અને હાકિમો અને શાહી દરબારોમાં આપે ઉચ્ચ સ્થાન મેળવી લીધું.

અહમદશાહ અબ્દાલી જયારે પંજાબ આવ્યો તો આપે તેની સાથે પણ મુલાકાત કરી.

## આપની દુઆથી એક તવાઈફને નવજીવન મળ્યું

એક દિવસે બાનૂ નામની એક તવાઈફ (નાચનારી) આપની

ખિદમતમાં હાજર થઈ. તેને કોઈ અસાધ્ય, જીવલેણ રોગ થયો હતો. ઘણાં ઈલાજો કરવા છતાં ફાયદો થતો ન હતો એટલે ઝિંદગીથી નિરાશ થઈ ગઈ હતી.

હઝરત સય્યિદ શાહ મુહમ્મદ સાહબે તેને ફરમાવ્યું કે :

"સૌથી પ્રથમ તું તારા આ બુરા ધંધાથી તવબહ કર અને વચન આપ કે જો અલ્લાહ તઆલા તને તંદુરસ્તી આપે તો કોઈ શખ્સની સાથે નિકાહ કરી લેશે."

તેણીએ આપની વાત કબૂલ કરી લીધી તો આપે દુઆ ફરમાવી.

આપની દુઆથી બાનૂને અલ્લાહ તઆલાએ શિફા આપી. તેણીએ દેરા અફઘાનના રહેવાસી મુહમ્મદ ખાન સાથે નિકાહ કરી લીધા જે ફોજમાં ઊંચા હોદ્દા પર હતો.

## આપની ધરપકડ અને જેલવાસ

આપના ઈલાકામાં જ્યારે દેના બેગનું રાજ હતું ત્યારે કેટલાક અદેખા લોકોની કાન ભંભેરણીથી દેના બેગ રાજાએ રાજદ્રોહનો આરોપ લગાવી આપની ધરપકડ કરાવી જેલમાં કેદ કરી લીધા. અને સાતમાં દિવસે આપને તોપ વડે ઉડાવી દઈને મોતની સજા આપવાનું ફરમાન કર્યું.

## દેના બેગના પુત્રની અસાધ્ય બીમારીમાં આપની દુઆથી અલ્લાહ તઆલાએ શિફા આપી

દેના બેગ રાજાનો પુત્ર અહમદ બેગ ઘણા લાંબા સમયથી અસાધ્ય રોગમાં સપડાયો હતો. ઘણા ઈલાજો કર્યા પરંતુ શિફા ન મળી. મોટા મોટા હકીમો પણ એની ઝિંદગીથી નિરાશ થઈ ગયા.

હઝરતની જેલનો પહેરેદાર આપના તકવા અને

પરહેઝગારીથી ખૂબ પ્રભાવિત થયો હતો. તેણે જેલના દારોગા (જેલર) મારફતે રાજાને હઝરતના તકવા અને પરહેઝગારીની વાત પહોંચાડી અને આપથી પુત્ર માટે દુઆ કરાવવા ભલામણ કરી.

દેના બેગે હઝરતને જેલમાંથી પોતાની પાસે લાવવા માટે અફસરને મોકલ્યા. હઝરતે ફરમાવ્યું કે જો દેના બેગ જાતે અહીં મારી પાસે આવે તો હું દુઆ કરીશ. હું ત્યાં નહીં આવું.

પુત્રની ઝિંદગી બચાવવા માટે લાચારીએ દેના બેગ પોતે જેલમાં હઝરતની ખિદમતમાં હાજર થયો અને પોતાના બીમાર પુત્રની શિફા માટે દુઆ કરવા અરજ કરી અને આપને સાથે લઈને પોતાના મહેલમાં બીમાર પુત્રની પાસે લઈ ગયો.

હઝરતે અલ્લાહ તઆલાથી એની શિફા માટે દુઆ ફરમાવી. આપની દુઆથી અલ્લાહ તઆલાએ તેને તત્કાળ શિફા અતા ફરમાવી.

દેના બેગ અને તેની બેગમે હઝરતના ચરણ ચુમ્યા અને આપને ખૂબ માન–સન્માન સાથે, ખૂબ ભેટ–સોગાદ સાથે, રત્ર–છત્ર પહોંચાડી દીધા.

## ઈન્તિકાલ અને મઝાર

૧૦, ઝીકઅદહ, હિજરી સન ૧૧૮૦ મુતાબિક ઈસ્વી સન ૧૭૬૬ માં, શનિવારના દિવસે, ૯૪ (ચોરાણું) વર્ષની ઉંમરે, શાહ આલમ બીજાની બાદશાહતના ઝમાનામાં આપનો ઈન્તિકાલ થયો. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલચહિ રાજિઊન.**

આપે મસ્જિદની પૂર્વ દિશામાં જે બાગ (ફળોની વાડી) બનાવી હતી તેમાં આપને દફન કરવામાં આવ્યા અને ત્યાં આપનો મઝારે મુબારક બનાવવામાં આવ્યો જે આજે પણ મોજૂદ છે.

## આપના વંશમાં બે મહાન નકશબંદી, મુજદ્દિદી બુઝુર્ગો પૈદા થયા

હઝરત સય્યિદ શાહ મુહમ્મદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ૫ (પાંચ) પુત્રો હતા :

(૧) ફઝલે કરીમ (૨) મીર કરીમ (૩) કરમ કરીમ
(૪) શાહ કરીમ (૫) લુત્ફે કરીમ

મજકૂર ૫ (પાંચ) પુત્રો પૈકી નંબર ચાર અને પાંચના વંશમાં બે મહાન નકશબંદી, મુજદ્દિદી બુઝુર્ગો પૈદા થયા અર્થાત્ હઝરત સય્યિદ દાનિયાલ રહમતુલ્લાહિ અલયહિએ મદીનહ મુનવ્વરહમાં વર્ષો પહેલાં ખ્વાબમાં રોશન થયેલી બે શમ્અહ જોઈ હતી તે રોશન થઈ.

એ મહાન બુઝુર્ગો નીચે પ્રમાણે છે :

### [૧] હઝરત સય્યિદ હુસૈન અલી શાહ સાહબ ઉર્ફે હઝરત ભૂરેવાલે સાહબ રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત સય્યિદ શાહ મુહમ્મદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ચોથા પુત્ર સય્યિદ શાહ કરીમના સાહબઝાદહ હતા.

### [૨] હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહિમહુલ્લાહ

આપ હઝરત સય્યિદ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિના પાંચમાં પુત્ર સય્યિદ લુત્ફે કરીમના પુત્ર સય્યિદ ફરઝંદઅલીના પુત્ર સય્યિદ હૈદર અલીના સાહબઝાદહ હતા.

હવે એ બન્ને મહાન નકશબંદી, મુજદ્દિદી બુઝુર્ગોના જીવનચરિત્રો વાચકોની ખિદમતમાં પેશ કરવામાં આવે છે.

# બીજો વિભાગ

## હઝરત સય્યિદ હુસૈન અલી શાહ સાહબ ઉર્ફે હઝરત ભૂરેવાલે સાહબ રહમતુલ્લાહિ અલયહિ

## 1 આપ રહિમહુલ્લાહનું મુબારક જીવન

### આપનો જન્મ

હઝરત સય્યિદ શાહ મુહમ્મદ સાહબનો ઈન્તિકાલ ૧૦, ઝીકઅદહ, ૧૧૮૦ હિજરી સન મુતાબિક ઈસ્વીસન ૧૭૬૬ માં સોમવારના રોજ થયો તે જ રાતે આપના પૌત્ર મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત સય્યિદ શાહ હુસૈન અલી શાહ સાહબનો જન્મ થયો. આપના વાલિદ સાહબનું નામ હઝરત સય્યિદ શાહ કરીમ હતું.

### આપના વાલિદ સાહબનો ઈન્તિકાલ

હઝરત સય્યિદ શાહ હુસૈન અલી સાહબ જયારે માત્ર આઠ વર્ષની ઉંમરના હતા ત્યારે આપના વાલિદ સાહબ હઝરત સય્યિદ શાહ કરીમ સાહબનો ઈન્તિકાલ થઈ ગયો.

## આપની પ્રાથમિક દીની તા'લીમ

રત્ર–છત્ર નજીક ધરમકોટ કસ્બામાં આપના પૂર્વજોએ સ્થાપેલા દીની મદ્રસહમાં આપે પ્રાથમિક દીની તા'લીમ મેળવી. આપના મુદર્રિસ જનાબ મૌલવી અબ્દુલગફૂર સાહબ હતા.

હઝરત સય્યિદ શાહ હુસૈન અલી સાહબે પોતાની કુદરતી સલાહિયતના કારણે નાની ઉંમરમાં જ પ્રાથમિક તા'લીમ ખત્મ કરી લીધી.

## ઉચ્ચ દીની તા'લીમ મેળવવા પેશાવર ગયા

આપની ઈલ્મની પ્યાસ હજુ તૃપ્ત થઈ ન હતી અને ઉચ્ચ દીની તા'લીમ મેળવવાનો શોખ પૂરો કરવા માટે આસપાસ નજીકમાં કોઈ દારુલ્ ઉલૂમ ન હતો.

એ ઝમાનામાં ઉચ્ચ દીની તા'લીમ માટે પેશાવરનો દારુલ્ ઉલૂમ ખૂબ જ મશહૂર હતો. એટલે આપે ત્યાં જવાનો મક્કમ નિર્ધાર કરી લીધો અને હિજરી સન ૧૧૯૯ માં ૧૯ (ઓગણિસ) વર્ષની ઉંમરે આપ પેશાવર તશરીફ લઈ ગયા.

આજીવિકા મેળવવા માટે આપે ઘોડાનો વેપાર શરૂ કર્યો.

૪ (ચાર) વર્ષ આપે પેશાવરમાં દારુલ્ ઉલૂમમાં ઉચ્ચ દીની તા'લીમ મેળવવામાં વીતાવ્યા.

## ઈશ્કે ઈલાહીની આગ ભડકી ઊઠી

એક દિવસે આપે એક જુવાનને મષનવી શરીફના અશઆર પઢતા સાંભળ્યા. તે જુવાન ખૂબ જ લાગણીમાં ડૂબીને, ઝવક અને

શવકથી, હૈયું હચમચાવી કાઢે એવા લહેજામાં, રડતાં–રડતાં અશઆર પઢતો હતો.

કહેવત છે કે :

**અઝ દિલ ખેઝદ, બર દિલ રેઝદ**

દિલમાંથી જે વાત નીકળે, દિલમાં એ તો સીધી ઉતરે.

હઝરત સય્યિદ શાહ હુસૈન અલી સાહબના દિલ પર આ અશઆરની ખૂબ ઊંડી અસર થઈ. આપના દિલમાં ઈશ્કે ઈલાહીની આગ ભડકી ઊઠી.

## હકની તલાશ માટે આપ બાવરા બની ગયા

હકની તલાશની આપને એવી લગન લાગી કે આપને ન તા'લીમનો ખ્યાલ રહ્યો કે ન વેપારનો હોશ રહ્યો. તલાશે યારમાં આપ બાવરા જેવા થઈને નીકળી પડયા.

હિજરી સન ૧૨૦૩ થી ૧૨૦૯ સુધી ૬ (છ) વર્ષ આપે પગપાળા ચાલીને જંગલો, રણો, પહાડો ખૂંદી કાઢયા. જયાં કોઈ ખુદા રસીદહ, સાહિબે કમાલ બુઝુર્ગ વિશે સાંભળતા તો ત્યાં પહોંચી જતા. એ રીતે આપ કાબુલ, ગિઝની, કિલ્લાત વગેરે પ્રદેશોમાં ફરી વળ્યા. જે બુઝુર્ગની પાસે આપ પહોંચતા ત્યાં આપને એક જ જવાબ મળતો કે :

> "આપનો મકસદ મારી પાસે હલ થઈ શકે તેમ નથી. આપના માટે ગૈબથી બીજા શયખ નક્કી થયેલાં છે."

આવા જવાબો મળવા છતાં આપ નિરાશ થતા ન હતા. આપને ખાતરી હતી કે એમના શયખ એમને જરૂર મળશે. એટલે આપ આગળ પ્રવાસ શરૂ કરી દેતા.

## આખરે આપને શયખનું નામ, સરનામું મળ્યું

આખરે આપ જયારે એક બુઝુર્ગની ખિદમતમાં પહોંચ્યા ત્યારે તેમણે પોતાના કશ્ફ વડે જાણીને આપને બતાવ્યું કે :

- અલ્લાહ તઆલાએ આપના માટે જે શયખ મુકર્રર ફરમાવ્યા છે તેમનું નામ હાજી અહમદ છે.
- તેઓ અહીંથી ઘણે દૂર, સિંધમાં રહે છે.
- એમના ગામનું નામ ગોથકાઝી ઉર્ફે ડિમ શરીફ છે.

ત્યાં જવા માટે મજકૂર બુઝુર્ગે આપને ખૂબ જ પ્રેમપૂર્વક વિદાય કર્યા અને ફરમાવ્યું કે :

"જાઓ ! અલ્લાહ તઆલા તમારો નિગહબાન છે."

## ત્રણ શખ્સો આપને લેવા માટે સામેથી આવ્યા !

આખરે હિજરી સન ૧૨૦૯ માં સાંજના સમયે આપ ડિમ શરીફ નજીક પહોંચી ગયા. તે દિવસે વરસાદ હતો અને રસ્તામાં કિચડ હતું. વાદળના કારણે અંધારું થઈ ગયું હતું. અચાનક આપે સામેથી ત્રણ શખ્સોને આવતા જોયા. એકના હાથમાં મશાલ હતી. નજીક આવીને સલામ કર્યા બા'દ તેમણે આપને કહ્યું કે :

> "તશરીફ લાવો ! આપનો ઘણો ઈન્તિઝાર કરવા બા'દ અમે હઝરતના હુકમથી આપની તલાશમાં આવ્યા છીએ."

તેઓ આપને સાથે લઈ ગયા અને હઝરતની ખિદમતમાં પહોંચાડયા.

આપ સલામ અને મુસાફહ બા'દ એક ખૂણામાં બેસી ગયા. ભોજન અગાઉથી જ તૈયાર હતું. ભોજન કરવા બા'દ ઈશાની નમાઝ

પઢવામાં આવી. હઝરત આપને આરામ કરવાનો હુકમ ફરમાવી પોતાના ઘરે તશરીફ લઈ ગયા.

## આપ અહીં આવી રહ્યા હોવાની જાણ હઝરતને પહેલાંથી થઈ ગઈ હતી

હઝરત શાહ સય્યિદ હુસયન સાહબ રહમતુલ્લાહિ અલયહિ ડિમ શરીફ પહોંચ્યા તેના કેટલાયે દિવસો પહેલાં હઝરત હાજી અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના મુરીદોને ફરમાવ્યું હતું કે :

"બુલંદ ઈસ્તિઅદાદ (ઉચ્ચ સલાહિયતવાળા) એક તાલિબ પંજાબથી અહીં આવી રહ્યા છે. તેમના પર અલ્લાહ તઆલાની કમાલે રહમત છે."

જયારે આપ ડિમ શરીફ પહોંચી ગયા ત્યારે હઝરતે પોતાના મુરીદોને ફરમાવ્યું કે :

"જેમનો હું ઈન્તિઝાર કરતો હતો અને જેમના આવવાની મેં આપ લોકોને જાણ કરી હતી તે આ શખ્સ છે. એમના પર અલ્લાહ તઆલાનો ફઝલ છે."

## હઝરતની ખિદમતમાં વીતેલો પહેલો દિવસ

- અરધી રાત પછી હઝરત ઘરથી તશરીફ લાવ્યા.
- તહજજુદની નમાઝ બા'દ હકના તાલિબોને તવજજુહ ફરમાવી.
- ફજરની નમાઝ બા'દ કુર્આન શરીફની તિલાવત થઈ.
- ઈશરાકનો સમય થતા ઈશરાક અદા કરવામાં આવી.
- તે પછી સવારના મઅમૂલાત પૂરા કરવામાં આવ્યા.
- તે પછી હઝરતે આપને ફરમાવ્યું કે :

"ગઈ રાતે આપનો ઘણો ઈન્તિઝાર કર્યો. તે પછી મારા પુત્રને

બે દુરવેશો સાથે આપને લેવા માટે મોકલ્યા કે અંધારામાં કયાંક આપ રસ્તો ભૂલી ન જાઓ.''

- તે પછી હઝરત ફરી ઘરે તશરીફ લઈ ગયા.
- ઝોહરની નમાઝ વખતે આપને ગુસલ કરવા માટે ઈર્શાદ ફરમાવ્યો.
- ગુસલ બા'દ ઈસ્તિખારહ કરવા માટે ફરમાવ્યું.

હઝરત શાહ સય્યિદ હુસૈન અલી સાહબે અરજ કરી કે :

''ઈસ્તિખારહની જરૂરત ત્યાં હોય છે જયાં કંઈ શંકા હોય.''

હઝરત અકદસે કંઈ જવાબ ન આપ્યો.

- અસર, મગરિબ અને ઈશાની નમાઝ પઢવામાં આવી.
- ઈશા બા'દ હઝરત ઘરે તશરીફ લઈ ગયા અને આપને આરામ કરવા માટે ઈર્શાદ ફરમાવ્યો.

## બીજી રાતે આપને મદીનહ મુનવ્વરહનો બનાવ બયાન કર્યો અને પછી બયઅત ફરમાવ્યા

- અરધી રાત પછી હઝરત અકદસ ઘરેથી તશરીફ લાવ્યા.
- આપને એકાંતમાં લઈ જઈને ઈર્શાદ ફરમાવ્યો કે :

''હજના મારા સફરમાં જયારે હું મદીનહ મુનવ્વરહમાં, હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝએ મુબારક પર આખરી સલામ માટે હાજર થયો હતો ત્યારે મારા પર એક બેખૂદીની હાલત છવાઈ ગઈ હતી. એ જ હાલતમાં હુઝૂર સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા અને મને ઈર્શાદ ફરમાવ્યો કે :

''જરા ખ્યાલ રાખશો કે મારો એક અઝીઝ તારી પાસે પંજાબ ઈલાકાથી સેંકડો તકલીફો સહન કરીને, લાંબો સફર કરીને, આવશે. એ સરમસ્ત મકબૂલે બારગાહ અને વહદતની શરાબનો મખમૂર હશે.

એ જયારે તમારા પાસે પહોંચે ત્યારે આ અમાનત જે અત્યારે તમને સોંપવામાં આવે છે તે એના હવાલે કરશો.''

આ બનાવ બયાન કરીને હઝરતે આગળ ફરમાવ્યું કે :

''કશ્ફની હાલતમાં મને તમારી સૂરત પણ બતાવી દેવામાં આવી હતી.''

તે પછી હઝરતે આપનો હાથ પકડયો અને ખ્વાજગાને નકશબંદિય્યહ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનના તરીકા પ્રમાણે બયઅત ફરમાવ્યા. અને એક નાના હુજરા (ઓરડી)માં ખૂણામાં ઝિકરમાં બેસવાનો હુકમ ફરમાવ્યો.

આપ ત્યાં ઝિકરે કલ્બીના શુગલમાં મશગૂલ થઈ ગયા.

## આપની બાતિની તરક્કીની ક્રમવાર વિગતો

'ઝિકરે મુબારક' કિતાબમાં, આપની બાતિની તરક્કીની ક્રમવાર વિગતો ખૂદ આપના પોતાના શબ્દોમાં જ આપેલી છે. અહીં માત્ર સારાંશ, ટૂંકસાર અને ભાવાર્થ લખ્યો છે.

આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

- ''થોડા અરસા પછી મારા પર તવહીદે વુજૂદીનો રાઝ જાહેર થયો.
- એક દિવસ વીતવા પછી બેખૂદીની કૈફિયત જેને 'ગય્બત' કહે છે તે મારા પર તારી થઈ.

હઝરતને મેં આ કૈફિયત જણાવી.

આપે ફરમાવ્યું કે એ એક પ્રકારની 'ફના' છે.

- તે પછી હઝરતે મને ઝિકર કરવાની મનાઈ ફરમાવી અને 'નિગહદાશ્ત'નો હુકમ ફરમાવ્યો.''

નોંધ :

'મેઅયારુસ્સુલૂક'માં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ 'નિગહદાશ્ત'ની વિસ્તૃત સમજૂતી લખેલી છે જે વાચકોને વિષય સમજવામાં સહાયક થશે.

**[૭] નિગહ દાશ્ત**

'નિગહ દાશ્ત'થી મુરાદ આ છે કે અલ્લાહ તઆલાનો ઝિકર કરનાર ખતરાઓ તથા નફસની વાતોને ભગાડે અને દૂર કરે. અર્થાત્ દિલમાં જો અલ્લાહ તઆલાના સિવાયના વિચારો અને વસવસાઓ (શંકાઓ) આવે તો સાલિક તેને આવવા ન દે.

એટલા જ માટે ખ્વાજા બુઝુર્ગવાર હઝરત મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે :

> "સાલિકના માટે જરૂરી છે કે તે ખતરાઓ (શંકાઓ)ને પૈદા જ ન થવા દે, કારણ કે જો પ્રગટ થઈ જશે તો નફસ એના તરફ આકર્ષિત થશે અને તે નફસમાં અસર કરશે અને પછી એને દૂર કરવું મુશ્કિલ થશે."

'નિગાહ દાશ્ત' ઈલ્મ અને મઅરિફત મેળવવા માટે દિલની સપાટીને ખતરાઓ (વિચારો) તથા વસવસાઓ (શંકાઓ)ના દખલથી ખાલી કરવાનો તરીકો છે. અર્થાત્ દુનિયાના વિચાર દિલ પર જામે નહિ અને દિલ આયના (દર્પણ) સમાન સ્વચ્છ રહે, તથા જે આંતરિક ફયઝાન આવે તેનું પ્રતિબિંબ દિલ પર પડે. જો દિલનો આયનો (દર્પણ) ખાલી ન હોય તો એમાં અલ્લાહ તઆલાનું નૂર અને બરકતો કેવી રીતે ઉતરી શકે ? એટલા જ માટે હઝરત મૌલાના રૂમી રહિમહુલ્લાહુ ફરમાવે છે :

**પંબએ વસવાસ બેરૂં કુન ઝ ગોશ,**
વસવસાઓ (શંકાઓ)નું રૂનું પૂમડું કાનમાંથી બહાર કાઢ,

**તા બ ગોશત આયદ અઝ ગરદું ખરોશ.**
જેથી તારા કાનમાં આસમાનથી અવાજ આવે.

**તા કુની ફહમે આં મુઅમ્મા હાશ રા,**
જેથી તું એ અસરાર (ભેદ)ને સમજી શકે,

**તા કુની ઈદરાક અમ્રે ફાશ રા.**
(અને) જેથી તું રહસ્યોની વાતોને જાણી શકે.

હઝરત મૌલાના શાહ અબ્દુલ અઝીઝ સાહબ (રહ.) ફરમાવે છે :

"ખતરાઓ (ખરાબ વિચારો)ને દિલમાં થોડાં સમય માટે પણ રહેવા દેવું ન જોઈએ. બુઝુર્ગોની નજીક આ બાબત ખૂબ જરૂરી છે. કામિલ (પરિપૂર્ણ) અવ્લિયાને આ દૌલત 'તા ઝમાન' હાસિલ રહે છે, અર્થાત્ લાંબા સમય સુધી."

**અબ્દે ખાલિક પેશવાએ અવ્લિયા,**
હઝરત અબ્દુલ્ ખાલિક રહિમહુલ્લાહુ જેઓ અવ્લિયાના પેશવા,

**બર ગુઝીદહ રહનુમાએ અત્કિયહ.**
(તથા) અલ્લાહ તઆલાના મકબૂલ બંદાઓ અને
મુત્તકીઓના રાહનુમા (માર્ગદર્શક) છે.

**ઈં ચુનીં ફરમૂદ બહરે મોમિનાં,**
તેમણે મો'મિનો માટે આ પ્રમાણે ફરમાવ્યું છે :

**અઝ ખુદા ગાફિલ મ શવ તુ યક ઝમાં.**
કે અલ્લાહ તઆલાથી થોડાં સમય માટે પણ ગાફિલ ન રહો.

**કોશ તા દર દિલ નયાયદ ફિકરે ગય્ર,**
એવા પ્રયત્ન કરો કે તમારા દિલમાં અલ્લાહ તઆલા સિવાયના
બીજા કોઈના ખ્યાલો ન આવવા પામે,

**ને રવદ ફિકરે દિલે તાલિબ બ ગયૂર.**

તાલિબના દિલનો ખ્યાલ અલ્લાહ તઆલા સિવાય
બીજા કોઈના તરફ ન જવો જોઈએ.

**[નોંધ સમાપ્ત]**

હઝરત સય્યિદ હુસયન અલી શાહ (રહ.) આગળ ફરમાવે છે :

- થોડી મુદત પછી એક નૂર જાહેર થયું જેણે તમામ ચીઝોને ઘેરી લીધી.
- તે પછી એ નૂર મને સંકોચાતું લાગ્યું, અહીં સુધી કે એક નુકતા (ટપકું) જેવું બની ગયું.

હઝરતે ફરમાવ્યું કે, આ નુકતાને પણ મિટાવી દેવું જોઈએ. આપના ઈર્શાદ પ્રમાણે એ નુકતો (ટપકું) પણ દરમિયાનમાંથી જતો રહ્યો.

- તે પછી હયરત મારા પર તારી થઈ.

મેં હઝરતને એ કૈફિયત જણાવી.

આપે ફરમાવ્યું કે :

હુઝૂરે નકશબંદિય્યહ, નિસ્બતે નકશબંદિય્યહ એ જ છે, અને એ હુઝૂરને **'હુઝૂરે બેગયબત'**કહે છે.

- હઝરતના હુકમ પ્રમાણે હું મારા કામમાં મશગૂલ રહ્યો. હકીકી ઈન્આમ દાતા અલ્લાહ તઆલાએ બે દિવસ પછી મને પોતાના ફઝલ અને કરમથી, મારી ખૂશનસીબીથી મવહૂમ અને મવજૂદની તમીઝ ઈનાયત ફરમાવી. [અર્થાત્ અલ્લાહ તઆલાના હકીકી અસ્તિત્વ અને મખ્લૂકના આભાસી અસ્તિત્વોની ઓળખ થઈ અને બન્ને અસ્તિત્વો વચ્ચેનો સ્પષ્ટ તફાવત (ફર્ક) મા'લૂમ થયો.] એનાથી મવજૂદે હકીકી અને મવજૂદે મવહૂમમાં તમીઝ (ઓળખ) થઈ.
- તે પછી ખારિજ (બાહ્યજગત)માં, (અલ્લાહ તઆલાની) એક ઝાત

સિવાય બીજા કોઈને મોજૂદ ન જોયો.

આજ મકામનું નામ મશાઈખે 'તકમીલે ઈર્શાદ' રાખ્યું છે.

• મને હુકમ થયો કે :

"તમારો મુઆમલો ટૂંક સમયમાં તય (નક્કી) થનાર છે."

['ઝિક્રે મુબારક' પાનું : ૭૨, ૭૩]

## હઝરતની એક નિગાહ પડતાં જ આપ બેહોશ થઈ ગયા !

આપ આગળ ફરમાવે છે કે :

એક દિવસે હું હઝરતે આ'લાની હુઝૂરમાં બેઠો હતો.

આપે ફરમાવ્યું કે :

"કેટલાક લોકો આવીને કહે છે કે :

"અમે સય્યિદ છીએ."

તેમના કહેવા પ્રમાણે સય્યિદ તરીકે તેમની તઅઝીમ કરવી પડે છે પરંતુ દિલ કબૂલ નથી કરતું કે એ સય્યિદ હશે."

મારા દિલમાં ખ્યાલ આવ્યો કે :

"હું પણ દૂરનો રહેવાસી છું. કદાચ મારા સય્યિદ હોવામાં હુઝૂરને શંકા હોય."

મારા દિલમાં જેવો આ ખ્યાલ આવ્યો કે તરત જ હુઝૂરે મારી તરફ નિગાહ ઉઠાવીને જોયું અને ફરમાવ્યું કે :

"નહીં, નહીં. હુસયન શાહ ! તમારા સય્યિદ હોવામાં કોઈ શંકા નથી. આપ તો સહીહ નસબવાળા સય્યિદ છો."

આપનું આ ફરમાવવું હતું અને આપની આ નિગાહમાં ન જાણે

શી અસર હતી કે મારી હાલત બદલાઈ ગઈ અને હું બેહોશ થઈ ગયો !
[‘ઝિક્રે મુબારક’ પાનું : ૭૩]

એક શાઈરે સાચું કહ્યું છે :

**નિગાહે મર્દે મુઅમિનસે, બદલ જાતી હૈં તકદીરેં.**

## આપ પર બેખૂદીની હાલત તારી થઈ ગઈ

આપ આગળ ફરમાવે છે કે :

- (હોશમાં આવ્યો ત્યારે) ઈશ્કે હકીકીએ (મને) એવો મસ્ત કર્યો કે તન–બદનનો હોશ ન રહ્યો.
- કપડાં ફાડીને જંગલની તરફ ભાગી ગયો.
- કેટલાયે દિવસો અને રાતો એ જ મસ્તીની હાલતમાં જંગલમાં ફરતો રહ્યો.
- એ જ બેખૂદીની હાલતમાં મેં એક ગઝલ કહી [‘ઝિક્રે મુબારક’ પા. : ૭૩]

## આપની ગઝલો અને તખલ્લુસ

જે દિવસોમાં આપ પર આ’લમે મહવિયત, વહ્દતે અહ્દિયત અને હકીકતના રાઝ જાહેર થઈ રહ્યા હતા, ત્યારે આપે ઘણી ગઝલોની રચના કરી હતી. એ ગઝલો **‘મિરઅતુલ મુહક્કિકીન’** કિતાબમાં પ્રગટ થઈ ચુકી છે. આપનું તખલ્લુસ ‘સરમસ્ત’ છે.

મસ્તી અને બેખૂદીની હાલતમાં, બેઈખ્તિયાર, અનાયાસ આપના મુખથી અશઆર નીકળતા હતા. નકશબંદી સિલસિલામાં કોઈએ હકીકતના રાઝને આ રીતે જાહેર નથી કર્યા. આ પ્રકારની મસ્તી પણ કોઈથી જાહેર નથી થઈ.

## હાલતે અશ્આર

હઝરત સય્યિદ હુસયન અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :

જે દિવસોમાં હું જઝબની હાલતમાં જંગલોમાં ફરતો હતો ત્યારે મેં જોયું કે એક કિસાન ખેતરમાં હલ ચલાવતો હતો. હલ ચલાવતા એક બળદ થાકીને બેસી ગયો. કિસાન એને મારી મારીને ઊભો કરવાની કોશિશ કરી રહ્યો હતો પરંતુ બળદ ઊભો થતો ન હતો.

મેં તેને મનાઈ કરી કે બળદને ન માર. પરંતુ મારા કહેવાથી વધારે ગુસ્સે થઈને બળદને વધારે જોરથી એક, બે, ત્રણ કહીને મારવાનું શરૂ કર્યું. ત્રીજી વખત મારવાથી તે કિસાન બેહોશ થઈને નીચે પડી ગયો.

કિસાનને એ જ હાલતમાં ઉઠાવીને લોકો હઝરતની પાસે લાવ્યા અને ફરિયાદ કરી કે :

"આપના દુરવેશે એનું કલેજું કાઢી લીધું છે ! "

હઝરતે દમ કર્યો તો પેલો કિસાન હોશમાં આવી ગયો.

આપે ફરમાવ્યું :

"હુસયન શાહ કલેજું કાઢતો નથી બલ્કે તે અત્યારે અશ્યારની હાલતમાં છે."

આપ ફરમાવે છે કે :

જયારે હું બારગાહે હઝરતમાં હાજર થયો તો હઝરતે વહાલપૂર્વક મારા શરીર ઉપર હાથ ફેરવ્યો. તો પેલા કિસાને બળદને જે માર માર્યો હતો તેની નિશાનીઓ (સોળ) મારા શરીર ઉપર મોજૂદ હતી.

એવી હાલતે અશ્યાર પહેલાંના બુઝુર્ગો પર પણ વારિદ થતી રહી છે. ['ઝિક્રે મુબારક' પાનું : ૭૯]

## હઝરતે આપને શાઈરીની સખત મનાઈ ફરમાવી

હઝરત સય્યિદ હુસયન શાહ રહિમહુલ્લાહુ ફરમાવે છે કે :

એક રાતે હું મસ્તીની હાલતમાં શે'ર કહેતો કહેતો ફરતો હતો. એક દુરવેશે હઝરતની ખિદમતમાં એ વાત કરી દીધી.

હઝરતે મને બોલાવીને ફરમાવ્યું કે :

"હુસયન શાહ ! શે'ર ન કહ્યા કરો ! કેટલાક લોકો આ મંઝિલમાં પહોંચીને મંઝિલે મકસૂદથી અટકી જાય છે. શાઈરી વગેરે બાબતો સાલિકે હકીકીને બીજી તરફ લગાવીને અસલ રાહથી રોકી રાખે છે અને રસ્તામાં રુકાવટ થઈ જાય છે."

['ઝિક્રે મુબારક' પાનું : ૭૬]

## મસ્તીની હાલતમાં બયતુલ્લાહ શરીફ જવા નીકળી પડ્યા

હઝરત સય્યિદ હુસયન શાહ રહિમહુલ્લાહુ ફરમાવે છે કે :

શાઈરી બંધ કરવા માટે હઝરતના સખત ફરમાનના કારણે હય્બત અને ખૌફના કારણે મેં ખામોશી ઈખ્તિયાર કરી લીધી. ઝબાન તો હઝરતના ફરમાન મુજબ બંધ કરી લીધી પરંતુ દિલમાં જોશ અને ખરોશ હતો. એ બંધ થઈ શકતો ન હતો. જાણે ચુલા પર ચઢાવેલી દેગ જોશ મારી રહી હતી !

એ જ મસ્તી અને બેખૂદીની હાલતમાં બયતુલ્લાહ શરીફ જવા માટે નીકળી પડયો.

**નોંધ : સૂરતની બંદરગાહ**

તે ઝમાનામાં સમુદ્ર માર્ગે હજ પઢવા જવા માટે સૂરતની

બંદરગાહ મશહૂર હતી. સૂરતને 'બાબુલ્ મક્કા' (મક્કાનું પ્રવેશ દ્વાર) કહેવામાં આવતું હતું. મક્કાઈ પુલ નામનું સ્થળ હજુ આજે પણ અહીં મોજૂદ છે. હાજીઓના માટે મોગલ બાદશાહોએ અહીં હજ હાઊસ પણ બનાવ્યું હતું જે મોગલ સરાઈ (મુગલીસરા) નામથી આજે પણ મોજૂદ છે અને સૂરતની મહાનગરપાલિકાની ઓફિસ એ જ ભવ્ય મકાનમાં આવેલી છે.

આખા હિન્દુસ્તાનમાંથી હાજીઓ હજ પઢવા માટે સૂરત બંદરેથી જ જતા હતા. મહાન નકશબંદી, મુજદ્દિદી બુઝુર્ગો હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ, હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ વગેરે પણ સૂરતની બંદરગાહથી જ હજ માટે તશરીફ લઈ ગયા હતા અને પરત પણ અહીં જ આવ્યા હતા. **[નોંધ સમાપ્ત]**

હઝરત સય્યિદ હુસયન શાહ રહમતુલ્લાહિ અલયહિ આગળ ફરમાવે છે કે :

જયારે હું સૂરતની બંદરગાહ પર પહોંચ્યો તો એકાએક મારી હાલત બદલાઈ ગઈ ! ઝવક, શવક, મુહબ્બત, મસ્તી બધું જ ચાલી ગયું ! એક સેકન્ડમાં એવી હાલત થઈ ગઈ કે કોઈ તરફ કરાર (ચેન) આવતું ન હતું ! અને ન કંઈ સમજાતું હતું !

સૂરતથી ફરી પાછો હઝરતની ખિદમતમાં આવ્યો અને હુઝૂરને મારી વીતક કથા કહી.

આપે ઈર્શાદ ફરમાવ્યો કે :

"મિયાં હુસયન શાહ ! તમારા પરત આવવામાં જે હિકમત છુપાયેલી છે તેને જાહેર થવામાં હજુ કંઈક મુદ્દત બાકી છે. પોતાના સમયે જાહેર થશે. તમારા આ (બયતુલ્લાહ શરીફના)

સફરમાં પણ હજુ કંઈ સમય બાકી છે.''

તે પછી ફરમાવ્યું કે :

''જો (મારી) ઈજાઝત વગર ચાલ્યા જતે તો તમે પોતાને હલાક કરી લીધા હોતે.''

તે પછી આગળ ફરમાવ્યું કે :

''તમે હજુ ત્યાં (બયતુલ્લાહ શરીફ) જવા માટે લાયક નથી થયા કારણ કે તમારી તકમીલ હજુ બાકી છે. હકના તાલિબના માટે જરૂરી છે કે જયાં તે જવા ચાહે, પ્રથમ પોતાને ત્યાં જવાના માટે લાયક બનાવી લે. તે પછી ત્યાં જાય. મિયાં હુસયન શાહ ! માલિકે હકીકીની જયારે મરજી હોય છે તો તે પોતે જ બોલાવી લે છે.'' ['ઝિક્રે મુબારક' પાનું : ૭૭]

## હઝરતે આપને ખિલાફતથી નવાઝયા

કેટલોક સમય વીત્યા પછી આપ કામિલ અને મુકમ્મલ થઈ ગયા. આપના હઝરતે આપને ખિલાફતથી નવાઝયા અને ઈજાઝતનામું લખીને પોતાની સહી કરીને આપને ઈનાયત ફરમાવ્યું. તે પછી આપને પોતાના પૂર્વજોના વતન રત્ર–છત્ર (મકાન શરીફ), પંજાબ જવા માટે વિદાય કર્યા.

## પંજાબમાં અસંખ્ય લોકોએ આપથી ફયઝ મેળવ્યો

આપ ઈજાઝતનામું લઈને, બાતિની નેઅમતો હાસિલ કરીને પોતાના વતનમાં તશરીફ લાવ્યા. આપની તશરીફ આવરીને અહીંના રહેનારાઓએ ગનીમત સમજીને આપથી મુરીદ થયા અને સુહબત, શુગ્લ, મુરાકબહના હલકહ (વર્તુળ)એ એક અજીબ વ્યાપકતા મેળવી. દૂર દૂરથી લોકો આવીને આપથી બયઅત થઈને ફૈઝ હાસિલ કરવા લાગ્યા.

## હજ માટે રવાના થયા

કેટલોક સમય વીત્યા બા'દ આપના દિલમાં ફરીથી હજ માટે જવાનો અને હરમૈન શરીફૈનની ઝિયારતનો શોખ અને જઝબહ જોશ મારવા લાગ્યો. અને હજના ઈરાદાથી આપે સફર શરૂ કરી દીધો. આપના પાસે સફરનો સામાન ન હતો. ખર્ચ માટે નાણાં પણ ન હતા છતાં અલ્લાહ તઆલા પર ભરોસો કરીને આપ સફર માટે નીકળ્યા.

## પ્રથમ પીરો મુરશિદની ખિદમતમાં સિંધ ગયા

પંજાબથી નીકળી પ્રથમ આપ સિંધ પોતાના પીરો મુર્શિદ હઝરત હાજી અહમદ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં પહોંચ્યા.

આપ પોતાના ઈરાદા વિશે કંઈ કહે તે પહેલાં જ આપના હઝરતે આપને હજની ઈજાઝત ઈનાયત ફરમાવી દીધી અને હઝરતે ખૂદ પોતે આપને હજના સફર માટે રવાના ફરમાવ્યા અને દુઆઓ આપી.

## સિંધથી મક્કા મુઅઝઝમાનો સફર

આ સફરમાં અલ્લાહ તઆલાની ઘણી બરકતો અને ઘણી મહેરબાનીઓની સાથે, ખૈર અને ખૂબી, આરામ અને સુકૂનથી જહાઝ પર સવાર થઈને (સૂરતથી રવાના થઈને) મંઝિલે મકસૂદ (મક્કા મુઅઝઝમા) પહોંચી ગયા.

## મક્કા મુઅઝઝમાની હાજરીનો અહેવાલ

- મક્કા મુઅઝઝમા પહોંચીને જયારે આપ એહરામના લિબાસથી મુશર્રફ થયા તો જોયું કે તમામ જંગલ, કઅબહના અનવારથી છવાઈ ગયા.
- જયારે આપ પર બયતુલ્લાહ શરીફના અનવાર ચમકી ઉઠયા તો

આપ પર એક અજીબ કૈફિયત તારી થઈ ગઈ.

- તવાફે કુદૂમમાં બેઈખ્તિયાર નઅરહ માર્યો અને બેહોશ થઈને ઢળી પડયા.
- કંઈક હોશમાં આવ્યા ત્યારે આપે ઈશ્તિયાક અને મુહબ્બતના જોશમાં ચાહ્યું કે પોતાની આંખોને કઅબહ શરીફના જમાલના માટે ખોલે તો એ આ'લી મકામના અનવારે આપને એવો પકડયો કે વજદ અને બેકરારીમાં આવી ગયા અને કપડાં ફાડીને અહીંની પવિત્ર ધૂળ પર આળોટવા લાગ્યા. અહીં સુધી કે હરમે મુહતરમના ઝિયારત કરનારાઓ આપનો અજીબ હાલ જોઈને બેકરાર, બેચેન થઈ રહ્યા હતા.
- પંજાબના પતિયાલાના મૂળ વતની મિર્ઝા સંગબીન બેગ, ત્યારે મક્કા મુઅઝઝમાના શરીફના એક કર્મચારી હતા. તેઓ પણ ત્યાં હાજર હતા. તેઓ આપ પર જાનો દિલથી કુર્બાન થઈ ગયા.
- આ બરકતવંતા મકાનમાં અજીબ અજીબ ઝુહૂર જોઈને આ મકાનની બરકતોથી હિસ્સો લેતા રહ્યા.
- મસજૂદ અને મઅબૂદ હોવાની હકીકતોને મા'લૂમ કરીને, તેમજ કઅબહ શરીફની હકીકતથી વાકિફ થઈને આપે મકામે ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)થી સંપૂર્ણ હિસ્સો હાસિલ કર્યો.
- મીનાના ઉતારા વખતે અને અરફાતમાં થોભવાના વખતે જે અનવાર અને બરકાત હાસિલ કર્યા તે ગણી શકાય તેમ નથી.
- આનાથી એ મા'લૂમ થયું કે અલ્લાહ તઆલાના ફઝલથી આપની હજ મકબૂલ થઈ ગઈ છે.

## મદીનહ મુનવ્વરહનો સફર

હજના ફરાઈઝ અદા કરવા બા'દ આપ મદીનહ મુનવ્વરહ જવા માટે રવાના થયા. હુઝૂરે પુરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમની ઝિયારતના શોખમાં આપે રસ્તામાં ઈશ્કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી છલોછલ એક લાંબી મુનાજાત (નઅત શરીફ) ફારસીમાં લખી જેનો માત્ર પ્રથમ શે'ર અહીં નમૂનારૂપે લખ્યો છે :

**હસ્તમ સગે જનાબત યા સય્યિદુલ મદીનહ,**
**જાનમ ફિદાએ ખાકત યા સય્યિદુલ મદીનહ.**

<u>ભાવાર્થ</u> :

હે સરકારે મદીનહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !
હું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દરબાનનો કૂતરો છું.
મારી જાન આપ પર કુર્બાન થાય.

## મદીનહ મુનવ્વરહ પહોંચવા પછીનો અહેવાલ

- મદીનહ મુનવ્વરહ પહોંચીને રોઝએ પાક પર નઝર પડતાં જ નઅરહ માર્યો અને બેહોશ થઈને ઢળી પડયા.
- રોઝએ મુનવ્વરહની ઝિયારતના આ'દાબના પાલન કરવામાં અને મસ્જિદે નબવી મુબારકને જોતી વેળા વારંવાર બેહોશ થઈને જમીન પર ઢળી પડતા.
- સંજોગવશાત્ મિર્ઝા સંગબીન બેગ, જેમનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે, તેઓ પણ મદીનહ મુનવ્વરહમાં આવ્યા હતા. તેમણે પોતાને મુરીદ બનાવવા માટે હઝરતને અરજ કરી.

આપે એક પત્ર, ખૂબ જ વિનય, વિવેક અને વિનમ્રતાથી પોતાના પીરો મુર્શિદ હઝરત હાજી અહમદ રહમતુલ્લાહિ અલયહિને મિર્ઝા સંગબીન બેગને મુરીદ બનાવવા માટે લખ્યો અને મિર્ઝાને ફરમાવ્યું કે, હિન્દુસ્તાનમાં સિંધ શરીફ જઈને મારા હઝરતની ખિદમતમાં આ પત્ર લઈને હાજર થશો.

- મિર્ઝા જયારે હિન્દુસ્તાન ગયા ત્યારે એ મુબારક પત્ર લઈને ગયા

અને સિંધ જઈ હઝરત હાજી અહમદ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં પત્ર પેશ કરી આપથી બયઅત થયા અને બાતિની ફયઝાનથી માલામાલ થયા.

## મદીનહ મુનવ્વરહમાં જ હંમેશા રહેવાની આપની ઈચ્છાને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કબૂલ ન ફરમાવી

મદીનહ મુનવ્વરહમાં નિવાસ દરમિયાન હઝરત સય્યિદ હુસય્ન શાહ રહમતુલ્લાહિ અલયહિએ સતત મહાન મુબારક નેઅમતો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી હાસિલ કરી.

આ ઈનાયતોને જોઈને આપે ઈરાદો કરી લીધો કે બાકીની ઉંમર પણ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં જ ગુઝારે.

હજુ આ વિચાર દિલમાં આવ્યો જ હતો કે હુઝૂર પુરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે :

"અઝીઝ ! આપે પોતાના વતનમાં જવું જરૂરી છે.

આપ ત્યાં જશો તો :

- એ પ્રદેશના લોકો આપની બરકતો અને નઝરે કિમીયાથી ફાયદો ઉઠાવશે.
- વર્તમાનકાળના નાના, મોટા, ગરીબ, અમીર આપની ખિદમતથી બાતિની દૌલત હાસિલ કરશે.
- કેટલાયે ગુમરાહ આપની હિદાયતથી સીધા રસ્તા પર આવી જશે.
- કેટલાયે તરસ્યાઓ આપના ફયઝના મીઠાં પાણીથી તૃપ્ત થશે.
- નદીમાં મીઠું પાણી તરસ્યાઓની તરસ તૃપ્ત કરવા માટે હોય છે.
- હીરાની જેમ પોતે ખાણમાં એવી રીતે છુપાવું ન જોઈએ કે એને ખોદવામાં લોકો તંગ થઈ જાય."

હઝરત શાહ સાહબે ફરમાવ્યું કે :

"મારા દિલ અને જાનનો આરામ આપના દરબારે ગવહરબારમાં રહેવાથી છે. મારું દિલ નથી ચાહતું કે અહીંથી દૂર જઈને રહું."

## વતન પાછા જવા પાછળની હિકમત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જાહેર ફરમાવી

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ફરમાવ્યું કે :

"એમાં (વતન જવામાં) અજીબ હિકમત છે, જેની આપને ખબર નથી. આ હુકમથી જરૂર રાજી થવું જોઈએ અને પોતાના વતન પાછા જવું જોઈએ, કારણ કે :

- ઘણાં લોકોને આપથી ફયઝ મળશે. અને
- આપના દામનની બરકતથી એક એવો અઝીઝ પૈદા થશે કે રોશન સૂરજ પણ તેના નૂરથી હિસ્સો લેશે."

[આ ઈશારો આપના મહાન ખલીફા અને જાનશીન, મુજદ્દિદે સદી, હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ રત્ર–છત્રી (મકાન શરીફ) તરફ છે.]

## પંજાબ પ્રાંતમાં રહેતા મહાન બુઝુર્ગ હઝરત હાફિઝ મહમૂદ રહમતુલ્લાહિ અલયહિની સુહબતમાં હાજર થઈ ફયઝ મેળવતા રહેવા સલાહ આપી

હઝરત સય્યિદ હુસયન અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના દિલમાં વિચાર આવ્યો કે પંજાબ પ્રાંતમાં કોઈ એવા આદમી (બુઝુર્ગ) નઝર નથી આવતા જેમની સુહબતથી ફૈઝ હાસિલ થાય.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"જ્યારે આપને કોઈ ખુદા રસીદહ (બુઝુર્ગ)થી મળવાનો શોખ થાય તો આપ (પંજાબમાં) ઘડી ઘડીયાલી પ્રદેશમાં જશો. ત્યાં સમવાલ નામના ગામમાં બધી ફઝીલતો ધરાવનારા, બુઝુર્ગોના બુઝુર્ગ, હાફિઝ મહમૂદ રહે છે. તેમના ફયઝના ઝરણાંના મીઠાં પાણીથી લિઝઝત મેળવતા રહેશો."

આ ફરમાવીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લઈ ગયા અને હિન્દુસ્તાન રવાના થવા માટે ઈજાઝત આપીને ગયા.

## હિન્દુસ્તાન જવા માટે રવાના થયા

દરબારે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ ફરમાનના કારણે આપ વરસતી આંખે, દાઝતા દિલે મદીનહ મુનવ્વરહથી હિન્દુસ્તાન જવા માટે રવાના થઈ ગયા.

પ્રથમ આપ મદીનહ મુનવ્વરહથી ફરી પાછા મક્કા મુઅઝઝમા તશરીફ લાવ્યા અને કઅ્બહ શરીફનો તવાફે ઝિયારત કર્યો. હજરે અસ્વદને ચુંબન કર્યું.

તે પછી આપ બંદરગાહ પર આવીને જહાઝમાં સવાર થયા અને લાંબા પ્રવાસ પછી સૂરતની બંદરગાહે ઉતર્યા.

## સૂરત ઉતરી આપ સિંધ તશરીફ લઈ ગયા

સૂરત ઉતરીને આપ ત્યાંથી સીધા સિંધ તશરીફ લઈ ગયા અને પોતાના પીરો મુર્શિદ હઝરત ખ્વાજા હાજી અહમદ રહમતુલ્લાહિ અલયહિની બરકતવંતી ખિદમતમાં હાજર થયા.

ત્યાંથી મહાન નેઅમતો હાસિલ કરીને, ઈજાઝત લઈને, પોતાના વતન પંજાબ તશરીફ લાવ્યા.

## પંજાબમાં પ્રથમ હઝરત હાફિઝ મહમૂદ સાહબ (રહ.)ની ખિદમતમાં હાજર થયા અને પછી રત્ર-છત્ર આવ્યા

આપ ઈર્શાદે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પ્રમાણે જહલુમ (જમના નદી)ના કિનારા પર પૂછતા પૂછતા હઝરત હાફિઝ મહમૂદ સાહબની ખિદમતમાં હાજર થયા.

હાફિઝ સાહબ કમાલિયતના ઘરેણાંથી આભુષિત હતા. આપની ખિદમતે મુબારકમાં થોડા દિવસ રહી, બાતિની ફૈઝ હાસિલ કરી, આપ રત્ર-છત્ર (મકાન શરીફ) તશરીફ લાવ્યા.

હિજરી સન ૧૨૧૪ માં આપે રત્ર-છત્રથી હિજાઝનો સફર શરૂ કર્યો હતો અને હિજરી સન ૧૨૧૯ માં, પાંચ વર્ષ પછી, આપ રત્ર-છત્ર પાછા તશરીફ લાવ્યા.

## આપની જિંદગી પર એક ઊડતી નઝર

[૧] હિજરી સન ૧૧૮૦ માં આપનો મુબારક જન્મ થયો.
[૨] હિજરી સન ૧૧૮૦ થી ૧૧૯૯ સુધી, ૧૯ (ઓગણિસ) વર્ષની ઉંમર સુધી પોતાના ગામમાં પ્રાથમિક તા'લીમ મેળવી.
[૩] હિજરી સન ૧૧૯૯ માં, ૧૯ (ઓગણિસ) વર્ષની ઉંમરે, ઉચ્ચ દીની તા'લીમ મેળવવા માટે આપે પેશાવરનો પ્રવાસ કર્યો.
[૪] હિજરી સન ૧૧૯૯ થી હિજરી સન ૧૨૦૩ સુધી, ચાર વર્ષ પેશાવરના દારુલ ઉલૂમમાં ઉચ્ચ દીની તા'લીમ હાસિલ કરી.
[૫] હિજરી સન ૧૨૦૩ થી હિજરી સન ૧૨૦૯ સુધી, છ વર્ષ આપ શયૂખે કામિલની તલાશમાં, ફરતા રહ્યા.
[૬] હિજરી સન ૧૨૦૯ થી ૧૨૧૪ સુધી, પાંચ વર્ષ, આપ સિંધમાં પોતાના શયખ હઝરત ખ્વાજા અહમદ (રહ.)ની ખિદમતમાં રહ્યા.

[૭] હિજરી સન ૧૨૧૪ થી ૧૨૧૯ સુધી, પાંચ વર્ષ સુધી આપ હજ અને દરબારે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક હાજરીમાં મશગૂલ રહ્યા.

[૮] હિજરી સન ૧૨૧૯ માં ૪૦ (ચાલીસ) વર્ષની ઉંમરે આપ પોતાના વતન રત્ર-છત્ર પાછા આવ્યા.

## આપના આગમન વખતે પંજાબની હાલત

જયારે આપ આપના વતનમાં તશરીફ લાવ્યા ત્યારે બંદા બહાદુર નામના રાજાનું રાજ હતું.

- તેણે દેશને લૂંટ મારથી બરબાદ અને તારાજ કરી દીધો હતો.
- સરહિંદ શરીફને તબાહ કરી દીધું હતું અને મુબારક રોઝાઓમાં ઘોડા બંધાવ્યા હતા.
- મુસલમાનોના ઘરો પર હલ ચલાવી દીધા હતા.
- મુસલમાનોને તબાહ અને બરબાદ કરી દેવામાં આવ્યા હતા.
- કુફર અને શિર્ક, ફિસ્ક અને ફુજૂર જોર પર હતા.

## આપનું આવવું, રહમતના વાદળનું આવવું હતું

- આપના આવતાં જ કુફર અને બિદઅતની રસ્મો એક દમ બંધ કરી દેવામાં આવી.
- ઝિક્ર અને શુગ્લ, તસ્બીહ અને તહલીલ પ્રચલિત થઈ ગયા.
- મકાન શરીફમાં ફરી પાછી રોનક આવી ગઈ.
- આપે અહીં જુમ્અહ પઢવાની શરૂ કરી જે પહેલાં અહીં પઢાતી ન હતી.
- મસ્જિદમાં ચહલ, પહલ થઈ ગઈ.
- મુસલમાન ઝમીનદારોની સ્ત્રીઓ હિન્દુઓની જેમ કપાળ ઉપર ચાલ્લો કરતી હતી. આપના આવવાથી એ રસમ બંધ થઈ ગઈ.
- આપના આવવાથી આ પ્રદેશમાં નકશબંદી સિલસિલો ચાલુ થયો.

## નિકાહ અને અવલાદ

આપના હજના હાલાતમાં જેમનો ઉલ્લેખ આવી ગયો છે તે મિર્ઝા સંગબીન પણ હવે અહીં આવી ગયા હતા અને આપની ખિદમતને પોતાની સઆદત સમજતા હતા.

મિર્ઝા સંગબીનના ઝરીઆથી મોરન્ધા નામના ગામમાં જે સરહિંદ શરીફના ઈલાકામાં છે, ત્યાં હઝરતની શાદી હિજરી સન ૧૨૨૫ માં થઈ. એ વખતે હઝરતની ઉંમર ૪૫ (પિસ્તાલીસ) વર્ષ હતી.

અલ્લાહ તઆલાએ આપને બે ફરઝંદો અતા ફરમાવ્યા.

[૧] હઝરત સય્યિદ નબી બખ્શ
[૨] હઝરત સય્યિદ ફરીદુદ્દીન

## આપની ઈબાદતો

- આપ ઈશાની નમાઝ અવ્વલ વખતમાં પઢતા હતા.
- મોટા ભાગે વિત્ર પણ ઈશાની નમાઝ સાથે અદા કરતા.
- સામાન્ય રીતે તહજજુદની ૧૨ (બાર) રકા'ત પઢતા હતા. કદી કદી આઠ રકા'ત પણ પઢતા હતા.
- મોટા ભાગે તહજજુદમાં સૂરએ ફાતિહા પછી આપ સૂરએ 'યા–સીન' શરીફ દરેક રકા'તમાં પઢતા હતા.

આપ ફરમાવતા હતા કે :

"સૂરએ 'યા–સીન'ની કિરાઅતમાં મહાન ફાયદા અને બેશુમાર (અસંખ્ય) પરિણામો મા'લૂમ પડે છે."

- કદી કદી આપ તહજજુદમાં સૂરએ 'સજદહ', સૂરએ 'મુલ્ક', સૂરએ 'મુઝઝમ્મિલ', સૂરએ 'વાકિઅહ' અને ચાર 'કુલ' શરીફ પઢતા હતા.

• સલામ બા'દ, સાત વખત આ દુઆ પઢતા હતા :

**"રબ્બિ ઈન્ની ઝલમ્તુ નફસી ફગ્ફિર લી ફગ્ફિર લહૂ"**

• તહજ્જુદની નમાઝ બા'દ, કદી સુન્નત તરીકા પ્રમાણે આપ આરામ ફરમાવતા હતા. અને ફજરની નમાઝ પહેલાં જાગી જતા હતા.

• ફજરની નમાઝ બાજમાઅત અદા ફરમાવતા હતા.

• ફજરની નમાઝ બા'દ ઝિક્રનો હલ્કહ થતો અને સૂરજ ઊગીને બુલંદ થાય ત્યાં સુધી મુરાકબહમાં મશગૂલ અને ડૂબેલા રહેતા.

• તે પછી ઈશરાકની નમાઝ અદા ફરમાવતા.

## હિફ્ઝે કુર્આન

ઈશરાકની નમાઝ બા'દ આપ કુર્આન શરીફ હિફ્ઝ (મોઢે કરવા)માં મશગૂલ થઈ જતા.

આખરી ઉંમરમાં આપે કુર્આન શરીફ હિફ્ઝ કરવાનું શરૂ કર્યું હતું અને ઈન્તિકાલ સુધીમાં આપે ૧૫ (પંદર) પારહ હિફ્ઝ કર્યા હતા.

## દેહ, દેખાવ અને આદતો

• આપ ખૂબ ઓછું બોલતા હતા.

• કદી વધારે હસતા ન હતા.

• કેટલીક વખતે માત્ર મુસકુરાઈને વાત કરતા હતા.

• આપ લાંબા કદના હતા.

• આંખોમાં લાલાશ હતી.

• આપનો રંગ ઘઉં વર્ણનો, કંઈક મલાહત (સાંવળાપન) મિશ્રિત હતો.

• આપ ઘરના કામકાજ પોતે કરી લેતા હતા. કોઈને તકલીફ આપવું પસંદ કરતા ન હતા.

• કોઈ કામ કરવામાં નાનમ સમજતા ન હતા.

• ઘરની જરૂરી ચીઝો શહેરથી પોતે ખરીદીને લાવતા હતા.

## 2 આપની કરામતો

આપની અપાર કરામતોમાંથી માત્ર નમૂના તરીકે થોડી અહીં લખવામાં આવે છે.

### [૧] આપના શબ્દો સાચા પડયા

મકાન શરીફમાં અહમદ શાહ અને અમીર શાહ નામના બે સય્યિદ રહેતા હતા.

એક દિવસ વડના ઝાડની એક ડાળી તૂટી પડી. હઝરતે ઈંધણ માટે માંગી પરંતુ અહમદ શાહ તેને ઉઠાવીને પોતાના ઘરે લઈ ગયો.

હઝરતે તેને ફરમાવ્યું કે :

"મિયાં ! મેં એ ડાળી ઈંધણના માટે માંગી હતી."

અહમદ શાહે ગુસ્સે થઈ કહ્યું કે :

"મિયાં ! બેસી રહે ! "

આપે મુસકુરાઈને ફરમાવ્યું કે :

"હું તો બેસી જ રહીશ પરંતુ તમે ઊઠી જશો."

અને ખરેખર :

- અહમદ શાહ ભગંદરની બીમારીમાં અને
- અમીર શાહ ક્ષય (ટી.બી.)ની બીમારીમાં

સપડાઈને મરી ગયા.

### [૨] આપની દુઆનું પરિણામ

અમીર ઝાહિદ સાહબના વાલિદ મીર હમઝહ સાહબ મર્હૂમ

ફરમાવ્યા કરતા હતા કે :

મારા વાલિદ અને મોટા ભાઈ એક જ વર્ષમાં ઈન્તિકાલ ફરમાવી ગયા. હું ૧૨ (બાર) વર્ષનો રહી ગયો. મારી માતા મને પોતાની સાથે લઈને હઝરત હાજી સાહબની ખિદમતે અકદસમાં હાજર થઈ અને અરજ કરી કે :

"હઝરત ! મારો આ યતીમ છોકરો રહી ગયો છે.
એનો કોઈ દેખરેખ રાખનારો નથી.
એ પઢતો પણ નથી. અને
જિગરની કમજોરીના કારણે એ બીમાર પણ છે.
આપ એના માટે દુઆ ફરમાવો ! "

આપે મારી તરફ જોયું અને દુઆ ફરમાવી અને ફરમાવ્યું કે :

"બીબી ! એને લઈ જાઓ !
એ ઘણો જલદી સારો થઈ જશે.
લોકોને એનાથી ઘણો ફાયદો થશે.
એની અવલાદ પણ બાઈઝઝત અને ખૂશહાલ થશે."

થોડા જ દિવસોમાં આપની દુઆથી હું તંદુરસ્ત થઈ ગયો. લોકોને પણ મારા તરફ લાગણી થઈ અને હું ચિંતાથી મુકત થઈ ગયો.

આ સર્વ હઝરતની દુઆનું પરિણામ છે.

### [3] <u>આપની દુઆથી ઝંડેખાનને અવલાદ અને માલ બન્ને મળ્યા</u>

ધરમકોટ (પંજાબ)માં ઝંડેખાન નામના એક શખ્સ રહેતા હતા. તેઓ ઘણી વખત હઝરત હાજી સાહબની ખિદમતમાં આવતા રહેતા હતા.

એક દિવસે તેમણે અરજ કરી કે :

"હઝરત ! મને બે તકલીફો છે.
રિઝકની પણ તંગી છે અને અવલાદ પણ નથી.
આપ દુઆ ફરમાવો ! "

હઝરતે ફરમાવ્યું કે :

"શેખ સાહબ !
અલ્લાહ તઆલા આપને રિઝક પણ વિશાળ આપશે અને અવલાદ પણ વિશાળ આપશે કે ધરમકોટ તમારી અવલાદથી આબાદ થશે ! "

અને ખરેખર આપની દુઆથી ઝંડેખાનને અલ્લાહ તઆલાએ બન્ને નેઅમતો અતા ફરમાવી.

## [૪] આપના મુબારક થૂંકની બરકતથી બાળકનો કંઠમાળનો રોગ સારો થઈ ગયો

હઝરતના નવાસા કરીમ શાહ સાહબ ફરમાવે છે કે :

હું જયારે નાની ઉંમરનો હતો ત્યારે હઝરત અને હું સમવાલ શરીફ, હઝરત હાફિઝ મહમૂદ સાહબની ઝિયારતના માટે જઈ રહ્યા હતા. રાત સિયાલકોટની એક મસ્જિદમાં રહ્યા.

સવારે એક ઓરત પોતાના પુત્રને લઈને આવી. તે છોકરાને ગળામાં કંઠમાળનો જીવલેણ રોગ થયો હતો. તે ઓરત રડીને કહેવા લાગી કે :

"હકીમો અને ડોકટરોએ બધાંએ કહી દીધું છે કે હવે આ છોકરાનો કોઈ ઈલાજ નથી. મારો આ એક જ છોકરો છે. મસ્જિદમાં કોઈ દુરવેશ આવ્યા છે એવું સાંભળીને હું આપની

પાસે હાજર થઈ છું. મને ઉમ્મીદ છે કે કદાચ આપની દુઆથી મારો છોકરો બચી જશે.''

હઝરતે મારા રૂબરૂ પોતાનું મુબારક થૂંક પેલા છોકરાના કંઠમાળ પર લગાવી દીધું. મારા દેખતા દેખતા જ એ છોકરો તંદુરસ્ત થઈ ગયો !

### [૫] દિલની વાત આપે જાણી લીધી

આપના નવાસા કરીમ શાહ સાહબ આગળ ફરમાવે છે કે :

ત્રીજા દિવસે અમે સમવાલ શરીફ પહોંચ્યા. હાફિઝ મહમૂદ સાહબે ખૂબ આગતા સ્વાગતા કરી અને મહેમાનનવાઝીમાં કોઈ કસર બાકી ન રાખી.

મારા દિલમાં બાળકોની જેમ વિચાર આવ્યો કે :

''થોડા દિવસ અહીં થોભીશું. એટલે ઉમદહ, લઝીઝ, સ્વાદિષ્ટ વાનગીઓ ખાવા માટે મળતી રહેશે.''

પરંતુ બીજા જ દિવસે સવારે આપે મને ફરમાવ્યું કે :

''જે મહેમાનને મેઝબાન વધારે દિવસ થોભાવવા ચાહતા હોય, તેના માટે આટલા પ્રમાણમાં તકલીફ લેવામાં નથી આવતી. એવું મા'લૂમ થાય છે કે, આપણે અહીં વધારે દિવસો થોભીએ, એવું હાફિઝ સાહબ ચાહતા નથી.''

આમ ફરમાવીને આપ ત્યાંથી વાપસ તશરીફ લાવ્યા.

### [૬] આપના નવાસા કરીમ શાહને દુઆ આપી

કરીમ શાહ સાહબ આગળ ફરમાવે છે કે :

સમવાલ શરીફથી પાછા આવતી વખતે મારી ખિદમતથી ખૂશ થઈને આપે મને ફરમાવ્યું કે :

"કરીમ શાહ ! અલ્લાહ તઆલા તને ખૂબ ઈઝઝત આપશે. અને તમારી અવલાદને પણ ખૂબ તરક્કી નસીબ થશે."

કરીમ શાહના સાહબઝાદહ કિબ્લએ આ'લમ હઝરત હાફિઝ હાજી સય્યિદ જમાઅત અલી શાહ સાહબ મુહદ્દિસ અલીપૂરી ફરમાવતા હતા કે :

"મારા પર અલ્લાહ તઆલાનો જે આટલા મોટા પ્રમાણમાં ફઝલ છે તે આપની દુઆનું ફળ છે."

## 3 આપના મલફૂઝાત [નસીહતની વાતો]

આપના બેશુમાર મુબારક મલફૂઝાતમાંથી માત્ર નમૂના તરીકે થોડાં અહીં લખ્યા છે.

### [૦૧] નૂરે ઈમાનનું મહત્ત્વ

એક વખતે ચૌધરી દિલદારે અરજ કરી કે :

"હુઝૂર ! જયારે મારો ઈન્તિકાલ થઈ જાય તો મને આપના કદમોમાં જગ્યા આપજો ! "

આપે તેને ફરમાવ્યું કે :

"જો તમારામાં નૂરે ઈમાન છે તો તમે જયાં પણ દફન કરવામાં આવશો ત્યાં જ અલ્લાહની રહમત અને બરકત નાઝિલ થશે.

અને જો તમારામાં નૂરે ઈમાન ન હશે તો પછી તમને મારા સીનામાં દફન કરવામાં આવે તો પણ કંઈ ફાયદો ન થશે."

### [૦૨] દુનિયાની મિસાલ

ફરમાવતા હતા કે :

"દુનિયા એક પડછાયા જેવી છે.
જો ઈન્સાન એની પાછળ દોડે તો એ આગળ દોડે છે.
પરંતુ જો એનાથી મુખ ફેરવીને દોડે તો પાછળ દોડે છે."

[૦૩] તકદીરનું મહત્ત્વ

ઈન્સાનને લાઝિમ છે કે પોતાના તમામ કામોને તકદીરના હવાલે કરી દે.

**કર કારોબાર અપને તકદીરકે હવાલે,**
**નઝદીક આકિલોંકે તદબીર હૈ તો યહ હૈ.**

[૦૪] ઈબાદતમાં રિયા (દંભ) ન કરો.

[૦૫] ખુદાનું નામ બતાવવામાં કદી કોઈથી દગો, ફરેબ ન કરો.

[૦૬] અલ્લાહ તઆલાના નામ અને દીનમાં ફરેબ ન કરો.

[૦૭] જે કામની ખબર ન હોય તે કામ હરગિઝ ન કરો. નહિતર શરમિંદહ થવું પડશે.

[૦૮] તે ઈન્સાન કેટલો બેનસીબ છે જેની આકિબત સારી ન હોય.

[૦૯] જયારે કોઈ તાલિબે મવલા કોઈ બુઝુર્ગની પાસે આવે તો તેને પહેલા સમજાવી દેવું જોઈએ કે અલ્લાહ તઆલાના નામમાં ઘણી મુશ્કેલીઓ આવતી રહે છે. સમજી, વિચારીને કદમ મૂક.

[૧૦] ખલ્કે ખુદા જીવીને મરે છે અર્થાત્ લોકો જીવતા જીવત મરી જાય છે. અને નામુરાદ દુનિયાથી જાય છે.

[૧૧] શરૂઆતમાં નમક વગરનો પથ્થર ચાટવાનો છે. તે પછી મા'લૂમ થાય છે કે અલ્લાહ તઆલાના નામમાં શી મઝા છે !

[૧૨] ઈસરાફ [ખોટા ખર્ચાઓ] તંગીનો સબબ બને છે.

[૧૩] પોતાના માલની વાત પોતાના પીરના સિવાય બીજાને કરવી, ખતરાથી ખાલી નથી હોતી.

[૧૪] આ (સંસાર) સાગર સીમા વગરનો, વહાણ વગરનો અને સાહિલ વગરનો છે. માલિકે હકીકી (અલ્લાહ તઆલા)ની ઈનાયત વગર પાર થવું મુશ્કેલ છે.

[૧૫] દૌલતમંદ અને દુનિયાદારની મુહબ્બત નુકસાનકારક છે. એ લોકોથી ઘણું ઓછું મળવું જોઈએ.

[૧૬] તાલિબ થવા માટે ફર્ઝ છે કે સુલૂક તય કરવા બા'દ પોતાના નિકાહ કરે.

[૧૭] જુવાનીમાં ઈન્સાન જે કામ કરવા ચાહે તે કરી શકે છે. ઘડપણ ઈન્સાનને પોતે જ લાચાર અને હકીર કરી દે છે.

[૧૮] નમાઝમાં પોતાનો ખ્યાલ માલિકે હકીકીની તરફ લગાવવું જોઈએ. જાણે હું તેને જોઈ રહ્યો છું. નહિતર ખ્યાલ કરે કે, તે (અલ્લાહ તઆલા) મને જુએ છે.

[૧૯] મોટા ભાગે આપ ઈમામ જઅફર સાદિક રહિમહુલ્લાહુના ૩ (ત્રણ) અકવાલ (વચનો) નકલ ફરમાવ્યા કરતા હતા.

(૧) જૂઠું બોલનારને મુરવ્વત (સભ્યતા, માણસાઈ) નથી હોતી.
(૨) હાસિદ (અદેખા માણસ)ને રાહત નથી મળતી.
(૩) બદખુલ્ક (ઉદ્ધત, અસભ્ય વ્યકિત)ને સરદારી નથી મળતી.

[૨૦] ઈન્સાનને જોઈએ કે મુકદ્દર (તકદીર)માં જે મળ્યું છે તેના પર રાઝી રહે.

**ખુદાવંદા ઝાં બંદહ ખૂરસન્દ નીસ્ત,**
**કે રાઝી બ તકસીમે ખુદાવંદ નીસ્ત.**

[તકદીરમાં જે મળ્યું છે તેનાથી જે બંદો રાઝી નથી,
તે બંદાથી અલ્લાહ તઆલા પણ રાઝી નથી.]

**[૨૧]** ફાજિર (બદચલન, બદકાર)ની સાથે સોહબત (સંગત) ન રાખો નહિતર તમારા પર પણ ફુજૂર (બદકારી) ગાલિબ થઈ જશે.

**[૨૨]** પોતાના મુઆમલાતમાં એવા શખ્સથી સલાહ લો જેના દિલમાં અલ્લાહ તઆલાનો ખૌફ હોય.

**[૨૩]** જે શખ્સ ચાહે કે, તેની ઝાત અને કબીલા વગર, તેની ઈઝઝત થાય, અને તેની હુકૂમત વગર (લોકોમાં) તેની હૈબત થાય, તો તે ગુનાહ કરવાના છોડી દે.

## 4 ઈન્તિકાલ (વફાત)

- હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈન્તિકાલ ૬૩ (ત્રેસઠ) વર્ષની ઉંમરે થયો હતો.
- હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુનો ઈન્તિકાલ પણ ૬૩ (ત્રેસઠ) વર્ષની ઉંમરે થયો હતો.
- આપનો ઈન્તિકાલ પણ હિજરી સન ૧૨૪૪ માં, સફર મહિનાની ૭ (સાત)મી તારીખે લગભગ ૬૩ (ત્રેસઠ) વર્ષની ઉંમરે મકાન શરીફ (સ્ત્ર–છત્ર)માં થયો.
- મિર્ઝા સંગબીન સાહબે આપને ગુસલ આપ્યું.
- કાચી કબરમાં આપને દફન કરવામાં આવ્યા.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

## આપના જાનશીન હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ લખેલી તારીખે વફાત

આપના જાનશીન, કય્યૂમે આ'લમ, આ'લા હઝરત, સય્યિદ પીર ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ થયા. (આપના વિસ્તૃત હાલાત ઈન્શા અલ્લાહ ચોથા વિભાગમાં લખવામાં આવશે.)

આપે લખેલી હઝરતની તારીખે વફાત નીચે પ્રમાણે છે :

**દર માહે સફર ચૂ હઝરતે મખ્દૂમી,**
**બ નમૂદ સફર અઝીં દારએ મવહૂમી;**

**તારીખે વફાતે આં કામિલ વ અકમલ,**
**દિલ ગુફ્ત, બગૂ, 'મુરશિદે મખ્દૂમી'**

**મુરશિદે મખ્દૂમી** مُرْشِدِ مَخْدُوْمِی

| હિજરી સન | કુલ | ى | م | و | د | خ | م | د | ش | ر | م |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨૪૪ | ૧૨૪૪ | ૧૦ | ૪૦ | ૦૬ | ૦૪ | ૬૦૦ | ૪૦ | ૦૪ | ૩૦૦ | ૨૦૦ | ૪૦ |

## આપની ખુસૂસિયતો (વિશિષ્ટતાઓ)

[૦૧] આપના જન્મની ખૂશખબરી, આપના જન્મથી ૩૫૦ (સાડા ત્રણ સો) વર્ષ પહેલાં, ખૂદ હુઝૂર સરવરે કાઈનાત મુખ્બિરે સાદિક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે, હિન્દુસ્તાનમાં મકાન શરીફમાં પ્રથમ તશરીફ લાવનાર, આપના પૂર્વજ હઝરત દાનિયાલ રહમતુલ્લાહિ અલયહિને આપી હતી. એની વિગતો શરૂઆતમાં આવી ગઈ છે.

[૦૨] દ્રાક્ષના દાણા આપતી વખતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમે હઝરત દાનિયાલને જે પેશીનગોઈ (ભવિષ્યવાણી) ફરમાવી હતી તેનો સંપૂર્ણ ઝુહૂર (પ્રાગટ્ય) દુનિયાએ જોઈ લીધું કે જયપૂર, અલવર, દિલ્હી, બીકાનેર, કાબુલ, બદખ્શાન અને મદીનહ મુનવ્વરહ સુધીના લોકો આપની મઅરિફતની શરાબના ફયઝથી મતવાલા થઈ ગયા.

[૦૩]હઝરત દાનિયાલ રહિમહુલ્લાહુને ખ્વાબમાં આપની મિસાલ શમ્અહ (મિણબત્તી)થી આપવામાં આવી હતી જેના પ્રકાશથી આખી દુનિયામાં દૂર દૂર સુધીનો પ્રદેશ મુનવ્વર થઈ ગયો.

[૦૪]નકશબંદી, મુજદ્દિદી સિલસિલામાં દાખલ થવા પહેલાં, આપના પીરો મુર્શિદ હઝરત હાજી અહમદ સાહબ રહિમહુલ્લાહુને હુઝૂર સરવરે કાઈનાત અલયહિસ્સલાતુ વત્તહિય્યાતે આપની રૂહાની તરબિયત અને તકમીલ માટે ખાસ તાકીદ ફરમાવી હતી.

[૦૫]હજ અને રોઝએ મુકદ્દસની ઝિયારતના માટે ખૂદ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપને બોલાવ્યા.

[૦૬]ખૂદ સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ નૂરાની મશાલને, આ કુફ્રસ્તાનના અંધારા પ્રદેશમાં મોકલી જેના અનવાર ઈન્શા અલ્લાહ કિયામત સુધી ચમકતા રહેશે.

[૦૭]આપના ફયઝના દામનથી બે અતિ બુલંદ નસીબવાળા, વિલાયતના શહેનશાહો પૈદા થયા :

(૧)આ'લા હઝરત પીર સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ કય્યૂમે ઝમાના અને

(૨) હઝરત સય્યિદ બક્ષન શાહ સાહબ કલાનૂરી રહિમહુલ્લાહ

[૦૮]હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ૪૦ (ચાલીસ)

વર્ષની ઉંમરે નુબુવ્વતથી સરફરાઝ થયા હતા. આપ પણ :
'અલ્ ઉલમાઉ વ–ર–સતુલ્ અમ્બિયા' اَلْعُلَمَآءُ وَرَثَةُ الْاَنْبِيَآءِ
[ઉલમા અમ્બિયાના વારસદાર છે.]
અનુસાર ૪૦ (ચાલીસ) વર્ષની ઉંમરે કામિલ થયા.

[૦૯]ઈન્તિકાલ વખતે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉંમર ૬૩ (ત્રેસઠ) વર્ષ હતી. આપની ઉંમર પણ ઈન્તિકાલ વખતે ૬૩ (ત્રેસઠ) વર્ષ હતી.

[૧૦]હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે, હઝરત દાનિયાલ રહમતુલ્લાહિ અલયહિને ખ્વાબમાં અંગૂર (દ્રાક્ષ)ના બે દાણા આપ્યા હતા, તેની અસર એ જાહેર થઈ કે નકશબંદિય્યહ ખાનદાનમાં કોઈને એવી બેખૂદી અને મસ્તી નસીબ ન થઈ જેવી આપને નસીબ થઈ. એટલા માટે જ આપનું તખલ્લુસ '<u>સરમસ્ત</u>' હતું.

[૧૧]આપ જો કે મસ્તીની હાલતમાં રહ્યા પરંતુ આપની જિસ્માની અને રૂહાની ઔલાદ શરીઅતની પાબંદ રહી.



આપની બીજી અનેક ખુસૂસિયતો (વિશિષ્ટતાઓ) છે પરંતુ નમૂના તરીકે ઉપર થોડી લખી છે.

## <u>આપનો મઝારે મુબારક</u>

- આપનો મુબારક મઝાર રત્ર–છત્ર ઉર્ફે મકાન શરીફમાં મસ્જિદની પૂર્વ દિશા તરફ આવેલો છે.
- મસ્જિદ ઊંચી ટેકરી ઉપર છે અને મુબારક મઝાર નિચાણમાં છે

એટલે એ નિસ્બતથી આપ 'ભૂરેવાલે' બાબા તરીકે મશહૂર છે.

- શરૂઆતમાં આપને કાચી કબરમાં દફન કરવામાં આવ્યા અને કબરના આગળ લાકડાના પાટિયા મૂકવામાં આવ્યા.
- તે પછી આપના સાચા આશિક અને ખલીફા હઝરત સય્યિદ બહ્રન શાહ સાહબે આપનો પાકો મઝાર બનાવ્યો. આપના હાલાત હવે પછી ઈન્શા અલ્લાહ ત્રીજા વિભાગમાં લખવામાં આવશે.
- વર્ષો વીતવાની સાથે મઝાર શરીફ જર્જરીત થઈ ગયો. એટલે આખરે ઈસ્વીસન ૧૯૩૮ માં સજ્જાદહનશીન સાહબ મીર મઝહરે કય્યૂમ સાહબે એના નવનિર્માણ માટે કોશિશ કરી અને નીચેના શખ્સોની મદદથી એનું નવનિર્માણ કરવામાં આવ્યું :

(૧) ધરમકોટના વતની મકબૂલ અહમદ શેખ સાહબ. તેઓ ઝંડેખાનની અવલાદમાંથી હતા જેમના હકમાં હઝરતે દુઆ ફરમાવી હતી.

(૨) લાયલપૂરના રઈસ અને એન્જીનિઅર જનાબ ફત્હુલ્લાહ ખાન સાહબે પણ મઝારે મુબારકના નવનિર્માણમાં મહત્ત્વનો ભાગ લીધો.

## હઝરતના મઝારે મુબારકની ફરતે આવેલા બીજા મઝારોની વિગતો

હઝરતના મઝારે મુબારકની ફરતે નીચે પ્રમાણે બીજા પણ કેટલાક મઝારો આવેલા છે. ઝિયારત કરનારાઓની જાણકારી માટે એની વિગતો અહીં લખવામાં આવે છે.

(૧) ઉત્તર અને પશ્ચિમ દિશાની વચ્ચે વાયવ્ય ખૂણામાં થોડી ઊંચાઈ પર હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ મીર લુત્ફુલ્લાહ સાહબની બીવીનો મઝાર છે.

(૨) ઉત્તર અને પશ્ચિમ દિશા વચ્ચેના વાયવ્ય ખૂણામાં આપના પૌત્ર મીર મુસ્તફા સાહબનો મઝાર છે.

(૩) બિલ્કુલ પૂર્વની તરફ આ'લા હઝરત પીર સય્યિદ ઈમામ અલી શાહ સાહબની સાહબઝાદીનો મઝાર છે.

(૪) દક્ષિણ અને પૂર્વ દિશા વચ્ચેના અગ્નિ ખૂણામાં આપના પૌત્ર મીર મુસ્તફા સાહબની સાહબઝાદીનો મઝારે મુબારક છે.

(૫) દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેના નૈઋત્ય ખૂણામાં, હઝરતના પૌત્ર સય્યિદ અલી મુર્તઝા સાહબની બીવીનો મઝાર છે.

(૬) મજકૂર નૈઋત્ય ખૂણામાં જ હઝરતના જ પૌત્ર સય્યિદ અલી મુર્તઝાની બીવીની બહેનનો મઝાર છે.

## 5 મઝારે મુબારકમાંથી પણ હઝરતનો ફૈઝ જારી હોવાના બનાવો

- જેવી રીતે હઝરતની હયાતીમાં બેશુમાર લોકો આપના મુબારક ફૈઝથી ફૈઝયાબ થયા હતા તેવી રીતે આપના ઈન્તિકાલ બા'દ પણ હજુ એ જ પ્રમાણે આપનો ફૈઝ જારી છે અને લોકો એનાથી ફૈઝયાબ થતા રહે છે.
- આપના મઝારે મુબારકથી ફૈઝયાબ થવાના બેશુમાર બનાવોમાંથી માત્ર બે બનાવો નમૂના તરીકે અહીં લખવામાં આવે છે.

[૧]

આપના સિલસિલાના એક મહાન બુઝુર્ગ હઝરત મિયાં શેર મુહમ્મદ સરકપૂરી સાહબ રહિમહુલ્લાહુ ફરમાવ્યા કરતા હતા કે :

"મને સૌથી વધારે ફૈઝ આપથી મળ્યો છે."

'ખઝીનતુલ્ મઅરિફત' નામની કિતાબમાં હકીમ અહમદ

અલી સાહબ કસૂરીએ પોતાનો બનાવ વિસ્તારથી બયાન કર્યો છે.

આપ લખે છે કે :

- મિયાં સાહબ મમદૂહ (હઝરત મિયાં શેર મુહમ્મદ) સરકપૂરી રહમતુલ્લાહિ અલયહિએ મને મકાન શરીફ બોલાવ્યો.
- ઝોહરની નમાઝ બા'દ જયારે ભૂરા શરીફ (મઝાર)માં કોઈ ન હતું ત્યારે મને મઝારની અંદર લઈ ગયા.
- દરવાજો બંધ કરીને આપની કબર મુબારકના ગિલાફનો ખૂણો પકડીને તવજજુહ ફરમાવી.
- તે પછી કબર શરીફ તરફ સંબોધીને ફરમાવ્યું કે :

  "યા હઝરત ! આને (હકીમ અહમદ અલીને) આપને સોંપું છું."
- તે પછી ઝોરથી 'અલ્લાહુ અકબર' નઅરહ બુલંદ કર્યો.
- હું બેહોશ થઈ ગયો.
- બેહોશીની હાલતમાં જે કૈફિયત મારા પર વારિદ થઈ તે ઝબાન અને કલમની શકિતની બહાર છે.
- સાંજની (અસરની) નમાઝ વખતે મને હોશિયાર કરવામાં આવ્યો.
- પરંતુ હું જયાં સુધી મકાન શરીફમાં રહ્યો, મારા પર એ કૈફિયત તારી જ રહી.
- આંખોમાંથી આંસૂઓ વહેતા હતા.
- લોકોની વાતો હું સમજી શકતો ન હતો.

[૨]

કય્યૂમે આ'લમ, હઝરત સય્યિદ પીર ઈમામ અલી સાહબ રહિમહુલ્લાહુ આપના સાહબઝાદહ હઝરત સય્યિદ સાદિક અલી સાહબ રહિમહુલ્લાહુથી કોઈ બાબતમાં કંઈક નારાઝ થઈ ગયા.

કય્યૂમે આ'લમ રહિમહુલ્લાહુના હુઝૂરમાં સાહબઝાદાને માફ

કરવા માટે સિફારિશ કરવાની કોઈને હિમ્મત ન હતી.

સાહબઝાદહ સાહબે કેટલાક દુરવેશો મારફતે કેટલાક ખલીફાઓને માધ્યમ બનાવી હઝરતને અરજ કરી પરંતુ આપની નારાઝગી દૂર ન થઈ.

સાહબઝાદહ આ બાબતમાં બેકસૂર હતા એટલે હાજી સાહબ રહમતુલ્લાહિ અલયહિના મઝાર પર હાજર થઈ પોતે અરજ કરી કે :

"હઝરત ! જો કોઈ શખ્સના વાલિદ પોતાના પુત્રથી નારાઝ હોય, તો દીન અને દુનિયામાં તેનું કંઈ ઠેકાણું નથી રહેતું.

કય્યૂમે આ'લમ મારા વાલિદ પણ છે અને મુર્શિદ પણ છે અને કય્યૂમે ઝમાના પણ છે. એમની નારાઝગીને હું બરદાશ્ત કરી નથી શકતો. અને આપને ખબર છે કે, હું તદ્દન બેકુસૂર (નિર્દોષ) છું."

ઉનાળાના ગરમીના દિવસો હતા. અને બપોરનો સમય હતો. એવા સમયે હઝરત કય્યૂમે આ'લમ રહમતુલ્લાહિ અલયહિ એકલા હઝરત હાજી સાહબ રહમતુલ્લાહિ અલયહિના મઝાર પર પહોંચ્યા.

થોડા સમય પછી ત્યાંથી બહાર આવ્યા અને સાહબઝાદહ સાહબને બોલાવીને ફરમાવ્યું કે :

"તમે હાજી સાહબને શી વાત કરી છે ? "

સાહબઝાદહ સાહબે અરજ કરી કે :

"જો આપ હઝરતને એ ખબર છે કે મેં ત્યાં વાત કરી છે, તો મેં શી વાત કરી છે તે પણ આપને ખબર જ હશે."

હઝરત કય્યૂમે આ'લમ રહમતુલ્લાહિ અલયહિએ સાહબઝાદહને ફરમાવ્યું કે :

"તમે બડી દરગાહ (આ'લી દરબાર)માં પહોંચ્યા છો. એટલા માટે મેં તમને માફ કર્યા."



અહીં નમૂના તરીકે માત્ર બે બનાવો લખ્યા છે નહિતર સેંકડો લોકો ફયઝયાબ થયા છે અને ઈન્શા અલ્લાહ કિયામત સુધી આ ફૈઝ જારી રહેશે.

**નામકો જિસકે હૈ નિસ્બત બા હુસયન વ બા અલી,**
**મગફિરત ફરમા ખુદા ઉસ પેશવા કે વાસ્તે.**

# ત્રીજો વિભાગ

## હઝરત સય્યિદ હુસયન અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના મહાન ખલીફા હઝરત સય્યિદ બહૂન શાહ સાહબ કલાનૂરી રહિમહુલ્લાહ

### 1 આપ રહિમહુલ્લાહનું મુબારક જીવન

## પૈદાઈશી વલી

હઝરત સય્યિદ બક્ષન શાહ સાહબ ચમ્યારી ગામમાં મહારાજા રણજીત સિંઘની હુકૂમતના ઝમાનામાં પૈદા થયા. આપ ચિશ્તી, તિરમિઝી સાદાત ખાનદાનમાંથી છે. આપ પૈદાઈશી વલી હતા.

આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવ્યા કરતા હતા કે :

"મારા જન્મ વખતે દાયા કોઈ ઓજાર શોધતી હતી. તે ઓજાર ચક્કીના નીચે હતું. હું તેને બતાવવા ચાહતો હતો પરંતુ ઈરાદાપૂર્વક ચુપ રહ્યો."

## મા-બાપની ખિદમત

માતા ઝઈફ થઈ ત્યારે આપ માતાની ખિદમતમાં હાજર થઈને તેમની જૂતીઓ પોતાની દાઢી વડે સાફ કરીને તેમની આગળ મૂકતા અને મુસલ્લા પર બેસાડતા.

માતા મના કરતા અને જૂતીઓને છુપાવી રાખતા પરંતુ આપ શોધીને એ જ પ્રમાણે પોતાની મુબારક દાઢી વડે સાફ કરીને રજૂ કરતા. માતાની હયાતી સુધી આપનો એ જ નિયમ રહ્યો.

## બાળપણમાં બાળકો સાથે રમતા ન હતા

બાળપણમાં પણ આપ બાળકો સાથે કદી રમતા ન હતા. શરૂઆતથી જ આપના સ્વભાવમાં દુરવેશોની મુહબ્બતનો શોખ હતો. આપનું મન રિયાઝત અને ઈબાદતના તરફ આકર્ષિત હતું. જયારે સમજદાર થયા ત્યારે ફકીરો (અલ્લાહવાળાઓ) અને નેક લોકોની સુહબતમાં રહેવાનું શરૂ કર્યું. પોતાનો મોટા ભાગનો સમય અલ્લાહ તઆલાની ઈબાદતમાં ગુઝારતા. આપને મળવા માટે આવનારોઓને

આપ સામાન્ય રીતે મસ્જિદમાં મળતા હતા.

## બયઅત

ચમ્યારીની મસ્જિદમાં એક રાતે ઈશાની નમાઝ બા'દ કેટલાક લોકો ભૂતકાલિન બુઝુર્ગોની વાતો કરવા લાગ્યા. અને એ બુઝુર્ગોની ઘણી પ્રશંસા કરવા લાગ્યા.

મજકૂર મજલિસમાં હઝરત સય્યિદ હુસયન અલી શાહ ભૂરેવાલેના એક મુરીદ પણ મોજૂદ હતા. તેમણે જોશમાં આવીને કહ્યું કે :

"ભૂતકાળના બુઝુર્ગોના કમાલાત કયાં સુધી બયાન કરતા રહેશો ? ! ઝરા વર્તમાનકાળના બુઝુર્ગોના હાલાત પણ સાંભળો ! "

અને તેમણે હાજી સય્યિદ હુસયન શાહ સાહબના હાલાત કહેવા શરૂ કર્યા. અને કહ્યું કે :

- "એમની એક નઝરની અસરથી હકના તાલિબો લોખંડમાંથી સોનું બની જાય છે !
- આપના અદના મુરીદ જયારે ચાહે ત્યારે હઝરત સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દીદારથી મુશર્રફ થઈ જાય છે ! "

આપની વાતો સાંભળીને હાજરજનો પર એક કૈફિયત તારી થઈ ગઈ. હઝરત સય્યિદ બઢ્ઢન શાહ સાહબ પણ આ વાતો સાંભળીને બેચેન થઈ ગયા. આખી રાત બેચેનીમાં વીતી. મોડી રાતે એક ઝોકું આવ્યું તો ખ્વાબમાં જોયું કે :

- હઝરત હાજી સાહેબ મસ્જિદમાં તશરીફ લાવ્યા છે અને કુર્આન શરીફની તિલાવત કરે છે.
- હઝરત સય્યિદ બઢ્ઢન શાહ સાહબ આપની સામે હાથ બાંધીને ઊભા છે અને અરજ કરી રહ્યા છે કે :

"મને આપની ગુલામીમાં કબૂલ ફરમાવી લો !"

- આપે શિર ઉઠાવીને તેમની તરફ જોયું અને ફરમાવ્યું કે :

"બક્કન શાહ ગભરાઓ નહિ. અમે તમને કબૂલ કર્યા."

- આપ આ સાંભળીને બેહોશ થઈ ગયા.
- બીજી રાતે ફરી આપ રહમતુલ્લાહિ અલયહિની ખ્વાબમાં ઝિયારત થઈ. આપે બયઅત માટે આગ્રહ કર્યો તો ફરમાવ્યું કે :

"તમે અહીં (રત્ર–છત્ર) આવી જાઓ !"

- સવારે ઊઠતાં જ ચાલી નીકળ્યા.
- મકાન શરીફ પહોંચીને મસ્જિદમાં હઝરતની ખિદમતમાં હાજર થયા.
- આપે આપને નકશબંદી સિલસિલામાં દાખલ ફરમાવ્યા.
- હઝરત બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

"બયઅત થતી વખતે જે કંઈ મેં જોયું અને જે કૈફિયત મારા પર ગુઝરી તે બયાન નથી થઈ શકતી."

- કેટલાક દિવસ ત્યાં રોકાઈને હઝરતના હુકમ પ્રમાણે આપ પોતાના ગામ ચમ્યારી પાછા આવ્યા.

## ચમ્યારીથી કલાનૂર સ્થળાંતર

હઝરત બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના પૂર્વજો ચમ્યારી ગામના રહેવાસી હતા. પરંતુ આપના પિતાજી કેટલોક વખત બટાલા શરીફમાં રહ્યા. સંજોગવશાત્ ત્યાંથી કલાનૂર ગયા. નાલએ કરન (સક્કી)ના કિનારે બેસીને આપની તબીઅત ઘણી ખૂશ થઈ ગઈ એટલે આપ ત્યાં જ રહેવા લાગ્યા. તે પછી આપના પિતાજી અને ઘરના બીજા તમામ આદમી કલાનૂર આવીને રહેવા લાગ્યા.

## દર અઠવાડિયે મકાન શરીફ હાજર થતા હતા

આપનો મઅમૂલ (નિયમ) હતો કે દર અઠવાડિયે આપ મકાન શરીફ હાજર થતા અને જયારે આપની નઝર આપના શયખ પર પડતી તો આપ બેહોશ થઈને ઝમીન પર ઢળી પડતા હતા. આપ ઉચ્ચ મકામ મેળવી ચુકયા હતા છતાં આપ સખત રિયાઝત અને મુજાહદહમાં મશગૂલ રહેતા હતા.

## આપના માટે આપના પીરની ભવિષ્યવાણી

હઝરત બક્ષન શાહ સાહબ (રહ.)ની પાસે જે કંઈ રોકડ રકમ અથવા વસ્તુઓ ભેટમાં આવતી તેને પોતાના માથા ઉપર ઉઠાવીને કલાનૂરથી મકાન શરીફ હઝરતે આ'લાની ખિદમતમાં પહોંચાડતા હતા.

એક વખતે કેરીની મોસમમાં આપ કેરીઓ લઈને હાજર થયા. ગરમી અને બોજના કારણે આપનું આખું શરીર પસીનાથી તર થઈ ગયું હતું. માઈ સાહિબા (પીરાની અમ્મા)ને જાણ થઈ તો તેમણે આ'લા હઝરતને અરજ કરી કે :

"શું આપના માટે બક્ષન શાહ જ મજૂર રહી ગયા છે ? ! "

હઝરતે મુસ્કુરાઈને ફરમાવ્યું કે :

"બક્ષન શાહના મજૂરો રાજાઓ અને અમીરો હશે."

## આપના માટે આપના પીર સાહેબની દુઆ

એક વખતે શિયાળાની મોસમમાં આપ ખુલ્લા પગે હઝરતના ઘોડાના આગળ ચાલતા હતા. આ'લા હઝરતે એ જોઈને ફરમાવ્યું કે :

"બક્ષન શાહ ! તમારા પગોમાં ઠંડી લાગતી હશે ! "

આપે અરજ કરી કે :

"હુઝૂરની નઝરે ઈનાયત હોય તો ઠંડી કયાંથી લાગે ? ! "

હઝરતે ફરમાવ્યું કે :

"જો અલ્લાહ તઆલાએ ચાહ્યું તો :

- તારા આગળ અલ્લાહ તઆલાની સેંકડો મખ્લૂક દોડશે.
- તારા પગની ધૂળને લોકો અકસીર સમજીને આંખોનો સુરમો બનાવશે.
- તારા દરવાજા પર અમીરો અને સુલતાનો ખુલ્લા પગે આવશે.
- તારું લંગર (સાર્વજનિક ભોજનાલય) દુનિયામાં મશહૂર થશે."

## <u>એમના તો ફકીર પણ અમીર હશે</u> !

એક વખતે હઝરત બક્ષન શાહનો પાજામહ ફાટેલો હોવાનું જાણીને માઈ સાહિબા (પીરાની અમ્મા)એ હઝરતને અરજ કરી કે :

"બક્ષન શાહનો પાજામહ ફાટી ગયો છે !"

હઝરતે ફરમાવ્યું કે :

"પાજામહની શી વાત છે એમના તો ફકીર પણ અમીર હશે !"

## <u>આપ જેવું ચાહશો તેવું અલ્લાહ તઆલા કરશે</u> !

એક વખતે આપ આ'લા હઝરતની ખિદમતમાં એવા ખાસ વખતમાં પહોંચ્યા અને આ'લા હઝરતે એવી (ખાસ) તવજ્જુહ ફરમાવી જે તેમના માટે કાફી (પૂરતી) હતી.

બિલ્કુલ તવજ્જુહની હાલતમાં હઝરતે ફરમાવ્યું કે :

**"મન દિલે તુરા મુફ્તી ગર્દાનીદહ અમ !"**

**(યઅ્‌ની હરચે બર નફસે તૂ બરવદ હક તઆલા હમાં કુનદ)**

<u>ભાવાર્થ</u> :

મેં તારા દિલને ફતવા આપનાર બનાવી દીધું છે.

જે તરફ તમારો ખ્યાલ થશે, અલ્લાહ તઆલા એ જ પ્રમાણે કરી દેશે.

અને ખરેખર, આપની આખી ઝિંદગી આ બાબતની સાક્ષી છે કે જે કંઈ ખ્યાલ આપના દિલમાં આવતો તે જ પ્રમાણે તે કામ થઈ જતું.

## અલ્લાહ તઆલા તારા બન્ને હાથ ખોલી દે !

આ'લા હઝરતે એક વખતે હઝરત બક્ષન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિને ફરમાવ્યું કે :

"અલ્લાહ તઆલા તારા બન્ને હાથ ખોલી દે ! "

હઝરત બક્ષન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે હૈબત અને ખૌફના કારણે હું એનો ભાવાર્થ પૂછી ન શકયો. છેવટે મિર્ઝા સંગબીન બેગને પૂછવાથી મા'લૂમ થયું કે :

બન્ને હાથ ખુલવાથી મુરાદ દીન અને દુનિયાની દવલતની વિશાળતા અને તરક્કી છે.

## આપ મોટા ભાગે ઈસ્તિગરાકમાં (પોતાની ઝાતમાં ડૂબેલા) રહેતા હતા

આપ મોટા ભાગે ઈસ્તિગરાકની હાલતમાં (પોતાની ઝાતમાં ડૂબેલા) રહેતા હતા. એ વખતે બહારના જગતનું આપને બિલ્કુલ ભાન રહેતું ન હતું.

એક દિવસે એક મહેમાનને મસ્જિદમાં બેસાડીને ઘરે ગયા અને મહેમાન માટે ખાવાનું તૈયાર કરવાનું કહીને એક જગાએ જઈને પોતાના વઝીફામાં ડૂબી ગયા. બીજા દિવસે બપોરે, તે જ દિવસ સમજીને ખાવા

માટે તશરીફ લઈ ગયા તો મા'લૂમ થયું કે ઘણો ઈન્તિઝાર કરીને મહેમાન ગઈ કાલે બપોરે ખાવાનું ખાઈને ચાલ્યો ગયો હતો.

એ જ પ્રમાણે એક દિવસે સવારે મિર્ઝા જમીલ બેગની કબર પર તશરીફ લઈ ગયા. આઠ પહર સુધી ત્યાં જ બેહોશ પડી રહ્યા. તે પછી હોશમાં આવ્યા ત્યારે ઘરે આવ્યા.

ઈસ્તિગરાકની હાલતમાં બનેલા આવા અનેક બનાવો લોકોમાં મશહૂર છે.

કલાનૂરના સજ્જાદહનશીન સાહબ ફરમાવતા હતા કે :

એક જગાએ આપ મુરાકિબ થયા અને સાત દિવસ–રાત ત્યાં જ બેહોશ રહ્યા. એક ઓરતે આપને જમવાની દા'વત આપી હતી. જયારે ત્યાં પહોંચ્યા તો મા'લૂમ થયું કે એને તો સાત દિવસ વીતી ગયા છે !

## આપની અતિ બારીક વાતો મોટા આલિમો પણ સમજી શકતા ન હતા

જો કે હઝરત બદ્ધન શાહે જાહેરી ઈલ્મનો અને તસવ્વુફની કિતાબોનો ઊંડો અભ્યાસ કર્યો ન હતો પરંતુ આપ વાતચીતમાં એવી બારીક વાતો બયાન ફરમાવતા હતા કે મોટા આલિમો પણ તેને સમજી શકતા ન હતા.

## આપને જોનારાઓ મુગ્ધ થઈ જતા હતા !

- જે શખ્સ આપને જોઈ લેતો તે યકીન કરી લેતો કે આ મર્દે ખુદા (અલ્લાહ તઆલાના વલી) છે.
- આપના ચહેરાથી નૂર વરસતું હતું.
- ગરીબો કે અમીરો જે કોઈ આપને જોઈ લેતા તે આપની તઅઝીમ અને

તકરીમ (સન્માન અને સત્કાર) કરવા માટે બેઈખ્તિયાર થઈ જતા.

- આપ એવો કામિલ તસર્રુફ (પરિપૂર્ણ પ્રભાવ) ધરાવતા હતા કે જોનારાના દિલોને જઝબાત અને મુહબ્બતે ઈલાહીથી છલકાવી દેતા હતા.

## હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહિમહુલ્લાહુ હઝરત સય્યિદ બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો બેહદ આદર કરતા હતા

- આ'લા હઝરત સય્યિદ હુસયન અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ બા'દ, આપના જાનશીન હઝરત કય્યૂમે આ'લમ સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો હઝરત સય્યિદ બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ખૂબ વધારે અદબ કરતા હતા અને આપના પીરની જેમ જ આપને મળતા હતા.
- હઝરત કય્યૂમે આ'લમ સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પણ હઝરત સય્યિદ બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો ખૂબ આદર કરતા હતા.
- જયારે હઝરત સય્યિદ બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ મકાન શરીફ જવા માટે કલાનૂરથી રવાના થતા તો કય્યૂમે આ'લમ હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ મકાન શરીફથી એક માઈલ દૂર સુધી આપનો સત્કાર કરવા માટે જતા.
- હઝરત સય્યિદ બક્કન શાહ સાહબ રહિમહુલ્લાહુ મકાન શરીફ જવા માટે પોતાના ગામથી રવાના થઈ થેથર નામના ગામે પહોંચીને સવારી ઉપરથી નીચે ઉતરી જતા. ત્યાં જ હઝરત કય્યૂમે આ'લમ સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહિમહુલ્લાહુ પહોંચી જતા અને આપનું સ્વાગત કરતા. અને અહીં નૂરના બે દરિયાનો સંગમ થતો.

## કય્યૂમે આ'લમ હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ અને આપના સાહબઝાદહની હઝરત સય્યિદ બક્ષ્ન શાહ સાહબ રહિમહુલ્લાહુ ભવ્ય મહેમાનનવાઝી ફરમાવતા હતા

- કદી કદી ખૂબ જ કાલાવાલા કરીને હઝરત કય્યૂમે આ'લમ અને સાહબઝાદહ સાહબ (પીર સય્યિદ સાદિક અલી શાહ સાહબ)ને હઝરત બક્ષ્ન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ કલાનૂર લઈ જતા. ચાલીસ–ચાલીસ દિવસો સુધી બન્ને હઝરાતને પોતાને ત્યાં રાખતા અને સ્વાદિષ્ટ ભોજનો અને વાનગીઓ વડે મહેમાનનવાઝી કરતા.
- વિદાય વખતે અત્યંત ઉમદહ અને કીમતી કપડાં અને રૂપિયા વડે બે અલગ થાળ કરીને બન્ને હઝરાતની ખિદમતમાં જુદા જુદા પેશ કરતા.
- કલાનૂરથી બે માઈલ દૂર સુધી વિદાય કરવા જતા અને રડીને પોતાની ખિદમતની કમી માટે માફી માંગતા.
- જ્યાં સુધી બન્ને સાહેબો ત્યાંથી રવાના થઈને આંખોથી દેખાતા બંધ ન થઈ જતા, ત્યાં સુધી હાથ બાંધીને ત્યાં જ ઊભા રહેતા અને પછી પાછલા પગે પાછા આવતા. તે તરફ પીઠ નહિ કરતા.

## હઝરત સય્યિદ બક્ષ્ન શાહ સાહબ રહિમહુલ્લાહુ મકાન શરીફનો બે મિસાલ અદબ ફરમાવતા હતા

હઝરત સય્યિદ બક્ષ્ન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ મકાન શરીફનો જે બે મિસાલ અદબ કરતા હતા તેવો બીજે કયાંય પણ જોવામાં નથી આવ્યો !

- આપ મકાન શરીફ તરફ કદી પીઠ કરતા ન હતા !
- કુદરતી હાજત તો કયાં આખી ઝિંદગી આપ મકાન શરીફની હદમાં થૂકયા પણ નથી અને કદી નાક પણ સાફ કર્યું નથી !

- ત્યાં કદી બેવુઝૂ થોભ્યા નથી !
- કલાનૂર જતી વખતે આપ મકાન શરીફની તરફ કદી પીઠ કરતા ન હતા.
- પગપાળા પાછા જતા તો પાછલા પગે જતા !
- પાલકીમાં જતા તો પણ મકાન શરીફ તરફ મુખ કરીને પાલકીમાં બેસતા.
- ફરીથી વુઝૂ કરવાની જરૂર પડતી તો મકાન શરીફની હદની બહાર ચાલ્યા જતા અને વુઝૂ કરીને પછી મકાન શરીફની ધરતી પર પગ મૂકતા !
- આપ ફરમાવતા હતા કે :

  "મકાન શરીફના રસ્તા પર પગ વડે નહિ બલ્કે માથા વડે ચાલવું જોઈએ !"

## મકાન શરીફના પાણીને આપ આબે ઝમઝમ સમાન સમજતા હતા

હઝરત બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના એક પીર ભાઈનું નામ મૌલવી અહમદઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ હતું. આપ પણ આ'લા હઝરત રહમતુલ્લાહિ અલયહિના ખાસ મંઝૂરે નઝર અને ફૈઝ યાફતહ હતા. 'આયતુલ કય્યૂમિય્યહ' નામની કિતાબમાં આપે પોતાનો એક અજીબ બનાવ આ પ્રમાણે લખ્યો છે :

- એક દિવસે તાઝૂ વુઝૂ કરવા માટે હઝરત સય્યિદ બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ડહોલાગોલા નામના ગામમાં, જે મકાન શરીફની હદથી બહાર હતું ત્યાં તશરીફ લઈ ગયા.
- હું (મૌલવી અહમદ અલી સાહબ) કૂજામાં પાણી લઈને આપની પાછળ પાછળ ગયો.

- મેં આપને વુઝૂ કરવા માટે પાણી આપવા ચાહ્યું પરંતુ આપે મકાન શરીફનું પાણી નહિ લીધું પરંતુ ડહોળાગોળા ગામના પાણી વડે વુઝૂ ફરમાવ્યું.
- હું કંઈ વિમાસણમાં જ હતો એટલામાં વુઝૂથી ફારિગ થઈને આપે મકાન શરીફના પાણીનો કૂજો મારા હાથમાંથી લઈ લીધો ! અને પૂરી તા'ઝીમની સાથે એમાંથી થોડું પાણી પીધું અને થોડું પોતાના હાથમાં લઈને પોતાના માથા પર, આંખો પર અને ચહેરા પર અને સીના પર ચોપડયું.

તે પછી આપે ફરમાવ્યું કે :

"આ પાણી આબે ઝમઝમની જેમ બરકતવંતુ છે. મેં કદી એ (મકાન શરીફના) પાણીથી તહારત નથી કરી ! "

## પોતાના પીરના સાહબઝાદહને વર્ષમાં બે વખત કલાનૂર લઈ જતા અને મહેમાનનવાઝી ફરમાવતા

- દર વર્ષે બે વખત પોતાના પીરના સાહબઝાદહ હઝરત ફરીદુદ્દીન સાહબને કલાનૂર લઈ જતા.
- એક મહિનાથી ઓછી ઝિયાફત (મહેમાનનવાઝી) થતી ન હતી.
- જાત–જાતની વાનગીઓ અને પકવાન તૈયાર કરાવતા હતા.
- જાત–જાતના ફળો મંગાવવામાં આવતા.
- મહેમાનનવાઝીમાં ઝરા જેટલી યે કસર રાખવામાં આવતી ન હતી.
- વિદાય વખતે બે થાળ રૂપિયાથી ભરીને આપને નઝરાણું આપતા.
- તેમના ખાદિમોને પણ કપડાં આપતા.

તે પછી હાથ બાંધીને અરજ કરતાં કે :

"જે કંઈ મારી પાસે છે તે બધું આપનું છે.
જે કંઈ જોઈએ તે આપ લઈ શકો છો."

- કલાનૂરથી અતિ ઉમદહ કારીગરો, મઝદૂરો અને સામાન મોકલીને પીરઝાદહ સાહબના માટે પાકી હવેલી બંધાવી હતી.
- પીરઝાદહ સાહબનો આખા વર્ષનો ખર્ચ કલાનૂરથી આપ મોકલતા હતા.
- ત્યાંના દુરવેશોના માટે કપડાં મોકલવામાં આવતા હતા.

## પીરઝાદહના કાનના દુ:ખાવા માટે બદામનું તેલ લઈને જાતે હાજર થયા

એક વખતે પીરઝાદહ ફરીદુદ્દીન સાહબને કાનમાં દુ:ખાવો થયો. કોઈએ હઝરત બક્ષન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિને કહ્યું કે :

'જો બદામનું તેલ કાનમાં નાંખવામાં આવે તો આરામ થઈ જાય.'

આપ બદામના તેલની એક મોટી કુપ્પી લઈને પોતે મકાન શરીફ હાજર થયા અને સાહબઝાદહને બદામનું તેલ પેશ કર્યું.

સાહબઝાદાએ કહ્યું કે :

"આટલી બધી તકલીફ શા માટે ફરમાવી ! થોડાંક ટીપાં કાફી (પૂરતા) હતા."

હઝરત સય્યિદ બક્ષન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ હાથ બાંધીને અરજ કરી કે :

"આપના વાલિદ સાહબની જૂતીઓનો તુફૈલ છે."

## એક બળદ ઉછેરીને પીરઝાદહને ખેતી માટે આપ્યો

પીરઝાદહ સાહબને ખેતીનો ઘણો શોખ હતો. હઝરત સય્યિદ બક્ષન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ તેમના માટે એક બળદ ઉછેર્યો. જયારે બળદ ખેતીના લાયક થઈ ગયો ત્યારે પીરઝાદહને

કહેવડાવ્યું કે, તમારો બળદ મંગાવી લો.

પીરઝાદહ સાહબે રુલદૂ ચોધરા નામના શખ્સને બળદ લેવા માટે કલાનૂર મોકલ્યો. જયારે હઝરત બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિને મજકૂર આદમી આવતો હોવાની જાણ થઈ તો આપ ખુલ્લા પગે તેને આવકારવા માટે દોડી ગયા.

આપે પંજાબી (ભાષા)માં પોતાની ઝાતને સંબોધીને ફરમાવ્યું કે :

**"બક્કન મેરે ભાગ મેરે પીરા આદમી આયા"**

[બક્કન તું ભાગ્યશાળી છે કે તારા પીરનો આદમી આવ્યો.]

આપે પોતે ખાટલો બીછાવ્યો અને ફરમાવ્યું કે :

"બાબા રુલદૂ ! બેસી જાઓ ! "

આપના દુરવેશો ખિદમત માટે આગળ આવ્યા તો તેમને ફરમાવ્યું કે :

'ભાઈ ! એ મારા પીરના નોકર છે, એટલે હું એમનો નોકર છું ! '

આપે પોતે રુલદૂના હાથ ધોવડાવ્યા અને ભોજન લાવીને તેની સામે મૂકયું. અને પોતે હાથમાં પંખો લઈને તેને હવા વીંઝવા માંડયા !

બીજા દિવસે સવારે, બળદને શણગારીને, એક મણ (વીસ કિલો) આટો (લોટ) અને ઘઉં, તેમજ બત્રીસ શેર ઘી અને ખાંડ તેમને આપીને, બળદનું દોરડું પોતે પકડીને નાલાકરન સુધી પગપાળા રુલદૂને વિદાય કરવા આવ્યા.

## પીરાની અમ્માના ઘરેણાંની તા'ઝીમ (આદર)

હઝરત બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પીરાની અમ્માને જે ઘરેણાં આપ્યા હતા તે લાંબા સમયે મેલાં થઈ જવાથી ધોવા

માટે પીરઝાદાહએ કલાનૂર મોકલ્યા.

હઝરત સય્યિદ બહ્ન શાહ સાહબ (રહ.)એ મુહમ્મદ બખ્શ નામના સોનીને બોલાવ્યા અને ઘરેણાંનો ડબ્બો તેને આપીને ફરમાવ્યું કે :

"ડબ્બો ખોલીને જોઈ લે !"

આપે પોતે પોતાની આંખો પર પરદો નાંખી દીધો !

મુહમ્મદ બખ્શ સોનીએ કહ્યું કે :

"આપ ઘરેણાં કેમ જોતા નથી ? !"

આપે ફરમાવ્યું કે :

"આ મારી પીરાની અમ્માના ઘરેણાં છે ! તે છોકરો નાલાયક હોય છે જે અમ્માના ઘરેણાં જુએ."

મુહમ્મદ બખ્શે અરજ કરી કે :

"તો પછી અમારી શી હાલત ? !"

આપે ફરમાવ્યું કે :

"તમારું તો એ કામ છે."

## પીર સાહેબના કૂતરાની તા'ઝીમ (આદર)

એક વખતે હઝરત સય્યિદ બહ્ન શાહ સાહબ રહિમહુલ્લાહુએ આપના પીર, કય્યૂમે આ'લમ, હઝરત સય્યિદ શાહ હુસયૂનઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિને મહેમાનનવાઝી માટે કલાનૂર બોલાવ્યા. સંજોગવશાત્ હઝરતની સાથે એક કૂતરો પણ આવી ગયો.

જયારે ખાવાનું ખાતા ત્યારે કૂતરો પણ એ મજલિસમાં ફરતો રહેતો હતો. એક દુરવેશે એ કૂતરાને હાંકયો. કૂતરાનો અવાજ સાંભળીને આપ તત્કાલ બહાર આવ્યા અને નારાઝ થઈને દુરવેશને કહ્યું કે :

"તારું ઈમાન છીનવાઈ ગયું. તવબહ કર !
તને ખબર નથી કે આ કૂતરો મકાન શરીફનો છે ? "

એ જ વખતે પુલાવની રકાબી મંગાવીને આપે કૂતરાની સામે મૂકી.

તે પછી ફરમાવ્યું કે :

"આ કૂતરો મારા કરતાં સારો છે જે દરરોજ મારા પીરની ઝિયારત કરે છે ! "

## દરરોજ સવારે પ્રથમ મકાન શરીફના ઝાડો જોતાં, તે પછી બીજા કામો કરતા

હઝરત સય્યિદ બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ દરરોજ સવારે, ફજરની નમાઝ બા'દ એક ઊંચી પહાડી પર ચઢીને મકાન શરીફ તરફ મુખ કરતા. ત્યાંથી મકાન શરીફના ઝાડો નઝર આવતા હતા.

આપ સૌથી પ્રથમ એ ઝાડોની ઝિયારત કરતા અને તે પછી બીજા કામો કરતા.

## અલ્લાહ તઆલાના હુકમ અને પીરના હુકમનો તફાવત

મવલવી અલી મુહમ્મદ સાહબ, મુન્શી મુરાદ અલી સાહબની મસ્જિદમાં નમાઝ પઢાવતા હતા. એક દિવસે એક વખતે તકબીરે ઊલાની તૈયારી હતી ત્યારે જ હઝરત બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ તરફથી આપને બોલાવવા માટે સંદેશો મળ્યો. મૌલવી સાહબ તે જ વખતે ચાલ્યા ગયા.

મિર્ઝા નિયાઝબેગના ખાનદાનના એક શખ્સ મિર્ઝા આદીના બેગ, દિલ્હીથી તાઝા જ આલિમ થઈને આવ્યા હતા. તેમને વિચાર આવ્યો કે,

"શું હઝરતનો હુકમ અલ્લાહ તઆલાના હુકમ (નમાઝ)

કરતાં પણ વધારે છે કે આપ નમાઝથી ફારિગ ન થયા ? નમાઝ પઢીને ચાલ્યા જતે તો શું વાંધો હતો ?"

નમાઝ બા'દ મિર્ઝા આદીના બેગ હઝરત બક્કન શાહ સાહબની ખિદમતમાં આવ્યા. હઝરતે આપને જોતાં જ ફરમાવ્યું કે :

"મિર્ઝા સાહબ તમે સવારે મકાન શરીફ ચાલ્યા જાઓ ! "

બીજા દિવસે જયારે મિર્ઝા સાહબ મકાન શરીફ પહોંચ્યા ત્યારે કય્યૂમે આ'લમના દરબારમાં પીરી—મુરીદીની વાતો થઈ રહી હતી.

હઝરતે ફરમાવ્યું કે :

"મવલવી સાહેબ (મિર્ઝા આદીના બેગ) આવી ગયા છે. એમનાથી મસઅલો પૂછી લો કે જો અલ્લાહ તઆલાનો હુકમ (નમાઝ) કઝા થઈ જાય તો શું કરવું જોઈએ ? "

મિર્ઝા સાહબે અરજ કરી કે :

"નમાઝ કઝા પઢી લેવામાં આવે."

હઝરતે ફરમાવ્યું કે :

"જો પીરનો હુકમ કઝા થઈ જાય તો શું કરવું જોઈએ ? "

મિર્ઝા સાહબે અરજ કરી કે :

"એનો કોઈ ઈલાજ નથી."

આ રીતે હઝરતે ખૂદ મિર્ઝા સાહબની પોતાની ઝબાનથી તસ્દીક કરાવીને તેમની શંકાને દૂર કરી.

મિર્ઝા સાહબ નવાઈ પામ્યા કે આ બન્ને બુઝુર્ગોમાં અજીબ રાઝ છે !

## પીરની વફાતના સદમાથી બાલ સફેદ થઈ ગયા !

આપના પીર હઝરત હાજી સય્યિદ હુસયૂન અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની વફાતથી આપને એટલો સખ્ત સદમો થયો હતો કે શરીરના બધાં બાલો તે જ વખતે સફેદ થઈ ગયા હતા !

## 2 આપની કરામતો

### મિરઝા કાદિયાની વિષે આપની ભવિષ્યવાણી

એક વખતે હઝરત સય્યિદ બક્ષન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ કાદિયાન તશરીફ લઈ ગયા. અત્યારે જયાં મિર્ઝા કાદિયાનના મકાનો છે તે જગા ત્યારે સફેદ હતી. આપ ત્યાં તંબૂમાં રહ્યા.

હંમેશાથી દુરૂદે ખિઝરી પઢવાનો આપનો મા'મૂલ હતો પરંતુ ત્યાં આપે ફરમાવ્યું કે :

અહીં દુરૂદ શરીફે ખિઝરીના બદલે આજે આ દુરૂદ શરીફ પઢો :

**'સલ્લલ્લાહુ અલા ખયરિ ખલ્કિહી**
**મુહમ્મદિંવ વ આલિહી વ સલ્લિમ.'**

લોકોએ એનું કારણ પૂછયું તો ફરમાવ્યું કે :

"આ જગાથી શયતાનનું શિંગડું (શયતાનની શાખા) પૈદા થશે !
એની બદબૂ (દુર્ગંધ) આવી રહી છે."

અને ખરેખર આ બનાવના ૪૦ (ચાલીસ) વર્ષ પછી મિર્ઝા કાદિયાની જાહેર થયો.



એક વખતે કાદિયાનના લોકો આપની ખિદમતમાં હાજર થયા અને વઝીફા માટે વિનંતી કરી.

આપે ફરમાવ્યું કે :

"તમે 'લા હવ્-લ' પઢયા કરો
કાદિયાનથી શયતાનનું એક શિંગડું જાહેર થનારું છે !"

## હઝરત બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની દુઆથી ચણા વેચનારો હીરાનંદ તહસીલદાર (મામલતદાર) બની ગયો !

મોહલૂવાલનો રહેવાસી હીરાનંદ આપનો અકીદતમંદ હતો. ચણા વગેરેની છાબડી લગાવતો હતો. હઝરત સય્યિદ બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ એક વખતે લાહોર તશરીફ લઈ ગયા. હીરાનંદને આપના આવવાની જાણ થઈ તો તેણે ખાલી હાથ જવું યોગ્ય ન માન્યું. પોતાનું એક વાસણ વેચી એક રૂપિયો મેળવ્યો અને હાજર થઈને હઝરતની ખિદમતમાં એ રૂપિયો પેશ કર્યો.

હઝરતને હીરાનંદની હાલત પર રહમ આવી.

આપે પૂછયું કે :

"શું કામ કરો છો ?"

હીરાનંદે હાથ જોડીને જવાબ આપ્યો કે :

"બે પૈસાના ચણા વેચ્યા કરું છું !"

હઝરતે ફરમાવ્યું કે :

"હીરાનંદ ! તમે તહસીલદાર બનશો. ચણા વેચવાનું કામ છોડી દો અને ઝવેરાતનું કામ કરો !"

હઝરતના હુકમ પ્રમાણે હીરાનંદે ઝવેરાતની દલાલીનું કામ શરૂ કર્યું. એની આવડત અને પ્રામાણિકતાના કારણે એને ધંધામાં ભારે સફળતા મળી. અહીં સુધી કે મહારાજા રણજીતસિંહ પણ હીરાનંદના

મારફતે ઝવેરાત ખરીદવા લાગ્યો.

હીરાનંદની કાર્યકુશળતા અને પ્રામાણિકતાથી પ્રભાવિત થઈને મહારાજા રણજીતસિંહે એને ડેરાગાઝીખાનમાં તહસીલદાર (મામલતદાર) બનાવ્યો. આ રીતે હઝરતની ભવિષ્યવાણી સાચી પડી.

## હઝરતની દુઆથી હીરાનંદને વિશ્વાસઘાતની સજામાંથી મુક્તિ મળી

હઝરતને મળીને હીરાનંદ પોતાના હોદ્દા પર જવા રવાના થયો. રસ્તામાં તેને જાણ થઈ કે ૧૨૦૦ (બાર સો રૂપિયા)ના વિશ્વાસઘાતના આરોપમાં તેની ધરપકડનો હુકમ થયો છે.

હીરાનંદ લપાતો, છુપાતો ફરી પાછો હઝરતની ખિદમતમાં હાજર થયો અને ખૂબ રડવા અને કાલાવાલા કરવા લાગ્યો.

હઝરતે ફરમાવ્યું કે :

"લાહોર પાછા જાઓ અને સીધા પોતાના ઉપરી અધિકારીની કચેરીએ ચાલ્યા જાઓ ! "

હીરાનંદ જયારે ઉપરી અધિકારીની કચેરીએ પહોંચ્યો અને હાજર થયો તો ઉપરી અધિકારીએ કહ્યું કે :

"વિશ્વાસઘાતનો મા'મલો કંઈક જુદો જ નીકળ્યો. રાતે મને સ્વપ્નમાં મા'લૂમ થયું કે તમે નિર્દોષ છો. સવારે મેં તપાસ કરાવી તો ખરી હકીકત મા'લૂમ થઈ ગઈ. અમને તમારી તકલીફનો અફસોસ છે."

હીરાનંદને ફરી એમના હોદ્દા પર લેવામાં આવ્યો અને પગાર ઉપરાંત પાંચ સો રૂપિયા ઈન્આમ અને પોશાક વડે સન્માન કરવામાં આવ્યું. હીરાનંદ છેવટે મુસલમાન થઈ ગયો. હીરાનંદને મોહલૂવાલી

ગામમાં પચ્ચીસ વીંઘા જમીન આપવામાં આવી જે વર્ષો સુધી કલાનૂરના સજ્જાદહનશીન સાહબના કબજામાં ચાલી આવતી રહી.

## હઝરતની દુઆથી જીવા નામના નિ:સંતાન શખ્સને ત્યાં આઠ પુત્રો પૈદા થયા અને પુત્રોને ત્યાં પણ પુત્રો પૈદા થયા !

જીવા નામના શખ્સને ત્યાં ઔલાદ થતી ન હતી. તેણે ઔલાદ થવા માટે દુઆ કરવા હઝરતને અરજ કરી.

હઝરતે ફરમાવ્યું કે :

"તમારે ત્યાં અલ્લાહ તઆલા પુત્ર આપશે. તેનું નામ હુસયન બખ્શ રાખજો."

હઝરતનો નિયમ હતો કે જયારે કોઈ ઔલાદના માટે અરજ કરતું તો હંમેશા આપ પોતાના પીરના નામ પર હુસયન બખ્શ નામ રાખવા માટે ફરમાવતા હતા.

આપની દુઆથી જીવાના ઘરે પુત્ર પૈદા થયો. તેનું નામ હુસયન બખ્શ રાખવામાં આવ્યું. તે પછી બીજા સાત પુત્રો પૈદા થયા અને એ પુત્રોના પણ પૌત્રો પૈદા થયા.

હુસયન બખ્શના પુત્ર મિયાં ચિરાગુદ્દીનને ત્યાં પણ આઠ પુત્રો પૈદા થયા.

## આપના શબ્દો કદી નિષ્ફળ થતા ન હતા !

હઝરત સય્યિદ બદ્ધન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ મુસ્તજાબુદ્દઅવાત હતા. અર્થાત્ આપની દરેક દુઆ કબૂલ થતી હતી. આપના શબ્દો કદી નિષ્ફળ થતા ન હતા.

નવનાર કિલ્લાનો કિલ્લેદાર ગોબિન્દજિસ આપનો અકીદતમંદ (શ્રદ્ધાળુ) હતો. એક વખતે કેટલાક આતંકવાદીઓએ કિલ્લા પર હુમલો કર્યો. લડાઈમાં ગોબિન્દજિસનો એક બાઝૂ કપાઈ ગયો. તે તેના સાથીઓ સહિત કિલ્લામાં ઘેરાઈ ગયો.

કોઈક રીતે તેણે હઝરતની પાસે આ કૈફિયત કહી મોકલી. એ સાંભળીને હઝરતે ફરમાવ્યું કે :

"ગોબિન્દજિસનો બાઝૂ તો શું કપાઈ ગયો, એ બાઝૂને કાપનારા પોતે કપાઈ ગયા !"

થોડા જ વખતમાં કિલ્લાના માલિકો તરફથી મદદ પહોંચી ગઈ અને કિલ્લાને ઘેરો ઘાલનારા બધાં જ કપાઈ ગયા !

## હઝરતની દુઆથી ટેકૂ, લાલા ટેકચંદ બની ગયો

ફતેહગઢ ચુરિયા ગામનો રહેવાસી ટેકૂ નામનો શખ્સ ચણા વેચતો હતો. હઝરતની ખ્યાતિ સાંભળી ચુકયો હતો. હઝરત જયારે લાહોર તશરીફ લઈ ગયા ત્યારે તે ચણાની છાબડી માથા ઉપર મૂકીને હઝરતની ખિદમતમાં પહોંચ્યો અને હઝરતને જોવા લાગ્યો.

હઝરતની ઝિયારતથી તે એવો પ્રભાવિત થયો કે તેણે ચણાની છાબડી હઝરતના કદમોમાં મૂકી દીધી અને નમ્રતાથી અરજ કરી કે :

"આ ગુલામની આ છાબડીને આપ કબૂલ ફરમાવો અને ચણાને દુરવેશોમાં તકસીમ ફરમાવી દો (વહેંચી દો) !"

હઝરતે ફરમાવ્યું કે :

"જાઓ ! એને વેચો ! દુરવેશોને અલ્લાહ તઆલા ઘણું આપે છે."

ટેકૂએ હાથ જોડીને અરજ કરી કે :

"હઝરત દુરવેશોને તો જરૂરત નથી, પરંતુ જો મારા આ થોડાંક દાણા હુઝૂર કબૂલ ફરમાવીને દુરવેશોને ખવડાવે તો મારા માટે સઆદત (સૌભાગ્ય) છે ! "

ટેકચંદની વિનમ્રતા અને ખૂબ આગ્રહના કારણે હઝરતે એના ચણા કબૂલ ફરમાવી દુરવેશોમાં વહેંચી દીધા.

તે પછી પૂછ્યું :

"ભાઈ ! તમારું નામ શું છે ? "

તેણે કહ્યું કે :

"ટેકૂ."

હઝરતે ફરમાવ્યું :

"આજથી એને લાલા ટેકચંદ કહ્યા કરો.'

ટેકચંદ હઝરતથી રુખ્સત થઈને જતો હતો ત્યારે એક સરકારી અધિકારી સાથે તેની મુલાકાત થઈ. તે અધિકારીએ તેને સરકારી નોકરીએ રાખી લીધો. થોડો વખતમાં તેનું વર્ચસ્વ ખૂબ વધી ગયું. દરેક કામ લાલા ટેકચંદના કહેવા પ્રમાણે જ થતું.

## હઝરતની નારાઝગીથી ટેકચંદ મોતના મુખમાં પહોંચી ગયો પરંતુ હઝરતની માફી માંગવાથી બચી ગયો

હઝરતે કલાનૂરમાં એક મસ્જિદ બંધાવવાનો ઈરાદો ફરમાવ્યો. લાલા ટેકચંદે એના ખર્ચની તમામ જવાબદારી પોતાના શિરે લીધી.

મસ્જિદનું નિર્માણ શરૂ થયું ત્યારે બુનિયાદ જોઈને લાલા ટેકચંદ ગભરાઈ ગયો. એણે જરૂરત કરતાં ઓછાં નાણાં આપ્યા અને કહ્યું કે એનાથી કામ ચલાવી લો. મારી પાસે વધારે રૂપિયા નથી.

હઝરત એના વચનભંગથી ઘણાં નારાઝ થયા.

હઝરતે ફરમાવ્યું કે :

"એ પોતે જ રૂપિયા મોકલશે."

આ તરફ જેવા હઝરત નારાઝ થયા કે તત્કાલ બીજી તરફ ભ્રષ્ટાચારની શંકાથી મહારાજા શેરસિંઘે લાલા ટેકચંદને ત્રણ દિવસ પછી વાઘ સાથે કુસ્તી કરાવવાની સજા જાહેર કરી.

હવે શું કરવું તે લાલા ટેકચંદને સમજાતું ન હતું. છેવટે લાચાર થઈને ઘોડા પર સવાર થઈને કલાનૂર હઝરતની ખિદમતમાં પહોંચ્યો અને હઝરતના કદમોમાં માથું મૂકીને ખૂબ રડવા લાગ્યો.

હઝરતે પૂછયું કે :

"કેમ શી વાત છે ? "

લાલા ટેકચંદે મહારાજાના હુકમની વાત જણાવી અને રડતાં રડતાં કહ્યું કે :

> "હું આપનો ખાદિમ છું. આપના દરવાઝા સિવાય મારો કોઈ મદદગાર નથી. એટલે હું આખરી ઝિયારતના માટે આવ્યો છું."

હઝરતે મુસ્કુરાઈને ફરમાવ્યું કે :

"મસ્જિદની બુનિયાદ જોઈને ડરી ગયો હતો ! અમારા કામો તો મુન્ઈમે હકીકી (અલ્લાહ તઆલા)ને સોંપેલા છે. તે જ કારસાઝ, કાફી છે. કમબખ્ત તારા દિલમાં શું વિચાર આવ્યો ! "

તે પછી ફરમાવ્યું કે :

"શેરસિંઘ મરી ગયો. દુનિયામાંથી ઉઠાવી લેવામાં આવ્યો. તમે જાઓ અને મસ્જિદના માટે ઈન્તિઝામ કરો ! "

લાલા ટેકચંદે જયારે આ ખૂશખબર સાંભળી તો હઝરતની જૂતીઓના તળીયા પોતાની જીભ વડે ચાટવા લાગ્યો અને ઈજાઝત લઈને લાહોર પાછો આવ્યો.

લાહોર પર મહારાજા શેરસિંઘના દુશ્મન રાજાએ ચઢાઈ કરીને બંદૂક વડે મહારાજા શેરસિંઘની હત્યા કરી દીધી હતી.

ટેકચંદ પાછો કલાનૂર આવ્યો અને મસ્જિદનું કામ પરિપૂર્ણ કરાવ્યું.

## હઝરત સય્યિદ બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની બદદુઆથી લાંચિયા અધિકારીના બન્ને હાથો કપાઈ ગયા !

હઝરત સય્યિદ બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ મુસ્તજાબુદ્દઅવાત હતા. આપ ઝબાનથી જે કંઈ કહી દેતા, અલ્લાહ તઆલા પોતાના ફઝલથી, એ જ પ્રમાણે કામ કરી દેતા.

આપના સ્વભાવમાં ગુસ્સો વધારે હતો. કાયસ્થ કોમનો એક શખ્સ હઝરત સય્યિદ (ઈમામઅલી શાહ) સાહબ રહમતુલ્લાહિ અલયહિની દુઆથી જિલ્લાનો ઉચ્ચ અધિકારી બની ગયો હતો. એની લાંચ લેવાની અને પરેશાન કરવાની ફરિયાદો સાંભળીને હઝરત બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ દિલમાં ઘણાં દુઃખી થતા રહેતા હતા.

સંજોગવશાત્ એક વખતે એ સરકારી અધિકારી કોઈ સરકારી કામના માટે કલાનૂર આવ્યો અને સલામ કરવા માટે હઝરત સય્યિદ બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયો. એની સૂરત જોતાં જ હઝરતને ગુસ્સો આવી ગયો અને ફરમાવ્યું કે :

> "તું હઝરત સય્યિદ સાહબના મુરીદો પાસે લાંચ લે છે અને તેમને પરેશાન કરે છે ! જે હાથો વડે તું તેમને પરેશાન કરે છે,

તે બન્ને હાથોને અલ્લાહ તઆલા કાપી નાંખે ! ”

એ અધિકારી ત્યાંથી હઝરત સય્યિદ સાહબની ખિદમતમાં આવ્યો અને કિસ્સો બયાન કર્યો.

હઝરત સય્યિદ સાહબે ખામોશ થઈને, મુબારક માથું નીચું કરી લીધું અને થોડી વાર પછી માથું ઉઠાવી ફરમાવ્યું કે :

“હે શખ્સ ! તું જા ! બક્કન શાહની દુઆ કબૂલ થઈ ગઈ છે. એ હવે રદ થઈ શકે એમ નથી. તું રાહ જો કે એ સમય કયારે આવે છે ! ”

કુદરતે હક, એક વખતે જંગલમાં કોઈએ એ અધિકારીના બન્ને હાથ કાપી નાંખ્યા ! તે પોતાની હાલત દર્શાવવા માટે હઝરત સય્યિદ સાહબ પાસે હાજર થયો.

આપે ફરમાવ્યું કે :

“હું તો તને પહેલાંથી જ જણાવી ચુકયો છું કે એમની દુઆ કબૂલ થઈ ગઈ છે. હવે તું ઈમાન લાવ અને અહીં જ રહે.”

તે બાલ–બચ્ચાંઓ સાથે ઈમાન લાવ્યો અને ત્યાં જ પોતાની ઝિંદગી પૂરી કરી. ['મેઅયારુસ્સુલૂક' સાતમાં વિભાગનું પાંચમું પ્રકરણ]

## 3 રત્ર–છત્રનું નામ મકાન શરીફ રાખવામાં આવ્યું

હિજરીસન ૧૨૭૦ માં હઝરત બક્કન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ રત્ર–છત્રનું નામ મકાન શરીફ રાખ્યું.

આપના ખાદિમ ગુલામ મુહમ્મદે અરજ કરી કે :

“ફલાણા શખ્સ રત્ર–છત્રથી આવ્યા છે.”

આપે નારાઝ થઈને ફરમાવ્યું કે :

"મારી સામે ફરીથી રત્ર–છત્ર નામ ન લેશો.
ખબરદાર ! મકાન શરીફ કહેવાનું રહેશે.

- (ત્યાં) અલ્લાહ તઆલાની રહમત ઉતરે છે !
- મલાઈકહ (ફરિશ્તાઓ)નું ઉતરવાનું એ સ્થાન છે !

إِنَّ الَّذِيْنَ قَالُوْا رَبُّنَا اللّٰهُ ثُمَّ اسْتَقَامُوْا
تَتَنَزَّلُ عَلَيْهِمُ الْمَلٰٓئِكَةُ ط (سورۂ فصلت:۳۰)

- **ભાવાર્થ :** જેઓ અલ્લાહ તઆલાને રબ (પરવરદિગાર) કહે છે અને તેના પર કાઈમ રહે છે તેમના પર ફરિશ્તાઓ ઊતરે છે.
- ત્યાં હંમેશા રહમતે ઈલાહી નાઝિલ થાય છે.

એટલે તે દિવસથી મકાન શરીફ નામ મશહૂર છે. રત્ર–છત્ર નામ કોઈ નથી લેતું.

## 4 વફાત

- ૧૯, શવ્વાલ, ૧૨૭૨ હિજરીસનના રોજ આપની વફાત થઈ.
- એ વરસાદની ઋતુ હતી.
- કય્યૂમે આ'લમ હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિને આપની વફાતની ખબર મળતાં જ, તત્કાલ પગે ચાલતા, કલાનૂર જવા રવાના થયા.
- લોકોનો એક મોટો સમૂહ આપની સાથે હતો.
- આપને એટલો સખત સદમો થયો હતો કે આખા રસ્તે આપની આંખોમાંથી આંસૂઓ સતત વહેતા હતા.
- આપે કલાનૂર પહોંચીને પોતે ગુસલ આપ્યું અને પછી પોતે દફન કર્યા.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપ ૪૦ (ચાલીસ) દિવસ સુધી કલાનૂરમાં રોકાયા.

- તે પછી હઝરત સય્યિદ બક્ષન શાહ સાહબ રહિમહુલ્લાહુની વસિયત પ્રમાણે, આપના પીર હઝરત સય્યિદ હુસયન અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત ફરીદુદ્દીન સાહબની જાનશીની અને દસ્તારબંદી કરવામાં આવી; કારણ કે હઝરત સય્યિદ બક્ષન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો કોઈ પુત્ર ન હતો.
- હઝરત સય્યિદ બક્ષન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પોતાની હયાતીમાં પોતાનો તમામ માલ, અસબાબ અને મિલ્કત તથા જમીન, જાગીર હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિને બક્ષીશ આપી દીધાં હતા પરંતુ હઝરત સય્યિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ તેમાંથી માત્ર તોહફા તરીકે તસ્બીહ અને કલમદાન લઈને બાકીની તમામ વસ્તુઓ પીરઝાદહ જનાબ સય્યિદ ફરીદુદ્દીન સાહબને આપી દીધી હતી.

# ચોથો વિભાગ

## હઝરત કુતુબુલ અકતાબ સય્યિદ ઈમામ અલી શાહ સાહબ નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ

### 1 જન્મથી ખિલાફત મળવા સુધી

## જન્મ અને પૂર્વજો

- હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહિમહુલ્લાહુનો જન્મ હિજરીસન ૧૨૧૧ મુતાબિક ઈ.સ. ૧૭૯૬ માં મકાન શરીફમાં થયો.
- આપના નાના ભાઈ સય્યિદ ગુલામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો જન્મ હિજરીસન ૧૨૧૮ માં થયો.
- આપના મુહતરમ વાલિદ સાહબનું નામ હઝરત સય્યિદ હૈદરઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ હતું.
- આપના મુહતરમ દાદા સાહબનું નામ હઝરત સય્યિદ ફરઝંદઅલી રહમતુલ્લાહિ અલયહિ હતું.
- આપના પરદાદાનું નામ હઝરત સય્યિદ લુત્ફે કરીમ રહિમહુલ્લાહુ હતું. તેમણે ધરમકોટમાં એક મસ્જિદ અને મદ્રસહનું નિર્માણ કર્યું હતું.
- આપના પરદાદા સાહબ હઝરત સય્યિદ લુત્ફે કરીમ અને કુતુબે આ'લમ હઝરત સય્યિદ હુસયન અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના વાલિદ મુહતરમ હઝરત સય્યિદ શાહ કરીમ રહિમહુલ્લાહુ બન્ને સગા ભાઈઓ હતા. એટલે અહીં બન્નેનો વંશ એક જ થઈ જાય છે જે હઝરત સય્યિદ દાનિયાલ રહિમહુલ્લાહુ સુધી પહોંચે છે.
- ઉપરની વિગતોથી એ પણ સ્પષ્ટ થાય છે કે કુતુબે આ'લમ હઝરત સય્યિદ હુસયન અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ હઝરત કુતુબે ઝમાં હઝરત સય્યિદ શાહ ઈમામ અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના પીરો મુર્શિદ ઉપરાંત પિત્રાઈ દાદા સાહબ પણ થતા હતા.

## જાહેરી તા'લીમ

- કેટલીક ફારસી કિતાબો આપે મવલવી ફકીરુલ્લાહ ધરમકોટી પાસે પઢી.
- તિબ્બ (હકીમી વિદ્યા) હાફિઝ મુહમ્મદ રઝા સાહબ કાલાવાલા

સાહબ પાસે પઢી.

- બીજી કેટલીક કિતાબો આપે મૌલવી નૂર મુહમ્મદ સાહબ ચિશ્તી પાસે પઢી.
- શરૂઆતથી જ આપ ખૂબ જ તીવ્ર બુદ્ધિશાળી અને હોશિયાર હતા.
- શરૂઆતથી જ અશઆર (કાવ્ય રચવા)નો પણ શોખ હતો. આપ ફિલ બદીઅ (શીઘ્ર, તત્કાલ) શે'રની રચના કરતા હતા.

## વાલિદ સાહબનો ઈન્તિકાલ

- હિજરીસન ૧૨૨૬ મુતાબિક ઈસ્વીસન ૧૮૧૧ માં આપના મુહતરમ વાલિદ સાહબનો ઈન્તિકાલ થઈ ગયો.
- એ વખતે આપની ઉંમર માત્ર ૧૪ (ચૌદ) વર્ષની હતી.
- એ વખતે આપના નાના ભાઈ સય્યિદ ગુલામ અલી શાહની ઉંમર માત્ર ૮ (આઠ) વર્ષની હતી.
- આપના વાલિદ સાહબના ઈન્તિકાલ બા'દ આપની મુહરતમા વાલિદહ સાહેબા બન્ને ફરઝંદોને લઈને પોતાના પીયર ચાલી ગઈ.
- આપના નાના સાહબ ઘણા ખૂશહાલ (ધનવાન) હતા.
- એ દિવસોમાં દુકાળ પડયો.
- હઝરત અકદસ સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ત્યારે માત્ર ૧૪, ૧૫ વર્ષના કિશોર હતા. પરંતુ બાળપણથી ગરીબો, મોહતાજો તરફ આપને ખૂબ હમદર્દી અને સહાનુભૂતિ હતી.
- દુકાળના સમયમાં આપ પોતાના હિસ્સાનું ભોજન મોહતાજોને આપી દેતા હતા.
- જયારે આપના નાના સાહબને આ વાતની જાણ થઈ તો તેમણે ઘણી મુહબ્બત અને મહેરબાનીથી આપના ભોજનમાં અનેક ગણો વધારો કરી દીધો અને ફરમાવ્યું કે :

"પોતે ભૂખ્યા રહેવું મુનાસિબ (યોગ્ય) નથી."

- બે–અઢી વર્ષ બા'દ બન્ને સાહબઝાદાઓ વાલિદહ માજિદહની સાથે મકાન શરીફ પાછા આવ્યા.

## હઝરત સય્યિદ હુસયન અલી શાહ સાહબ (રહ.)ની નઝરે ઈનાયત આપ પર પડવાનો બનાવ

એક દિવસ હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ બગલમાં કિતાબ દબાવીને ધરમકોટ મદ્રસહ જઈ રહ્યા હતા. હઝરત સય્યિદ શાહ હુસયન સાહબની નઝરે ઈનાયત પડી ગઈ. ખૂબ મમતાથી પૂછયું :

"સાહબઝાદહ ! કઈ કિતાબ પઢો છો ? "

આપે અરજ કરી કે :

"ફલાણી કિતાબ."

હઝરત શાહ સાહબે ફરમાવ્યું કે :

"મષનવીએ મૌલાના (જલાલુદ્દીન) રૂમ (રહ.) અકાઈદની સિહહત અને રૂહની સફાઈ માટે મકબૂલ કિતાબ છે."

આ સાંભળીને આપના દિલ પર ગંભીર અસર થઈ.

હઝરત સય્યિદ શાહ હુસયૂન અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ તત્કાલ મષનવીની કેટલીક પંકિતઓ પઢી અને તેનો ભાવાર્થ એવા આરિફાનહ અને આશિકાનહ તરીકાથી આપને સમજાવ્યો કે હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ તડપી ઉઠયા. અને દિલમાં કંઈક એવી કશિશ (આકર્ષણ) પૈદા થઈ કે મન બેઈખ્તિયાર થઈગયું.

તે પછી તો એ નિયમ થઈ ગયો કે આપ દરરોજ હઝરત શાહ સાહબની પાસે હાજર થતા અને મષનવી શરીફ સાંભળતા અને એના ભાવાર્થથી ફૈઝયાબ થતા.

## આપના વિષે એક બુઝુર્ગની આગાહી

હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબે ૧૬ (સોળ) વરસની ઉંમરે પોતાના ઉસ્તાદ મૌલાના જાન મુહમ્મદ ચિશ્તીની સાથે હઝરત બાબા ફરીદ ગંજશકર રહિમહુલ્લાહુના આસ્તાના પર હાજરી આપી.

અહીં એક બુઝુર્ગે આગાહી કરી કે :

"આપના જ રિશ્તેદારોમાં એક વયોવૃદ્ધ બુઝુર્ગથી આપને ખૂબ જ વધારે ફાયદો પહોંચશે."

તે વખતે હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિને યકીન થઈ ગયો કે એ બુઝુર્ગ હઝરત શાહ હુસયન જ છે, કારણ કે તેઓ આપના પિત્રાઈ દાદા હતા.

## બયઅત અને રિયાઝત

કેટલાક દિવસો આ પ્રમાણે પસાર થયા. આખરે આપના દિલમાં કશિશે સાદિક (સાચી લગન) અને પરિપૂર્ણ મુહબ્બત પૈદા થઈ ગઈ અને આપ હઝરત શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થઈ ગયા. અને પીર રોશન ઝમીરની ખિદમત માટે કમર કસી લીધી અને દિવસ–રાત હઝરતની ખિદમતમાં હાજર રહેતા અને સખત મુજાહદાઓ અને રિયાઝતોમાં મશગૂલ રહેવા લાગ્યા.

## પીર સાહબની ખિદમત

હઝરત શાહ હુસયન સાહબ રહમતુલ્લાહિ અલયહિ સિપાહી જેવું જીવન જીવતા હતા. આપની પાસે હંમેશા એક ખૂબ જ ઉમદહ ઘોડો રહેતો હતો. આપ પોતાના શરીર પર શસ્ત્રો પણ સજાવતા હતા.

• હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબે ઘોડાની ખિદમત પોતાના

ઝિમ્મે લઈ લીધી. સવારથી સાંજ સુધી, નમાઝના સમયો સિવાય, ઘોડાની ખિદમત કરતા.

- રાતે જયારે હઝરત શાહ સાહબ આરામ ફરમાવતા ત્યારે આપ નજીકના જંગલમાં તશરીફ લઈ જતા અને તહજજુદના સમય સુધી ત્યાં એકાંતમાં ઝિક્ર અને ફિક્રમાં મશગૂલ રહેતા.
- તહજજુદની નમાઝના સમયે જંગલમાંથી પાછા આવતા.
- ફજરની નમાઝ બા'દ ફરી ઘોડાની ખિદમત શરૂ થઈ જતી. ઘોડાની લીદ (લાદ, છાણ) અને પેશાબ પણ ઝમીન પર પડવા ન પામતો અને આપ પોતે તેને ઉઠાવીને મકાન શરીફની હદની બહાર ફેંકી આવતા ! બીજા લોકો આ જોઈને તિરસ્કારથી આપની મજાક કરતા રહેતા હતા. પરંતુ આપે કદી એની દરકાર ન કરી.
- હઝરત શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના કાને જયારે આ વાતો આવતી ત્યારે આપ મુસ્કુરાઈને ફરમાવતા કે :

> "આ સાહબઝાદહ, જેઓ આજે ઘોડાનું મેલું ઉઠાવે છે, કાલે (ભવિષ્યમાં) એના ઝાડા–પેશાબને ઉપાડવું લોકોના માટે ફખ્ર (ગર્વ)ના લાયક, યથા યોગ્ય અને નજાતનો ઝરીઓ થશે."

## સખત મુજાહદાઓ

- મતલબ કે હઝરત અકદસ સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ સખત મુજાહદાઓ અને ઉગ્ર રિયાઝતો કરી જે આપનો જ હિસ્સો હતો.
- કેટલાયે દિવસો ફાકહ (ભૂખ્યા રહેવા)માં વીતી જતા અને આપને ખબર પણ ન પડતી ! અને બીજા કોઈના કાને પણ એ વાત ન જતી.

## પીરની પ્યારી નસીહત

રિયાઝતો અને મુજાહદાઓ પછી પીરે આપને પ્યારી નસીહત

ફરમાવી કે :

• શફવત અને કુદસે જિબ્રીલ, • ખુલ્લતે ઈબ્રાહીમ, • શવકે મૂસા,
• તહારતે ઈસા અને • મુહબ્બતે મુસ્તફા

(સ–લવાતુલ્લાહિ અલયહિમ અજમઈન)

અગર (અલ્લાહ તઆલા) તને આપી દે, તો પણ ખબરદાર ! એના પર રાઝી ન થઈશ અને એના કરતાં વધારેની આરઝૂ કરજો, કારણ કે એના કરતાં વધારે ઘણું બધું છે.

સાહિબે હિમ્મત બનજો, અને સરે હિમ્મત કદી નીચું ન કરશો.''

હઝરત શાહ હુસયન રહમતુલ્લાહિ અલયહિની નઝરે ફયઝે ગસતરીએ તે આપ્યું કે ઘણાં ઓછા લોકોને આપ્યું હશે. અને સર્વ અર્પણ કર્યું જે ઘણાં ઓછા લોકોને મળ્યું હશે. આપ પોતાના પીરે કામિલના આઈનએ જમાલ બની ગયા !

## મહાન બુઝુર્ગ હઝરત હાફિઝ મહમૂદ સાહબે આપના હકમાં ઘણી લાંબી દુઆ ફરમાવી

હઝરત શાહ સય્યિદ હુસયન અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ ઘણી વખત સફરમાં તશરીફ લઈ જતા હતા. હઝરત શાહ સય્યિદ ઈમામ અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ અને બીજા બે–ત્રણ ખાદિમો આપના હમસફર (સહપ્રવાસી) રહેતા હતા.

એક વખત હઝરત સય્યિદ શાહ હુસયન અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ હમવાલના કડી કડિયાલ ઈલાકામાં હઝરત હાફિઝ મહમૂદ સાહિબની મુલાકાત માટે ગયા. હાફિઝ સાહબ ત્યારે ઉચ્ચ કક્ષાના મશાઈખમાંથી હતા. હાફિઝ સાહબે હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબના હકમાં ઘણી લાંબી દુઆ ફરમાવી.

## જેને ખુદા આપે, તેને કોણ રોકી શકે

એ જ પ્રમાણે કેટલાયે વર્ષો વીતી ગયા. એક વખતે હઝરત શાહ સય્યિદ હુસયન અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ કહનૂદા નામના ગામમાં તશરીફ લઈ ગયા. હંમેશાના નિયમ પ્રમાણે હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પણ હમસફર હતા. આપના ઉપરાંત ગુલામ મુહમ્મદ નામના બીજા એક ખાદિમ પણ સફરમાં સાથે હતા. હઝરતની એમના પર ખાસ નઝરે કરમ હતી. એમના ઉપરાંત બીજા પણ કેટલાક ખાદિમો સફરમાં સાથે હતા.

ઘોડા ઉપરાંત એક બહલી (સવારી માટેની બળદગાડી) પણ હતી જેમાં હઝરત સવાર થતા હતા. એને હાંકવાની ખિદમત ગુલામ મુહમ્મદને સોંપેલી હતી.

એક રાતે એક સ્થળે ગામની બહાર ઉતારો કર્યો. હઝરત શાહ સાહબ રાતના સમયે કુર્આન શરીફ ખૂબ જ ખૂશ ઈલ્હાનીથી પઢતા રહેતા હતા. અને જે વખતે તબીઅતમાં બેખૂદી પૈદા થતી અને કોઈ ખાસ સમય આવતો તો આપ વજદમાં આવીને મષનવીના અશઆર (કાવ્ય પંક્તિઓ) પઢવાના શરૂ કરી દેતા.

આ એક ખાસ અલામત (નિશાની) ખાસ વખતની હતી. તે રાતે નિયમ પ્રમાણે પાછલી રાતે આપે કુર્આન શરીફની તિલાવત શરૂ કરી અને પછી ખૂબ મોટેથી મષનવીના અશઆર પઢવા લાગ્યા.

એ જ હાલતમાં આપે સાદ આપ્યો કે :

"ગુલામ મુહમ્મદ છે ? !"

બદકિસ્મતીથી તેઓ કંઈક કામના માટે બહાર ચાલ્યા ગયા હતા.

હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબે અદબથી અરજ કરી કે :

"ગુલામ મુહમ્મદ તો નથી પરંતુ ગુલામ (ઈમામ અલી) હાજર છે."

જવાબ સાંભળીને હઝરત શાહ સાહબ ફરી પાછા પોતાના કામમાં મશગૂલ થઈ ગયા.

થોડા સમય પછી ફરી પાછા ગુલામ મુહમ્મદને બોલાવવા માટે સાદ આપ્યો.

ફરી પાછો એ જ જવાબ આપવામાં આવ્યો કે :

'ગુલામ મુહમ્મદ તો નથી, ગુલામ (ઈમામ અલી) હાજર છે !'

આ સાંભળીને આપ ખામોશ થઈ ગયા.

થોડા સમય પછી ત્રીજી વખત આપે ગુલામ મુહમ્મદને સાદ આપ્યો તો તે જ જવાબ મળ્યો.

ત્યારે આપે ફરમાવ્યું કે :

"જેને અલ્લાહ તઆલા આપે, તેને કોણ રોકી શકે છે ? ! તમે જ આવી જાઓ !"

હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહિમહુલ્લાહુ ખૂબ જ અદબપૂર્વક હાજર થયા. હઝરત શાહ સાહબે આપનો હાથ પોતાના હાથમાં પકડી લીધો અને મોડે સુધી તવજ્જુહ ફરમાવતા રહ્યા.

હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ બેખૂદ થઈ ગયા. મોડે સુધી એ જ હાલત રહી.

સુબ્હે સાદિક સુધી ફૈઝ આપવા–લેવાનું સતત ચાલુ રહ્યું.

તે પછી હઝરત સય્યિદ હુસયન અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું :

"હે બેટા ! આ હકીકતે અવલિયા અને મહાન નિસબત જે આજે રાતે તમને મળી છે, તે દિન–પ્રતિ દિન બુલંદ થતી જશે અને તરક્કી કરતી જશે અને આ ભેદની બારીકીઓ તમારા પર જાહેર થતી જશે."

ફજરની નમાઝનો સમય થતાં ફરમાવ્યું કે :

"ઈમામત કરો ! "

હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબે આપના હુકમ પ્રમાણે ફજરની નમાઝની ઈમામત કરીને પઢાવી. અને એમના પાછળ હઝરતે પોતે નમાઝ પઢી.

નમાઝ બા'દ આપે હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિને પોતાની સામે બેસાડીને મુરાકબહ ફરમાવ્યો.

મુરાકબહથી ફારિગ થઈને ફરમાવ્યું કે :

"અલ્લાહ તઆલાના ફઝલો કરમથી અને અકાબિરની રૂહાનિયતની તરબિયતથી તમારું કામ અંજામ પામ્યું. આજે હું તમને એની ઈજાઝત આપું છું કે જે અમાનત તમને સોંપવામાં આવી છે તેને હકના તાલિબો સુધી પહોંચાડો."

## તમારી પીઠ અને મુખ બન્ને સરખા છે !

સવારે જયારે આપ બહલી પર સવાર થયા ત્યારે નિયમ પ્રમાણે ગુલામ મુહમ્મદ પોતાની ખિદમતના માટે આગળ વધ્યા તો હઝરત શાહ સાહબે ફરમાવ્યું કે :

"હવે આ મકામ સાહબઝાદહ (ઈમામ અલી)નો છે."

તે પછી આપે તેમને બહલી પર સવાર થવા માટે ઈર્શાદ

ફરમાવ્યો.

આપ બહલી પર ચઢીને એક તરફ થઈને બેઠા કે જેથી પીરની તરફ પીઠ ન થાય.

હઝરત શાહ સાહબે ફરમાવ્યું કે :

"હવે તમે તકલ્લુફ વગર બેસો.
તમારી પીઠ અને મુખ બન્ને સરખા છે !"

## ખિલાફત અને લોકોને બયઅત કરવા માટે ઈજાઝત

તે પછી હઝરત શાહ સાહબ રહિમહુલ્લાહુએ આપને મુજાઝન (અધિકૃત રીતે, કાયદેસર) ઈજાઝત (ખિલાફત) આપી અને ફરમાવ્યું કે :

"હવે તમારે મારી પાસે રહેવાની જરૂરત નથી. હવે હિદાયતનો તરીકો પોતે જારી કરો (અર્થાત્ લોકોને બયઅત કરો ! )"

પરંતુ આપે પીરની જુદાઈ પસંદ ન કરી અને પીરની હયાતીમાં તેમની બરકતવંતી ખિદમત છોડી નહિ અને હઝરતના ઈન્તિકાલ સુધી આપની ખિદમત ફરમાવતા રહ્યા.

## પીરના ઈન્તિકાલ બા'દ બે વર્ષ જંગલમાં રહ્યા

પીરના ઈન્તિકાલનો આપને ભારે સદમો થયો. આપ આબાદીને છોડીને જંગલમાં રહેવા લાગ્યા. બે વર્ષ એ જ પ્રમાણે વીતી ગયા !

હઝરત શાહ સય્યિદ હુસયન અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના મુરીદો આપની પાસે આવતા અને આપને આગ્રહ કરતા કે આપ બયઅતનો સિલસિલો ચાલુ કરો પરંતુ આપ ઈન્કાર કરતા.

## ખ્વાબમાં પીર સાહેબની સખત તાકીદ

બે વર્ષ પછી હઝરત સય્યિદ હુસયન શાહ સાહબે આપને ખ્વાબમાં સખત તાકીદ ફરમાવી અને ઈર્શાદ ફરમાવ્યો કે :

> "ખુદાવંદે કરીમે તમને આ મહાન દૌલત, મોટી નેઅમત એટલા માટે અર્પણ નથી કરી કે એ ઝમીનમાં દાટેલા ખઝાનાની જેમ સાચવી રાખો બલ્કે તમારી ફર્ઝ છે કે આ દૌલતથી લોકોને ફાયદો પહોંચાડો."

આપ ગભરાઈને ઉઠયા અને તત્કાલ મકાન શરીફ તશરીફ લાવ્યા.

## 2 આપનો રૂહાની ફૈઝાન

### બયઅત કરવાની શરૂઆત

એ જ રાતે હઝરત સય્યિદ હુસયન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ સયિયદ બહાદુરશાહ સાહબ અને મિયાં હબીબુલ્લાહને ખ્વાબમાં હિદાયત ફરમાવી કે મકાન શરીફ જઈને સય્યિદ ઈમામ અલી શાહની ખિદમતમાં હાજર થઈને તેમનાથી બયઅત થાઓ.

ખ્વાબમાં મળેલી સૂચના પ્રમાણે એ બન્ને હઝરાત સવારે મકાન શરીફ આવ્યા અને રાતનો ખ્વાબનો બનાવ જણાવ્યો. હઝરત સય્યિદ સાહબે એની તસ્દીક ફરમાવી એ બન્ને શખ્સોને બયઅતથી મુશર્રફ ફરમાવ્યા.

એ દિવસથી તરીકાની ઈશાઅત શરૂ થઈ ગઈ. અને લોકો હાજર થઈને ફૈઝ મેળવવા લાગ્યા.

### આપને ત્યાં દરરોજ હઝારો લોકો ભોજન કરતા હતા !

- શરૂઆતમાં થોડાં આદમી મુરીદ થયા.
- તે વખતે માઈ સાહિબા ચક્કી પીસતી અને રોટી પકાવતી અને

મુરીદોને તેમજ મુસાફિરોને ખવડાવતી.

- દિવસે દિવસે અકીદતમંદોની સંખ્યા વધવા લાગી. તો દુરવેશ ચક્કી પીસતા અને રોટી અંદરથી પકાવીને આવતી.
- તે પછી એનાથી પણ કામ ન ચાલ્યું તો એક ખરાસ (બળદ વડે ચાલતી આટો પીસવાની મોટી ચક્કી) લગાવવામાં આવી. એનાથી આટો પીસવામાં આવતો.
- એક તન્નૂર (ભઠ્ઠી) લગાવવામાં આવી. તેમાં રોટી પકાવવામાં આવતી.
- ધીરે ધીરે આ હાલત થઈ કે બે–ત્રણ ખરાસ (બળદ વડે ચાલતી ચક્કીઓ) રાત–દિવસ ચાલતી અને ત્રણ–ચાર તન્નૂર (ભઠ્ઠીઓ) દરેક પળે ગરમ રહેતી.
- ગોશ્ત અને દાળની દેગો ગંજાવર ચુલાઓ પર રંધાતી હતી.
- દરેક વખતે ભોજન પીરસાતું રહેતું.
- ભોજન પકાવવાની દેગો એટલી મોટી હતી કે બે આદમીઓ તેમાં બેસીને સાફ કરતા હતા.
- હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ, ખલીફા અને જાનશીન હઝરત સય્યિદ શાહ મૌલાના સાદિક અલી સાહબ રહિમહુલ્લાહુના મુરીદ, તે ઝમાનાના એકસ્ટ્રા આસીસ્ટન્ટ કમીશનર અને સબ જજ, જનાબ મિર્ઝા ઝફરુલ્લાહખાને પોતાની મશહૂર કિતાબ 'તઝકિરએ બે મિસ્લ'માં લખ્યું છે કે :

> "મારી સગીર ઉંમરમાં તે આખરી ઝમાનો મેં જોયો છે કે ત્રણસો–ત્રણસો બકરા દરરોજ ઝબહ (કતલ) થતાં મેં પોતે જોયા છે. એનાથી રાંધવા માટેનો બાકીનો સામાન કેટલો વપરાતો હશે તેનું અનુમાન કરી શકાય છે."
>
> ['તઝકિરએ બે મિસ્લ', પાનું : ૫૧૭]

હઝરત સય્યિદ અબૂલ હસન અલી નદવી રહમતુલ્લાહિ

અલયહિએ પણ પોતાની વિશ્વ વિખ્યાત કિતાબ, 'તારીખે દઅ્વત વ અઝીમત'ની ચોથી જિલ્દમાં પાના નંબર : ૩૮૮ ઉપર મજકૂર કિતાબના હવાલાથી ઉપરની ઈબારત નકલ ફરમાવી છે.

- હઝારો આદમી આપના મુબારક આસ્તાના પર પડેલા રહેતા હતા. અને ભોજન તથા કપડાં મેળવતા હતા.
- કોઈ કામના માટે, કદી કોઈની પાસે કંઈ માંગવામાં આવતું ન હતું.
- લંગરમાં કદી ગોશ્ત અને પુલાવ બનતો અને કદી માત્ર બાફેલા ચણા !
- કદી એવો સમય પણ આવતો કે ભૂખ્યા રહેવું પડતું !
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ જયપૂરી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની જગવિખ્યાત કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં એને લગતો એક બનાવ આ પ્રમાણે લખ્યો છે :

બડે હઝરત સાહબ (હઝરત શેર મુહમ્મદ ખાન સાહબ) રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

જીવતા અને મરેલા માનવો તો શું બલ્કે જાનવરો પણ હઝરત (સય્યિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ)ને ઓળખતા હતા અને આપની ખિદમતથી અલગ થવા માંગતા ન હતા.

એક વખતે હઝરત સય્યિદ સાહબને ત્યાં ખાનકાહમાં એક પછી એક ત્રણ ટંકનો ફાકો થઈ ગયો. આપના ઘરવાળા, તાલિબો, જાનવરો બધાં ત્રણ ટંક ભૂખ્યા રહ્યા.

જનાબ હઝરત સાહબે મને ફરમાવ્યું કે :

"ખાન સાહબ ! બધાં ત્રણ ટંકથી ભૂખ્યા છે અને પરેશાન છે. આપ અમારી સવારી માટેની જે ઘોડી છે તેને લઈ જાઓ અને તેને વેચીને એમાંથી સામાન લઈ આવો ! "

આ વાત સાંભળીને ઘોડીએ ઘાસ ખાવાનું બંધ કરી દીધું અને

સુસ્ત થઈને, ગરદન ઝુકાવીને ઊભી રહી ગઈ ! એની આંખોમાંથી આંસૂઓની ધારાઓ વહેવા માંડી !

ઘોડીની આ હાલત જોઈને હઝરત સય્યિદ સાહબ પોતે પણ ગમગીન થઈ ગયા અને મુબારક માથું નીચું કરીને ખામોશ થઈ ગયા અને ઘોડીને લઈ જવા માટે ફરીથી કંઈ ન કહ્યું.

થોડો જ સમય પસાર થયો હશે કે અમૃતસરનો એક શેઠ હઝરતની ખિદમતમાં હાજર થયો અને એક થાળમાં ૫૦૦૦ (પાંચ હઝાર) રૂપિયા અને કેટલુંક કાપડ હઝરતની ખિદમતમાં પેશ કર્યું.

હઝરત સાહબે ફરમાવ્યું કે :

"હે ઘોડી ! તૂ ચિંતા ન કર !<br>
તારા નસીબનું અલ્લાહ તઆલાએ મોકલી આપ્યું છે ! "

આ સાંભળીને ઘોડી કૂદવા માંડી અને આનંદથી ખૂશી ખૂશી ઘાસ ખાવાનું શરૂ કર્યું.

## દેશ-વિદેશના વિવિધ લોકોનો મેળો રહેતો હતો

મકાન શરીફ લોકોના માટે એવું આકર્ષણનું કેન્દ્ર થયું કે હિન્દુસ્તાનના દરેક ઈલાકામાંથી ઉપરાંત અફઘાનિસ્તાન, બલ્ખ, બુખારા, તુર્કસ્તાન, અરબસ્તાન વગેરે વિદેશોમાંથી પણ લોકો દૂરના મુશ્કેલ અને કષ્ટદાયક પ્રવાસો કરીને પણ અહીં જમા થવા લાગ્યા.

અમીરો, ગરીબો, ઉલમા, સુલહા, હાફિઝો, કારીઓ, વેપારીઓ, ખેડૂતો અલગ અલગ દરેક પ્રકારના લોકો અહીં આવતા હતા.

બધાં અલગ અલગ દેશોના, અલગ અલગ કોમોના અને અલગ અલગ કક્ષાના હોવા છતાં એક જ રંગમાં રંગાયેલા દેખાતા હતા.

## દુરવેશીમાં બાદશાહી અને બાદશાહીમાં દુરવેશી

- દુરવેશીમાં બાદશાહી અને બાદશાહીમાં દુરવેશી અહીં હતી.
- દુનિયાની કોઈ નેઅમત એવી નથી જે અહીં ન હતી.
- દુનિયાની કોઈ ચીઝ એવી નથી જે અહીં મળતી ન હતી.
- એક વખતે ઈદના દિવસે આપની પાસે હઝારો ખાદિમો સલામ માટે હાજર થયા. દરેક ખાદિમ પોતાના ખુલૂસ પ્રમાણે નાણાં રજૂ કરતો. આપ એના પર પોતાનો હાથ મુબારક મૂકી દેતા અને ખાદિમ નાણાં ત્યાં જ જમીન પર મૂકીને ચાલ્યો જતો. નાણાં ઉપાડવા માટે જે ખાદિમો નક્કી હતા તેઓ જયારે નાણાં મૂકીને પાછા આવતા ત્યારે એટલા જ પ્રમાણમાં ઝોલી ભરીને નાણાં પાછા લઈ જતા.

કામિલ દુરવેશની તલાશ માટે એક શખ્સ કાબૂલથી અહીં આવ્યા હતા. તે ત્યાં હાજર હતા. તેના દિલમાં ખ્યાલ આવ્યો કે આ ફકીર તો ખૂબ જ માલદાર છે !

હઝરત એના દિલની વાત જાણી ગયા.

આપે ફરમાવ્યું કે :

"મિયાં સાહબ ! આ અલ્લાહ તઆલાનો માલ છે ! અલ્લાહ તઆલાના બંદાઓના કામમાં વપરાય છે. એ મારી મિલ્કત નથી ! એ તો અલ્લાહ તઆલાની મિલ્કત છે. તમે પણ જરૂરત પ્રમાણે લઈ જાવ ! "

એ શખ્સે પોતાની બદગુમાનીથી તવૂબહ કરી અને આપથી બયઅત થઈને કમાલ પર પહોંચ્યો. ['મેઅયારુસ્સુલૂક'માંથી]

- આટલા વિપુલ માલ અને દૌલત હોવા છતાં હઝરત ફકીરી અને દુરવેશીના અજીબ નમૂના હતા.

- બધાં લોકો નીચે જમીન ઉપર બેસતા. કોઈ પ્રકારનો ભેદભાવ ન હતો.
- હઝરત અકદસ પોતે બિલ્કુલ સાદા અને બેતકલ્લુફ રહેતા હતા.
- હઝરત પોતાના હાથથી મિટ્ટી અને ગારાના કામ કરવામાં સંકોચ રાખતા ન હતા.
- ઈંટોની ટોપલીઓ ઉઠાવવાને ઉલમા, હાફિઝો, વેપારીઓ ફખ્રના લાયક અને નજાતનો ઝરીઓ સમજતા હતા.
- અદબની શાન જે ત્યાં જોવામાં આવી, તેવી દુનિયામાં બીજે ક્યાંય નઝર નહીં આવી.
- દરેક પળે શુગ્લ અને ઝિક્રની વાતો થતી રહેતી હતી અને કોઈની એક પળ પણ બેકાર જતી ન હતી. સમયની પાબંદી નવાઈજનક હતી.
- એક શાને કિબ્રીયાઈ હતી !

  બળદ, ગાય, ભેંસ, બકરી, ગધેડાં, ઘોડા, બળદ ગાલ્લાઓ, સવારી ગાલ્લીઓ, બગીઓ, પાલકી વગેરે બધું જ એટલા પ્રમાણમાં હતું કે કોઈ રિયાસત (રજવાડા)માં પણ ન હશે !
- અલ્લાહ તઆલાએ આ શાહે તરીકત અને આફતાબે હિદાયતને દીન અને દુનિયાની બાદશાહત અર્પણ કરી હતી.
- ખૂબ જ આલીશાન હવેલી હતી.
- ખૂબ જ વિશાળ અને ખૂબસૂરત મસ્જિદ હતી.
- ઉપરાંત બાગો અને બીજા મકાનો તૈયાર કરવાનું અને નવી નવી ઈમારતોનું બાંધકામ હંમેશા અવિરત ચાલતું રહેતું હતું.
- આટલા વિપુલ સંખ્યામાં મકાનો હોવા છતાં લોકોનો ધસારો એટલો રહેતો હતો કે રહેવા માટે તંગી રહેતી હતી !

## 3 હઝરતના રૂહાની કમાલાતના બનાવો

હઝરતના ખાસ ખલીફા અને મહાન આલિમ હઝરત મૌલાના

અહમદઅલી સાહબ ધરમકોટી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની કિતાબ **'આયાતે કચ્યૂમિચ્યહ'** માં હઝરતના રૂહાની કમાલાતના બનાવો લખેલા છે, જે અહીં નકલ કરવામાં આવે છે.

**[૧]**

## એક શખ્સની 'કુતુબે આલમ'થી બયઅત થવાની આરઝૂ અને તે પૂરી થવા માટે ગયબથી મદદનો બનાવ

નવાહની આસપાસના પ્રદેશમાં એક શખ્સની આરઝૂ હતી કે 'કુતુબે આલમ'ની ઝિયારત કરે અને તેમનાથી બયઅત થાય.

તે ઝમાનાના એક બુઝુર્ગે તે શખ્સથી ફરમાવ્યું કે :

"એક લાખ વખત આ વઝીફો પઢો અને તેના પછી ઈસ્તિખારહ કરો."

તે શખ્સે એ જ પ્રમાણે અમલ કર્યો.

તે શખ્સને ખ્વાબ (સ્વપ્ન)માં :

- આપનું મુબારક નામ,
- આપનો દેખાવ અને
- આપનું નિવાસ સ્થાન બતાવવામાં આવ્યા.

પેલા શખ્સે ફરી પાછો ઈસ્તિખારહ કર્યો તો :

- આપનો મુબારક દેખાવ,
- આપની મહાન ખાનકાહ અને
- આપની મજલિસ

બતાવવામાં આવી. એની સાથે જ કોઈને કહેતા સાંભળ્યા કે :

"કુતુબે આલમનું નિવાસસ્થાન પંજાબમાં છે."

બીજા દિવસે સફરનો સામાન તૈયાર કરીને, તે શખ્સ પંજાબ જવા રવાના થયો. મકાન શરીફ પહોંચીને હઝરતની ખિદમતમાં હાજર થયો, અને હઝરતની ઝિયારતથી મુશર્રફ થયો.

તેણે જોયું કે અસંખ્ય શહેરો અને મુલકોના ફકીહો, આલિમો, ફકીરો (અલ્લાહવાળાઓ) ભેગાં થયેલાં છે.

તેણે એ પણ જોયું કે ખ્વાબમાં આપનો જે મુબારક દેખાવ બતાવવામાં આવ્યો હતો તે જ હૂબહૂ હતો.

તે શખ્સે પૂરો બનાવ મને (મવલાના અહમદઅલી સાહબ ધરમકોટી)ને સંભળાવ્યો. મેં એમને બયઅત કરવા માટે હઝરતને અરજ કરી.

## [૨]

## ''આપ આ ઝમાનાના મુજદ્દિદ છો''

મવલાના મવલવી ગુલામ હુસયન હોશિયારપૂરી તે ઝમાનાના મહાન ઉલમા પૈકી હતા. અને હઝરત ગુલામઅલી દહેલવી નકશબંદી રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા તેમજ મવલાના મુહમ્મદ શરીફ અસફહાનીના શાગિર્દ હતા.

તેઓ સંજોગવશાત્ 'દહલૂ' કસબામાં આવ્યા જયાં પહેલાંથી જ હઝરત ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ રહેતા હતા. તે કસબામાં મસ્જિદે મિરઝાયાનમાં આપે એ'તિકાફ કર્યો. અહીં જ હઝરત ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફયઝ પહોંચાડતા હતા.

હઝરત મવલાના મવલવી ગુલામ હુસયન હોશિયારપૂરીએ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના

ફયઝ અને બરકતો અને તાસીરાત જોઈને ફરમાવ્યું કે :

> "સાચું તો આ છે કે આપ (હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ) આ ઝમાનાના મુજદ્દિદ છો."

[૩]

## "અત્યારે દુનિયામાં તમારા પીર દસ્તગીર અજોડ છે"

શયખુલ મશાઈખ હઝરત અહમદ સાહબ તાલબેલ, જેઓ કાશમીરના મહાન શયખ અને પ્રખર આલિમ હતા તેમણે હઝરત ઈમામઅલી શાહ સાહબના ખલીફા સય્યિદ અનવરશાહ કશમીરીને એક મુલાકાતમાં ફરમાવ્યું :

> "મેં કશ્ફની નઝરથી સારી રીતે જોઈ લીધું છે કે, અત્યારે દુનિયામાં તમારા પીર દસ્તગીરની જોડ નથી."

નોંધ :

- મજકૂર હઝરત સય્યિદ અનવરશાહ કશ્મીરી રહમતુલ્લાહિ અલયહિ તેરમી સદી હિજરીમાં થયા હતા. આપ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.
- હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ હિજરીસન ૧૨૮૨ માં થયો હતો.
- દારુલ ઉલૂમ દેવબંદના સદર મુદર્રિસ હઝરત સય્યિદ અનવરશાહ કશ્મીરી રહમતુલ્લાહિ અલયહિનો જન્મ હિજરીસન ૧૨૯૨ માં (અર્થાત્ હઝરતના ઈન્તિકાલ બા'દ દસ વરસ પછી) થયો હતો.
- એટલે માત્ર નામ (અનવરશાહ કશમીરી) સરખા છે બાકી બન્ને બુઝુર્ગો અલગ વ્યકિતઓ છે એ વાત વાચકો ખાસ ધ્યાનમાં રાખે.

[નોંધ સમાપ્ત]

## [૪]

## એક કાશમીરી બુઝુર્ગનો અભિપ્રાય

મિયાં સાહબ અમાનુલ્લાહ કશમીરી, યુવાનીમાં અવલિયા અલ્લાહની તલાશમાં કાશમીરથી કાબુલ, કંદહાર, હિરાત, બલ્ખ વગેરે શહેરોમાં ગયા અને વિવિધ બુઝુર્ગોની સુહબતમાં રહીને ફયઝ મેળવ્યો.

પરંતુ જયારે આખરી ઉંમરમાં હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયા તો અહીં કંઈ અનોખો માહોલ જોયો.

આપ તહદીસે નેઅમત તરીકે ફરમાવ્યા કરતા હતા કે :

"જો કે મને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતનો શર્ફ મળ્યો નથી પરંતુ હું અલ્લાહ તઆલાનો હઝાર શુક્ર અદા કરું છું કે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આવા જાનશીન અને કાઈમ મુકામની સુહબતનો શર્ફ હાસિલ થયો."

## [૫]

## 'એક સૂરજ આખી દુનિયાને રોશન કરી દે છે !'

હઝરત શાહ સાહબ બક્ષ્ન શાહ કલાનૂરી રહમતુલ્લાહિ અલયહિ (હઝરત સય્યિદ શાહ હુસયન સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા) ફરમાવ્યા કરતા હતા કે :

"આ ઝમાનામાં પૂર્વથી લઈને પશ્ચિમ સુધી આપ સિરાતે મુસ્તકીમના હાદી અને રહબર છે. બીજા હઝરાત આપના પવિત્ર વુજૂદના વસીલાથી ફયઝ હાસિલ કરે છે. જો આ

પ્રકારના કમાલાતવાળા પૈદા થઈ જાય તો સમગ્ર વિશ્વ અને વિશ્વના લોકોના માટે કાફી છે.

એક સૂરજ આખી દુનિયાને રોશન કરી દે છે ! "

[૬]

## આપની ખ્યાતિ ચારો તરફ ફેલાઈ ગઈ

- જયારે રૂહાની શયખ તરીકે આપની ખ્યાતિ ચારે તરફ ફેલાઈ ગઈ અને લોકોને જાણ થઈ કે મકાન શરીફમાં વિશ્વને પ્રકાશિત કરનાર એવો ઝળહળતો સૂરજ ઉદય પામ્યો છે કે જેના પર આપ એક નઝર નાંખે છે તેના ઝાહિર અને બાતિનને મુનવ્વર કરી દે છે તો લોકોના સમૂહના સમૂહ આપની તરફ આવવા લાગ્યા.
- તે ઝમાનાના જલીલુલ કદર આલિમ મૌલાના ગુલામુલ્લાહ લાહોરી (જેમને ખલીફા સાહબના નામથી યાદ કરવામાં આવે છે) તેમણે જયારે આપની ખ્યાતિ સાંભળી તો આપની ખિદમતમાં હાજર થઈને ફયઝ મેળવ્યો.
- ઘણાં લોકોએ ખ્વાબમાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત કરી અને આપના ઈશારાથી હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને નિસબતે દવામે હુઝૂરી મેળવી. અને ઉચ્ચ મકામો હાસિલ કર્યા.
- ઘણાં લોકોએ ખ્વાબમાં અને જાગતામાં આપની સૂરત શરીફ જોઈ અને આપથી તવજ્જુહ મેળવી અને એ તવજ્જુહથી તેમના દિલ ઝાકિર થઈ ગયા અને તેઓ મુહબ્બતે ઈલાહીમાં મજઝૂબ થઈ ગયા.

[૭]

## આપની સુહબતની તાસીર

- કેટલાક લોકો આપની તવજ્જુહની તાસીરથી ઘાયલ પક્ષીની જેમ ઝમીન પર તડફડતા હતા.
- કેટલાક લોકો સંપૂર્ણ ઈસ્તિગરાકના કારણે મસ્ત અને બેખૂદ થઈ જતા હતા.
- કેટલાક લોકો વજદ અને બેતાબીના ગલબહના કારણે આહ અને નારહ મારતા હતા.
- કેટલાક લોકો પોતાનું ભાન ભૂલી જઈને આલમે હેરતમાં ચાલ્યા જતા હતા.
- કેટલાક લોકોની સામે તવહીદ અને મઅરિફતના અસરાર (ભેદો) ખુલ્લમ ખુલ્લા નઝર આવતા હતા.
- મતલબ કે આપની નૂરાની મજલિસ શરીફમાં એવી કેફિયત અને સુરૂર હાસિલ થતા હતા જે દિવસો સુધી યાદ રહેતા હતા.
- આપ તેરમી સદી હિજરીના મુજદ્દિદ હતા.
- આપનો ફયઝ હાજરીમાં અને ગેરહાજરીમાં એક સરખો હતો.

[૮]

## આપની રૂહાની શક્તિનો અનુભવ

હઝરતના ખલીફા બહાદુરશાહ સાહબ અને હાફિઝ ગુલ હુસયન સાહબ બયાન કરતા હતા કે :

- હઝરત ઘણી વખત અમારો અહેવાલ પૂછતા હતા. જે હાલ અમે આપની ખિદમતમાં અર્ઝ કરતા હતા, તો અર્ઝ કરતાં જ તત્કાલ તે હાલના કરતાં ઉચ્ચતર હાલ પર પહોંચી જતા હતા !
- કદી કદી આપ ખૂદ ફરમાવતા હતા કે :

"તમારો હાલ આ પ્રમાણે છે પરંતુ આ પ્રમાણે હોવો જોઈએ."

આપના ફરમાવતાની સાથે જ તત્કાલ બીજી કેફિયત પેદા થઈ જતી.

[૯]

## સુલૂક તય કરાવવાનો આપનો તરીકો

- આપ પોતાના મુરીદોને સુલૂકની સયર કરાવીને 'સયર ઈલલ્લાહ' અને 'સયર ફિલ્લાહ'થી મુશર્રફ ફરમાવી દેતા હતા.
- તે પછી ગયબથી જેને જયાંનો હુકમ મળતો ત્યાં ચાલી જવાની તેને હિદાયત ફરમાવતા.
- આપના હલકહમાં બેસનારાઓમાંથી ખૂબ જ ઓછા એવા હશે જેઓ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતથી મુશર્રફ થયા ન હોય.

## 4 હઝરતની સિફાત, સ્વભાવ અને આદત

- આપની ઝાત અને સિફાત અલ્લાહ તઆલાની રહમતોમાંથી મહાન રહમત અને આયાતે ઈલાહીમાંથી એક આયત હતી. જેણે (આપને) જોયા છે તે ખૂબ જાણે છે.
- આપની મુબારક આદત એ હતી કે આપ કોઈને પણ તેનું નામ લઈને બોલાવતા ન હતા. બલ્કે આ પ્રમાણે ફરમાવતા હતા :
  - શયખ સાહબ !
  - સય્યિદ સાહબ !
  - ખાન સાહબ !
  - મિયાં સાહબ !
  - મવલવી સાહબ ! ... વગેરે.
- આપનો સ્વભાવ ખૂબ જ ઉમદહ હતો.
- મુશ્કેલ વાતને પણ આસાનીથી સમજી લેવાની કુદરતી શકિત ધરાવતા હતા.
- સખાવત, સહિષ્ણુતા, બહાદુરી, વિનમ્રતા, વિનય–વિવેક, માનવતા આપના ખાસ ગુણો હતા.

## ઝિક્રના હલ્કહનું દરરોજનું સમયપત્રક

[૧]

- તહજજુદની નમાઝથી ઈશરાક સુધી અને અસરથી ઈશા સુધી હલ્કહ અને મુરાકબહમાં મશગૂલ રહેતા.
- તાલિબોની સફો આપની પાછળ બરાબર બેઠેલી રહેતી અને તાલિબોમાંથી વારા ફરતી એક પછી એક તાલિબ આપની પાસે આવતો–જતો. આપ તેને બન્ને હાથ પકડીને તવજ્જુહ ફરમાવતા અને તવજજુહના સમયે આપ વારંવાર મોટેથી ફરમાવ્યા કરતા હતા :

اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ط (سورۂ فاتحہ:۵)

["(હે અલ્લાહ ! ) અમને સીધા માર્ગે લઈ જા."]

**હિદાયત (સૂચના)** :

તાલિબ અને શયખ બન્નેએ મુરાકબહના શરૂઆતમાં, મુરાકબહના મધ્યમાં અને મુરાકબહના અંતમાં તથા તવજજુહ દરમિયાન નીચે પ્રમાણે પઢતા રહેવું જોઈએ :

اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ط (سورۂ فاتحہ:۵)

["(હે અલ્લાહ ! ) અમને સીધા માર્ગે લઈ જા."]

**'ઈલાહી મકસૂદે મન તૂઈ વ રઝાએ તૂ,**
**મુહબ્બત વ મઅરિફતે ખુદ બ–દેહ'**

"હે અલ્લાહ ! મારો મકસદ તું જ છે અને તારી રઝા (ખૂશી).
તારી મુહબ્બત અને મઅરિફત મને આપ ! "

[૨]

અસરની નમાઝ બા'દ દરરોજ ૧૨૫૦૦૦ (સવા લાખ) વખત આ દુરૂદ શરીફનો ખત્મ થતો :

صَلَّى اللّٰهُ عَلٰى حَبِيْبِهٖ مُحَمَّدٍ وَّاٰلِهٖ وَسَلَّمَ

**સલ્લલ્લાહુ અલા હબીબિહી મુહમ્મદિંવ વ આલિહી વ સલ્લમ.**

દુરૂદ શરીફના ખત્મ પછી ફરી પાછો હલ્કહ શરૂ થતો.

## આપની મસ્જિદની નૂરાનિય્યત

આપને ત્યાંની મસ્જિદ ઝિક્ર અને ફિક્ર તથા દુરૂદ શરીફની વિપુલતાના અનવારથી એવી રોશન અને મુનવ્વર રહેતી હતી કે એવી ચમક અને અનવાર દિલોમાં પણ ઓછા નઝર આવે છે.

## આપની નિસ્બત, નઝર અને તવજ્જુહની અસરો

આપની મકબૂલિય્યત અને કસરતે નિસ્બત તથા ફયઝાનની એ હાલત હતી કે :

- કેટલીક વેળા નમાઝના સમયે આપની આસ–પાસના દૂર દૂર સુધીના લોકો બેહોશ થઈને ઢળી પડતા હતા.
- હલ્કહના સમય દરમિયાન જો કોઈ ગૈર શખ્સ આપના સામેથી મસ્જિદમાંથી પસાર થતો, તો એના ચાલવાના અવાજથી આપની આંખ ખૂલી જતી હતી અને એ ચાલનાર શખ્સ પર નઝર પડી જતી તો ભલે તે આપથી મુરીદ ન પણ હોય, છતાં તેનું દિલ આપોઆપ અલ્લાહ તઆલાના ઝિકરથી ચાલુ જઈ જતું અને તે એને પોતાની કબરમાં સાથે લઈ જતો. કોઈને એક જ તવજ્જુહમાં વિલાયતથી મુશર્રફ ફરમાવતા હતા.

## હઝરતના ઈન્તિકાલ બા'દ વરસો પછી જન્મેલા એક બુઝુર્ગ રૂહના સ્વરૂપમાં આપના ઝિક્રના હલ્કહમાં આવતા હતા !

મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની મશહૂર કિતાબ 'અહસનુત્તકવીમ'માં લખ્યું છે કે :

- મારા એક માનનીય બુઝુર્ગ મને કેટલીક વખત ફરમાવ્યા કરતા હતા :
  - મારા જન્મ પહેલાં, હું કેટલીયે વખત રૂહના સ્વરૂપમાં, સિફાતો સહિત, હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઝિકરના હલ્કહ (વર્તુળ)માં હાજર થતો રહેતો હતો !
  - હઝરત સય્યિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની સૂરત અને શિકલ આવી હતી !
  - મસ્જિદમાં હલ્કહની જગા આવી હતી ! "...વગેરે.
- જો કે તેઓ હઝરત સય્યિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ગામ 'મકાન શરીફ' કદી ગયા નથી !
- વળી એ બુઝુર્ગના જન્મથી (કેટલાયે વરસો) પહેલાં હઝરત સય્યિદ સાહબ ઈન્તિકાલ ફરમાવી ગયા હતા !
- પરંતુ મજકૂર વાતો મને જણાવનારા બુઝુર્ગની બુઝુર્ગીનો સબળ પુરાવો એ છે કે :

  જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મને ખ્વાબમાં ઝિયારત થઈ ત્યારે મેં અરજ કરી કે :

  "હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !
  મને પોતાની સાથે મદીનહ મુનવ્વરહ લઈ જાઓ !
  હું ત્યાં જ હાજર રહ્યા કરીશ."

એનાથી પહેલાં મને એટલી ખબર હતી કે :

- ☐ એ બુઝુર્ગને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત જાહેરી આંખોથી જાગતામાં થયા કરે છે.
- ☐ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એમના પર ખૂબ જ મહેરબાની છે.
- ☐ કેટલીક વખતે સામાન્ય મુર્દાઓ અલ્લાહ તઆલાના મકબૂલ બંદાઓ (પોતાની) કબરોમાંથી મોટા અવાજે કહેતા રહેતા હતા કે :

"નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પ્યારો આવી રહ્યો છે !"

['અહસનુત્તકવીમ' ગુજરાતી પા. : ૧૨, ૧૩]

<u>નોંધ</u> :

[૧] મજકૂર ઈશારો મહાન બુઝુર્ગ હઝરત ફયઝ મુહમ્મદ ખાન સાહબ ઉર્ફે હઝરત કપ્તાન સાહબ રહમતુલ્લાહિ અલયહિ તરફ છે.

[૨] આપનો મઝારે મુબારક જયપૂર શહેરમાં, ઘાટગેટ રોડ ઉપર, અંકૂર સિનેમાના ચોગાનમાં એક નાના કમ્પાઉન્ડમાં છે.

## 5 કશ્ફ અને કરામતો

### <u>હલ્કહ દરમિયાન હઝરતના કશ્ફના બનાવો</u>

**[૧] હલ્કહમાં બેઠેલા તાલિબોના દિલમાં આવતા વિચારો જાણી જતા**

આપ જયારે હલ્કહ ફરમાવ્યા કરતા ત્યારે એક ખાદિમ હઝરતની પાછળ ઊભો રહેતો હતો. જયાં કોઈના દિલમાં આમ–તેમનો વિચાર આવતો તો આપ તત્કાળ જ તે મુરીદને ખાદિમ મારફતે ફરમાવી દેતા કે :

"મિયાં ! શું કરો છો ? ! અલ્લાહ તઆલાની યાદ કરો."

**[૨] હલ્કહમાં બેઠેલા બિન મુરીદ તાલિબની જાણ થઈ જતી**

જો કોઈ નવો માણસ જે સિલસિલામાં દાખલ ન હોય તે હલ્કહમાં આવીને બેસી જતો તો આપ સરે મુબારક ઉઠાવીને ખાદિમની તરફ જોતા. ખાદિમ સમજી જતો કે કોઈ ગય્ર શખ્સ હલ્કહમાં શરીક થઈ ગયો છે. ખાદિમ સફોમાં તપાસ કરીને નવા માણસને લાવીને હાજર કરતો.

આપ તે શખ્સથી ફરમાવતા કે :

'મિયાં ! ફકીર અત્યારે પોતાની કબરની ફિકરમાં છે. પછી આવજો.'

**[૩] મુલાકાત માટે આવતા ભૂલા પડેલા મુસાફરની જાણ થઈ ગઈ !**

એક દિવસ મગરિબની નમાઝ બા'દ આપ હલ્કહમાં મુરાકિબ હતા. આપે સરે મુબારક ઉઠાવીને ફરમાવ્યું કે :

"ફલાણી તરફ ફલાણી જગાએ જાઓ. ઠંડુ પાણી સાથે લેતા જાઓ અને આ નામ લઈને સાદ આપો. અને પછી તેને પોતાની સાથે લઈને અહીં આવો."

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ ફરમાવે છે કે :

જયારે તે ખાદિમ તે તરફ ગયો અને સાદ આપ્યો તો એ જ નામનો એક શખ્સ હઝરત સય્યિદ સાહબની મુલાકાત માટે આવી રહ્યો હતો. પરંતુ રસ્તો ભૂલી ગયો હતો અને ખૂબ તરસ્યો હતો. એને પાણી પીવડાવ્યું અને કહ્યું કે તમને જનાબ હઝરત સય્યિદ સાહબ યાદ ફરમાવે છે. તે ઘણો ખૂશ થયો.

**[૪] હઝરત શેર મુહમ્મદ ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિના દિલનો વિચાર જાણી ગયા !**

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન સાહબ) ફરમાવે છે કે :

એક મવલવી સાહબ હઝરત સય્યિદ સાહબથી બયઅત થયા. હઝરત સય્યિદ સાહબે એમને માત્ર ૬ (છ) મહિનામાં જ ઈજાઝતે તરીકા (ખિલાફત) ઈનાયત ફરમાવી. મારા દિલમાં ખ્યાલ આવ્યો કે ૬ (છ) મહિનામાં મવલવી સાહબની શું તકમીલ (પરિપૂર્ણતા) થઈ હશે કે હઝરત સાહબે એમને મજાઝ (સાહિબે ઈજાઝત–ખલીફા) બનાવી દીધાં !

મારા દિલમાં આ ખ્યાલ જનાબ હઝરત સય્યિદ સાહબની નજીક હલ્કહમાં પૈદા થતાં જ હું શું જોઉં છું કે તે મવલવી સાહબ જમીન પરથી તરક્કી કરીને પહેલાં આસમાન પર ગયા. હું પણ એમની પાછળ તત્કાળ પહેલાં આસમાન પર પહોંચ્યો. તો મવલવી સાહબ પહેલાં આસમાન પરથી બીજા આસમાન પર તરક્કી કરી ગયા. એમના પાછળ હું પણ બીજા આસમાન પર પહોંચ્યો. એ જ પ્રમાણે મવલવી સાહબે સાતેય આસમાનોને એક પછી એક તય કર્યા અને હું પણ એમની પાછળ પહોંચતો રહ્યો.

પછી મેં જોયું કે મવલવી સાહબે ઉપર તરક્કી કરી અને હું પણ એમની પાછળ પહોંચ્યો. મેં જોયું કે અર્શે મુઅલ્લાની નીચે ઘણાં હુજરા બનેલા છે. અને એમાં મહાન અવલિયા અલ્લાહ તશરીફ રાખે છે. અને એક હુજરામાં મવલવી સાહબ પણ બેઠેલા છે. અને હઝરત શયૂખ (અબૂબકર) શિબ્લી રહમતુલ્લાહિ અલયહિ પણ એક હુજરામાં તશરીફ રાખે છે અને આ પ્રમાણે ફરમાવે છે કે :

> "મવલવી ! તું આવ્યો પરંતુ ઈશ્ક વિના આવ્યો. જો કુર્આને પાકની તિલાવત વધારે કરતે તો ઠીક થતે."

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ ફરમાવે છે કે :

આ હાલ નિહાળીને હું સમજી ગયો કે મવલવી સાહબની

ઈજાઝતમાં મને જે શંકા હતી તેને દૂર કરવા માટે હઝરત સય્યિદ સાહબના તસર્રુફ તથા દુઆથી અલ્લાહે મને ઈત્મીનાન કરી આપ્યું.

હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલયહિએ અવલિયા અલ્લાહના હાલ અંગે જે ફરમાવ્યું છે તે બિલ્કુલ યોગ્ય છે :

**હર દમ ઊરા એક મેઅરાજે ખાસ,**
બંદએ ખાસ દરેક સમયે મેઅરાજે ખાસ વડે મુશર્રફ થતો રહે છે,

**બર સરે તાજશ નેહદ હક તાજે ખાસ.**
અને અલ્લાહ તઆલા એના માથા પર
પોતાના ફઝલનો ખાસ તાજ મૂકે છે.

**જિસ્મે ઊ બર ખાક વ રૂહ દર લા મકાં,**
તેનું ભૌતિક શરીર ધરતી પર રહે છે અને
રૂહ આ'લમે બાલા (પરલોક)માં હોય છે,

**લા મકાને વહમ કસરે સાલિકાં.**
લામકાં હકના તાલિબોનું કેન્દ્ર અને ભવન છે.

## પઠાણ ખલીલની ઈચ્છા ગયબથી પૂરી થઈ

મોટા હઝરત સાહબ ફરમાવે છે કે :

એક દિવસ રાવી નદીના કિનારે જમીન પર બેઠેલા એક પઠાણ ખલીલથી આપે ફરમાવ્યું :

"મિયાં ! તને શું ઈચ્છો છો ? તમે અમારી પાસે રોકાયાને ઘણાં દિવસ થઈ ગયા !"

પઠાણ ખલીલે અર્ઝ કરી કે :

"હઝરત ! હું દુનિયા ઈચ્છું છું."

હઝરત સય્યિદ સાહબે ફરમાવ્યું :

“મિયાં ! ભલે, એ માટે તમે આટલી વખત **'અલ્હમ્દુ શરીફ'** દરરોજ પઢયા કરો.”

અલ્લાહ તઆલાની કુદરતથી એ પઠાણ ખલીલને ગયબથી કોઈએ ચાંદી બનાવવાનું શીખવી દીધું. તેઓ જયારે ચાહતા ત્યારે જંગલમાંથી ચાંદીનો ગઠ્ઠો બનાવીને લઈ આવતા. આ ખૂશીના કારણે તેઓ વધારે જાડા થઈ ગયા.

## નિગાહે મર્દે મુઅ્મિનસે બદલ જાતી હૈ તકદીરે

એક દિવસ હઝરત સય્યિદ સાહબના મકાનની કાચી દીવાલ બની રહી હતી. તે પઠાણ ખલીલ પણ ખાડામાંથી માટી ખોદી ખોદીને ઉપર આપી રહ્યા હતા. હઝરત સય્યિદ સાહબ એ પઠાણ ખલીલના રૂબરૂ જમીન પર બેસી ગયા અને એમનું કામ જોતા રહ્યા. ન જાણે હઝરત સય્યિદ સાહબે એમના દિલમાં શી વાતની પ્રેરણા કરી કે તે પઠાણ ખલીલ કામ પૂરું કરવા પછી સીધા હુજરામાં ગયા અને કિબ્લહ તરફ મુખ કરીને નમાઝની જેમ કાઈદહમાં બેસી ગયા અને માત્ર કુદરતી હાજત સિવાય તેમણે હુજરામાંથી બહાર નીકળવાનું બંધ કરી દીધું.

લંગરી જયારે ખાવાનું વહેંચતો ત્યારે તે ખાવાનું લઈને તેમની પાસે જતો તો કયારેક ત્રીજા, ચોથા ટંકે અત્યંત ઓછું ખાઈ લેતા. અને દરેક સમયે, રાત–દિવસ મુરાકિબ રહેતા.

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ ફરમાવે છે કે :

અમે જઈને મિયાં ખલીલને પૂછયું :

“શું તમે ચાંદી બનાવવાનું ભૂલી ગયા છો કે જેના કારણે આટલા ગમગીન અને ચુપચાપ હુજરામાં બેસી રહો છો ? ”

તેમણે જવાબ આપ્યો કે :

"ખાન સાહબ ! ચાંદી બનાવવાનું તો યાદ છે પરંતુ હવે દિલ નથી ચાહતું."

અહીં સુધી એમના પર ઈશ્કે શદીદ અને જઝબે કસીર ગાલિબ થયો કે એ જ હાલતમાં છ મહિના સુધી રાત–દિવસ મુરાકિબ રહ્યા અને એ જ હાલતમાં એમનો ઈન્તિકાલ થયો.

## હઝરતના જોડાંની બરકત

એક હજામ હઝરત સય્યિદ સાહબના મુરીદ હતા. તેમને બકરીઓ ચરાવવાની ખિદમત સોંપવામાં આવેલી હતી. તેઓ જંગલમાં બકરીઓ ચરાવ્યા કરતા હતા. જંગલનું ઘાસ જેને કાનિસ કહે છે તેની અણીઓ પગને ઝખ્મી કરી દે છે. એ ઘાસે એમના હજામના ખુલ્લા પગોને ઘણી જગ્યાએ ઝખ્મી કરી દીધા હતા.

તે શખ્સ (હજામ) લંગડાતા લંગડાતા જનાબ સય્યિદ સાહબની ખિદમત શરીફમાં સલામ કરવા માટે હાજર થયા. આપે (હઝરત સય્યિદ સાહબે) એમને લંગડાતા ચાલવાનો હાલ પૂછયો અને પછી પોતાના પવિત્ર પગરખાં પહેરવા માટે આપ્યા.

એમણે (હજામે) તે પગરખાં ઉઠાવીને ચૂમ્યા અને એને સીના પર બાંધી દીધાં. તે જ સમયે એમને જઝબે રબ્બાની પૈદા થઈ ગયો. અને આજીવન એમનો એ જ અમલ રહ્યો. જયારે જઝબમાં અતિશયતા રહેતી તો પગરખાંનું તળિયું જીભ વડે ચાટયા કરતા હતા અને એટલે સુધી તળિયાને ચાટયા કે એમાં કાણાં પડી ગયા. અને એ જ હાલતમાં એમનો ઈન્તિકાલ થઈ ગયો.

પરંતુ આપે જેને જે દુઆ આપી તે અલ્લાહ તઆલાની જનાબમાં

રદ ન થઈ અને જે દિલ પર તવજ્જુહ ફરમાવી તે અલ્લાહના ઝિકરથી મુનવ્વર થઈ ગયું. હઝારોને આપથી ફયઝ પહોંચ્યો અને હઝારોના કામ આપની દુઆથી બની ગયા. અને હઝારોના દિલ દુનિયાના પીંજરામાંથી મુકત થઈને આ'લમે બાલા (પરલોક)ની તરફ ઉડ્ડયન કરી ગયા.

## એક જ તવજ્જુહમાં વલી બનાવી દીધા !

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

એક ખાન સાહબ જેમનું નામ આદિલ ખાન હતું તેઓ શેખાવાટીના છેડે અને પંજાબની શરૂઆત થાય છે ત્યાં કોઈક ગામ છે ત્યાંના વતની હતા. અંગ્રેજોના લશ્કરમાં નોકર હતા. સંજોગવશાત્ એક દિવસે તેઓ મકાન શરીફની નજીકથી કોઈ જગ્યાએ જઈ રહ્યા હતા. હઝરત સય્યિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો હાલ સાંભળીને સલામ માટે હાજર થયા. સલામ કર્યા બા'દ બસ ત્યાં જ બેસી ગયા. નોકરી અને હાજરીની કંઈ ખબર ન રહી. છ મહિના પછી કંઈ ભાન આવ્યું તો લશકરની છાવણીમાં પોતાના ઘોડા સહિત હાજર થયા અને નોકરીનું રાજીનામું આપવા કર્યું તો સૌ ઘોડે સવાર સૈનિકો બોલ્યા કે :

> "આદિલ ખાન સાહબ ! તમે નોકરી અને કવાયત તો દરરોજ કરો છો. તમને કોઈ તકલીફ નથી. પછી શા માટે નોકરી છોડો છો ? !"

એમણે ફરમાવ્યું કે :

> "હઝરત સય્યિદ સાહબની ખિદમત શરીફમાંથી છ માસ પછી આવ્યો છું અને ફરી પાછો ત્યાં જ જઈશ."

આ સાંભળીને સૌ નવાઈ પામ્યા કે દરરોજ કવાયત તથા

પહેરા પર તો હાજર રહે છે અને છતાં તેઓ કહે છે કે હું છ મહિના બા'દ આવ્યો છું !

આદિલ ખાન સાહબ આટલું ફરમાવીને રાજીનામું આપીને ચાલ્યા ગયા અને હઝરત સય્યિદ સાહબની ખિદમતમાં બે–ત્રણ વર્ષ હાજર રહ્યા.

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ ફરમાવે છે કે :

સય્યિદ સાહબે એક જ તવજ્જુહમાં આદિલ ખાન સાહબને બંદએ ખાસ (વલી) બનાવી દીધા હતા. અને એવો જઝબે કસીર અલ્લાહ તઆલાએ એમને અર્પણ કર્યો હતો કે જો કોઈ વખત તેઓ નઝરે ગયરતથી અથવા ગુસ્સાથી વૃક્ષ તરફ અથવા લીલાં ઘાસના તરફ જોઈ લેતા તો તેમાં આગ લાગી જતી. તેઓ મોટે ભાગે ખામોશ, આંખો મીંચીને મુરાકિબ થઈને બેસી રહેતા હતા.

ખાન સાહબ જ નહિ, બલ્કે હઝરત સાહબના તમામ તાલિબો હલ્કહ અથવા ગયર હલ્કહના સમયે અલ્લાહ તઆલાની યાદમાં મગ્ન રહેતા અને ખામોશ રહેતા અને એક બીજાથી એટલા બધા અણજાણ રહેતા કે વર્ષો સુધી એક જ જગાએ રહેવા છતાં ન એક બીજાના નામથી પરિચિત થતા હતા, ન નિવાસથી અને અહીં સુધી અલ્લાહ તઆલાની યાદમાં મશગૂલ રહેતા હતા કે જો કોઈનું પહેરણ ફાટી જતું તો એને સાંધવા તરફ ધ્યાન ન આપતા અને જો કોઈના પગરખાં ખોંવાઈ જતા તો એની શોધમાં ન ફરતા અને ન કોઈને કહેતા.

## હઝરતના મુરીદ આદિલ ખાન સાહબના થૂંકની બરકતથી આંધળી માતા દેખતી થઈ ગઈ !

આદિલ ખાન સાહબ હોશમાં આવ્યા પછી હઝરતની

પરવાનગી મેળવીને પોતાના ઘરે ગયા. તેઓ પોતાની માતાના એકના એક પુત્ર હતા અને જઝબના કારણે એમણે પોતાની માતાને એક પણ પત્ર લખ્યો ન હતો. એમની માતાને ખબર ન હતી કે એમનો પુત્ર ક્યાં છે. એટલે એમની માતા એમના વિરહમાં રડતાં રડતાં આંધળાં થઈ ગયા હતા. જ્યારે આદિલ ખાન સાહબ ઘરે પહોંચ્યા તો એમની માતા એમનો અવાજ સાંભળીને હાથ વડે એમને શોધવા લાગ્યા.

આદિલ ખાન સાહબે પોતાની માતાને પૂછ્યું કે :

"તમારી આંખોને શું થયું ?"

એમની માતાએ કહ્યું કે :

"બેટા ! તારી જુદાઈમાં રડતાં રડતાં આંધળી થઈ ગઈ છું."

આદિલ ખાન સાહબે જ્યારે આ સાંભળ્યું તો એમને જઝબે રબ્બાની પૈદા થયો અને જઝબ દરમિયાન એમણે પોતાનું થૂંક માતાની આંખોમાં લગાવી દીધું. અલ્લાહ તઆલાના ફઝલથી એમની માતાની આંખો તત્કાળ રોશન થઈ ગઈ.

એટલા જ માટે હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલયહિએ અવલિયાની શાનમાં સત્ય ફરમાવ્યું છે કે :

**અકમહો અબરસ ચે બાશદ મુર્દા નીઝ,**
આંધળો અને કોઢી તો શું બલ્કે મરેલો પણ,

**ઝિંદહ ગર્દદ અઝ ફુસૂને આં અઝીઝ.**
એ બંદએ ખાસના દમ કરવાથી જીવંત થઈ જાય છે.

## અમૃતસરના મવલવી સાહબની બદગુમાની દૂર થઈ ગઈ !

અમૃતસરમાં એક મવલવી સાહબ હતા, જેઓ કારી પણ હતા. તેઓ અવલિયા અલ્લાહના તરફ પોતાના સમયમાં નેકગુમાન રાખતા

ન હતા. હઝરત સય્યિદ સાહબના એક ખાદિમે એમને કહ્યું કે :

"મવલવી સાહબ ! કયારેક આપ હઝરત સય્યિદ સાહબને પણ મળો !"

એમણે કહ્યું કે :

"ભલે આજે જુમ્અહ છે. ચાલો આજે જુમ્અહની નમાઝ ત્યાં જ પઢીશું. પરંતુ સય્યિદ સાહબ કારી નથી એટલે આપણી નમાઝ કામિલ ન થશે. અને આજે ફલાણા પ્રકારની વાનગીઓ પણ ખાવા માટે દિલ ચાહે છે."

જયારે મવલવી સાહબ ત્યાં પહોંચ્યા તો હઝરત સય્યિદ સાહબે તેમને તે જ વાનગીઓ ખવડાવી જેના માટે તેઓ કહેતા હતા.

હઝરત સય્યિદ સાહબના એક ખાદિમ બુખારી, આલિમ અને કારી હતા અને તેઓ લાંબા સમયથી મજઝૂબ હતા. જયારે જુમ્અહની નમાઝનો સમય થયો તો હઝરત સય્યિદ સાહબે એમનાથી ફરમાવ્યું કે :

"મવલવી બુખારી સાહબ ! તમે કારી પણ છો અને મવ્લવી પણ છો. આજે તમે નમાઝ પઢાવો કે જેથી મવ્લવી સાહબ જેઓ અમૃતસરથી આવ્યા છે તેમની નમાઝ કામિલ થઈ જાય !"

હઝરત સય્યિદ સાહબના ફરમાવતાં જ બુખારી સાહબનો જઝબ તત્કાળ ઉતરી ગયો અને હોશની હાલતમાં આવી ગયા અને એમણે જુમ્અહની નમાઝ પઢાવી.

હઝરત સય્યિદ સાહબના કશ્ફથી પરિચિત થઈને મવલવી સાહબ અમૃતસરી ખૂબ જ નવાઈ પામ્યા. જયારે નમાઝ થઈ ચુકી તો હઝરત સય્યિદ સાહબે મવ્લવી સાહબને ફરમાવ્યું કે :

"મવલવી સાહબ ! આપ કંઈક વઅઝ કહો."

મવલવી સાહબ અમૃતસરીએ ખૂબ જ ઈન્કાર કર્યો પરંતુ હઝરત સય્યિદ સાહબના આગ્રહથી તેઓ મિમ્બર પર બેઠા. હઝરત સય્યિદ સાહબે તેમની તરફ જોયું અને જોતાંની સાથે જ મવલવી સાહબ બેહોશ થઈને મિમ્બર પરથી ઢળી પડયા. જયારે હોશમાં આવ્યા તો હઝરત સય્યિદ સાહબના પગ પકડી લીધા અને પોતાની બદગુમાની માટે માફી માંગી અને બયઅત થઈને કમાલાતના દરજજે પહોંચ્યા !

એટલા જ માટે અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે :

"ડરો મુઅ્મિનની ફિરાસતથી કે તે જુએ છે અલ્લાહના નૂરથી."

## અભણ ગામડિયો પ્રખર વકતા બની ગયો !

એક દિવસે ગામડાનો એક શખ્સ હઝરત સય્યિદ સાહબની ખિદમત શરીફમાં હાજર થયો.

આપે ફરમાવ્યું કે :

"મિયાં કંઈક વઅઝ કહો ! "

તે શખ્સે કહ્યું કે :

'હઝરત ! હું અભણ ગામડિયો છું. હું તો કંઈ પણ જાણતો નથી.'

આપે ફરમાવ્યું કે :

"મિયાં ! કંઈ તો કહો."

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ ફરમાવે છે કે :

મેં તેને હાથનો ઈશારો કર્યો કે તું ઊભો થઈ જા.

તેણે પોતાની ગામડાની પંજાબી ભાષામાં કહ્યું કે :

"અલ્લાહ તઆલા એક છે અને હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાચા રસૂલ છે."

હઝરત સય્યિદ સાહબે ફરમાવ્યું કે :

"મિયાં ! ઘણી સરસ વઅઝ ફરમાવી."

અલ્લાહ તઆલાની કુદરતથી કેટલાક દિવસો પછી એ શખ્સની વકતૃત્વ શકિત એટલી વધી કે સમગ્ર પંજાબમાં તેની ધૂમ મચી ગઈ. અને ખ્રિસ્તી હોય કે હિન્દુ, કોઈ પણ ધર્મનો વિદ્વાન વાદ–વિવાદમાં તેની સામે ટકી શકતો ન હતો !

## એક છોકરાના મોતની જાણ આગળથી કરી દીધી !

એક છોકરો હઝરત સય્યિદ સાહબની ખિદમતમાં ઘણી વખત હાજર થયા કરતો હતો. એક દિવસે જયારે તે આવ્યો તો હઝરત સય્યિદ સાહબે ફરમાવ્યું કે :

"આજે અમુક પ્રકારની વાનગીઓ બનાવો."

અને એ છોકરાને ફરમાવ્યું કે :

"મિયાં ! તમે ભોજન અમારી સાથે કરજો."

ભોજન તૈયાર થવા બા'દ હઝરત સય્યિદ સાહબે તેની સાથે ભોજન કર્યું અને ખૂબ જ મહેરબાની અને કરમથી પેશ આવ્યા. જયારે તે જવા લાગ્યો તો આદતના વિરુદ્ધ આપ તેને અમુક અંતર સુધી વળાવવા માટે તશરીફ લઈ ગયા. જયારે પાછા તશરીફ લાવ્યા તો મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબથી ફરમાવ્યું કે :

"ખાન સાહબ ! એની અને અમારી છેલ્લી મુલાકાત હતી."

થોડા સમય પછી જાણવા મળ્યું કે એનો ઈન્તિકાલ થઈ ગયો

છે. તે પછી પાછી આપની એની સાથે મુલાકાત ન થઈ.

## મુર્દાઓ પણ આપની મુલાકાત માટે આવતા હતા

આપની બરકત અને ફયઝાનથી જીવતાંઓ જ નહિ, બલ્કે મરેલાં પણ આશાવંત રહેતા હતા.

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ ફરમાવે છે કે :

એક વખત અમે જનાબ સય્યિદ સાહબની સંગાથે એક ગામમાં ગયા જયાં હઝરત સય્યિદ સાહબના ઘણાં મુરીદો હતા.

હઝરત સય્યિદ સાહબે અસરની નમાઝ પઢી અને તે પછી આપ દુરૂદ શરીફના ખત્મ માટે બેઠા. એટલામાં કેટલાક સફેદ લિબાસ ધારણ કરેલા શખ્સો મસ્જિદમાં આવ્યા અને એક પછી એક માત્ર જનાબ સય્યિદ સાહબ રહિમહુલ્લાહુથી સલામ તથા મુસાફહ કરીને ચાલ્યા ગયા.

હું તથા બીજા કેટલાક લોકો હયરાન હતા કે આ લોકોને ગામમાં તો કયારેય પણ જોયા નથી અને આ લોકો ઊભા ઊભા આવ્યા અને ચાલ્યા ગયા અને સલામ તેમજ મુસાફહ પણ માત્ર હઝરત સય્યિદ સાહબથી જ કર્યા ! હલ્કહ અને મુરાકિબહ પછી અમે હઝરત સય્યિદ સાહબથી પૂછયું કે :

"એ કોણ લોકો હતા ? "

આપે ફરમાવ્યું કે :

"એ આ ગામના મુડદાં હતા. મુલાકાત માટે આવ્યા હતા."

## આપની દુઆથી ૭૦ (સિત્તેર) વર્ષની ડોસીને બે બાળકો થયા

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ ફરમાવે છે કે :

હઝરત સય્યિદ સાહબની દુઆની કુબૂલિયતનો એ હાલ હતો કે

જે દુઆ કોઈના માટે આપ કરી દેતા તે જનાબે બારીથી રદ થતી ન હતી.

એક દિવસે લગભગ ૭૦ (સિત્તેર) વર્ષની ઉંમરની એક ડોસી જે પગથી પણ કંઈક મજબૂર હતી તે હઝરત સય્યિદ સાહબની ખિદમતમાં હાજર થઈ અને કહેવા લાગી કે :

"હઝરત ! હું અને મારો પતિ બન્ને ઘરડાં છીએ. હું પગથી પણ મા'ઝૂર છું. અમારી બન્નેની ખિદમત કરનાર કોઈ નથી. આપ દુઆ ફરમાવો કે અલ્લાહ મને પોતાના ફઝલથી દીકરો આપે."

આ સાંભળીને આપ મુસ્કુરાયા અને ખાનકાહમાં તાલિબોના ઈલાજ અને ઉપચારના માટે જે હકીમ સાહબ રહેતા હતા તેમને બોલાવ્યા.

હકીમ સાહબ હાજર થયા અને પૂછયું કે :

"શું હુકમ છે ? "

આપે ફરમાવ્યું કે :

"સાંભળો ! આ ડોસી શું કહે છે ? "

ડોસીની વાત સાંભળીને હકીમ સાહબ પણ હસવા લાગ્યા અને કહ્યું કે :

"હઝરત ! એને અવલાદ થવાના દિવસો હવે કયાં છે ?
એની ઈચ્છા તબીબી નિયમોથી બિલ્કુલ વિરુદ્ધ છે."

હકીમ સાહબની વાત સાંભળીને ડોસી બોલી કે :

"હઝરત ! જો મારા સંતાન થવાના દિવસો હોત તો હું અહીં શા માટે હાજર થતે ? ! "

આ સાંભળીને હઝરત સય્યિદ સાહબ રહિમહુલ્લાહુ ફરમાવ્યું કે :

"હકીમ સાહબ !

તે અલ્લાહ કે જેણે હઝરત આદમ અલયહિસ્સલામને માતા–પિતા વિના પૈદા કર્યા,

તે અલ્લાહ જેણે હઝરત ઈસા અલયહિસ્સલામને બાપ વિના પૈદા કર્યા,

તે જયારે સર્વશકિતમાન છે તો શું આ ડોસીને અવલાદ આપવા પર શકિતમાન નથી ? બલ્કે અવશ્ય છે."

પછી આપે ડોસીને ફરમાવ્યું કે :

"અમ્મા ! તમે જાઓ. ફકીર દુઆ કરશે."

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ ફરમાવે છે કે :

ત્રણ યા ચાર વર્ષ પછી તે ડોસી આવી અને એક બાળક ગોદમાં લઈને અને એક બાળકનો હાથ પકડીને એમ બે બાળકો સાથે હઝરતની ખિદમતમાં હાજર થઈ અને હઝરત સય્યિદ સાહબથી અર્ઝ કરી કે :

"હઝરત ! આપની દુઆથી અલ્લાહે મને બે દીકરા આપ્યા છે."

દુઆની આ કુબૂલિયત તથા હકની કુદરતનો નમૂનો જોઈને સૌ દંગ રહી ગયા !

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ ફરમાવે છે કે :

કયારેય પણ એવું જોયું નથી કે હઝરત સય્યિદ સાહબે કોઈ કામ માટે જનાબે બારીમાં દુઆના માટે હાથ ઉઠાવ્યા હોય અને તે કામ થયું ન હોય.

## બડે હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિની બીમારી ગાયબ થઈ ગઈ

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ ફરમાવે છે કે :

એક વખત હું સખત બીમાર પડી ગયો. ચહેરા પર તથા શરીર પર સોજા આવી ગયા. ઉઠવા–બેસવાની શકિત પણ ન રહી. હું સમજયો કે મારો મોતનો સમય આવી ગયો છે.

એ જ સમયે હઝરત સય્યિદ સાહબે ઈર્શાદ ફરમાવ્યો કે :

“ખાન સાહબ ! રાવી નદીના સામા કિનારે ફલાણા ગામમાં ફલાણા શખ્સથી જઈને કહો કે લંગરખાના માટે લાકડાં નથી.”

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ ફરમાવે છે કે :

“આ ઈર્શાદ સાંભળીને હું ચિંતિત થયો કે મારામાં ચાલવાની શકિત નથી અને વચ્ચે નદી છે અને હઝરતના હુકમનું પાલન કરવામાં વિલંબ કરવો એ ગુસ્તાખી તથા બેઅદબીનું નિમિત્ત છે. એટલે હું હિમ્મત કરીને લાકડી હાથમાં લઈને ચાલી નીકળ્યો. નદીમાં પગ મૂકતાં જ કંપારી ચઢી અને પછી અલ્લાહ તઆલાની કુદરત શું જોઈ કે જયારે પાણીમાં આગળ વધ્યો તો શરીરમાંથી કાળા ધુમાડા જેવું નીકળીને પાણી પર વહેતું સાફ મા'લૂમ થયું. જયારે હું રાવી નદીના સામે કિનારે પહોંચ્યો ત્યારે ન કમજોરી હતી, ન સોજા હતા, કે ન બીમારી હતી. અને હું બિલ્કુલ તંદુરસ્ત થઈ ગયો.”

## ક્ષય (ટી. બી.)વાળો છોકરો સાજો થઈ ગયો !

એક છોકરો અમૃતસરથી આવ્યો. એનો બાપ સાથે હતો. છોકરાને ક્ષય (ટી. બી.)ની બીમારી હતી અને તે છેલ્લા તબકકે પહોંચી હતી. હકીમ સાહબે પણ આશા મૂકી દીધી હતી. એ છોકરાના દેહમાં હાડકાં–ચામડી સિવાય કંઈ ન હતું.

હઝરત સય્યિદ સાહબે છોકરાને ફરમાવ્યું કે :

"કહો, હું સાજો છું."

તેણે કહ્યું કે :

"હુઝૂર ! હું તો સખત બીમાર છું ! "

આપે ફરમાવ્યું કે :

"મિયાં ! તું કહે કે હું સાજો છું."

તેણે કહ્યું કે :

"હું સાજો છું."

આપે ફરમાવ્યું કે :

"મિયાં ! બેશક, તમે સાજા છો, અલ્હમ્દુલિલ્લાહ."

આપે એ છોકરાના બાપને ફરમાવ્યું કે :

"એને અહીં મૂકી જાઓ. થોડા દિવસો પછી આવજો."

એનો બાપ એને મૂકીને ચાલ્યો ગયો. કેટલાયે દિવસો પછી જ્યારે તે પાછો આવ્યો તો લંગરખાનામાં ભોજન પીરસાતું હતું. એ છોકરાનો બાપ પણ જમવામાં મશગૂલ થઈ ગયો. પુત્ર પોતે બાપને ખોરાક અને પાણી લાવી લાવીને આપતો હતો, છતાં એના બાપે એને બિલ્કુલ ઓળખ્યો નહિ, કારણ કે એના ખ્યાલમાં એની જે સૂરત અને શકલ હતી તે બિલ્કુલ બદલાઈ ચુકી હતી. તે છોકરો ખૂબ તગડો અને સશક્ત થઈ ગયો હતો.

હઝરત સય્યિદ સાહબથી એના બાપે કહ્યું કે :

"હઝરત ! મારો પુત્ર ક્યાં છે ? જરા એની સાથે મળી લઉં."

આપે કહ્યું કે :

"આપ પોતે જ જોઈ લો."

છોકરો બાપની સામે જ ઊભો હતો. હસી પડયો. બાપ એને વળગી પડયો અને સય્યિદ સાહબના ચરણો પર ઢળી પડયો.

## એક જ સમયે સાત જગ્યાએ ભોજન કર્યુ !

એક વખતે એક શખ્સે રમઝાન શરીફમાં ઈફતારથી પહેલાં મસ્જિદમાં હઝરતને અર્ઝ કરી કે :

"હઝરત ! આપ ભોજન મારે ત્યાં કરજો."

આપે ફરમાવ્યું કે :

"ઘણું સારું."

એના પછી બીજો શખ્સ આવ્યો અને અર્ઝ કરી કે :

"નમાઝ બા'દ હુઝૂર ભોજન મારે ત્યાં કરજો."

એ જ પ્રમાણે સાત માણસોએ મગરિબની નમાઝ બા'દ ભોજન કરવા માટે દા'વત આપી અને આપે કબૂલ કરી.

એક મવલવી સાહબ વિલાયતી હઝરત સય્યિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના મુરીદ આ બધી કૈફિયત અને આપના વાયદા સાંભળી રહ્યા હતા. પરંતુ અદબના કારણે કંઈ ન કહી શકયા. છતાં એમના દિલમાં પરેશાની જરૂર હતી.

ઈશાના સમયે જયારે તરાવીહ માટે સૌ ભેગાં થયાં તો હઝરત સય્યિદ સાહબના તશરીફ લઈ જવા બદલ અને ભોજન કરવા બદલ સૌ આભાર માનવા લાગ્યા અને પ્રશંસા કરવા લાગ્યા. પછી એ લોકોમાં આપસમાં વાતચીત થવા લાગી.

એકે કહ્યું કે :

"હઝરત સય્યિદ સાહબે મારે ત્યાં ભોજન કર્યું."

બીજાએ કહ્યું કે :

"મારે ત્યાં કર્યું."

એ જ પ્રમાણે દરેકની વાત એક બીજાની વિરુદ્ધ હતી. મવલવી સાહબ વિલાયતી આ નિહાળીને વધારે વિમાસણમાં પડયા.

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ ફરમાવે છે કે :

સવારે ઈશરાકની નમાઝથી ફારિગ થવા પછી જનાબ હઝરત સય્યિદ સાહબ એ મવલવી સાહબનો હાથ પકડીને મસ્જિદની બહાર લઈ ગયા. મસ્જિદની બહાર એક બોરડીનું ઝાડ હતું.

આપે ફરમાવ્યું કે :

"મવલવી સાહબ ! મારી સૂરત જુઓ ! "

પછી ફરમાવ્યું કે :

"હવે આ ઝાડ તરફ જુઓ ! "

જયારે મવલવી સાહબે એ ઝાડ તરફ જોયું તો એ ઝાડ પર હઝરત સય્યિદ સાહબની સેંકડો શકલો મવ્જૂદ હતી.

મવલવી સાહબે જયારે આ જોયું તો એમના શરીરમાં કંપારી આવી ગઈ અને ખૂબ જ ખામોશી સાથે ગરદન ઝુકાવીને ઊભા રહ્યા, તો હઝરત સય્યિદ સાહબે ફરમાવ્યું કે :

"મવલવી સાહબ ! તમે આખી રાત આ જ પરેશાનીમાં ઘેરાયેલા રહ્યા. ફકીરે ભૌતિક (માટીના) દેહ સાથે એક જ જગ્યાએ ભોજન કર્યું, પરંતુ હકીકતે ઈન્સાની જેનો કિયામ

અસ્મા અને સિફાતે ઈલાહીથી છે તે બાકી જગાઓ પર હાજર હતી. અને હકીકતે ઈન્સાની તે હકીકત છે કે જો તમામ જહાનમાં જોવામાં આવે, તો પણ કંઈ નવાઈની વાત નથી."

એ જ પ્રમાણે લતીફાઓના અનવાર શયખનું રૂપ ધારણ કરીને તાલિબો તથા ગયર તાલિબોને હિદાયત અને આગાહ કરતા રહે છે.

[હકીકતે ઈન્સાની અને હકીકતે મુમ્કિનહની સમજૂતી 'મેઅયારુસ્સુલૂક' વિભાગ : ૩, પ્રકરણ : ૫, 'વિલાયતે સુગરા'માં આપેલી છે.]

## "આ દવલત મદીનહ મુનવ્વરહથી આવે છે"

હઝરત સય્યિદ સાહબની આવી ઘટનાઓ, કશ્ફ, હાલાત અને કરામાત જો લખવામાં આવે તો એક દફતર જોઈએ. સૌથી મહાન કરામત હઝરત સય્યિદ સાહબની એ હતી કે જે મુરીદ અથવા ગયર મુરીદ પર એક આકસ્મિક નઝર પણ પડી જતી તો તેનું દિલ ઝિકરે હકથી ચાલુ થઈ જતું અને પછી કબરમાં એ નેઅમતને સાથે લઈ જતો. અને કોઈ કોઈને એક જ તવજ્જુહમાં વિલાયતથી મુશર્રફ ફરમાવી દીધા.

એનું કારણ મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ એ ફરમાવતા હતા કે :

જનાબ હઝરત સય્યિદ સાહબ પર અલ્લાહ તઆલાની અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અત્યંત જ મહેરબાની અને કરમ હતા. બલ્કે કોઈ વેળા હઝરત સય્યિદ સાહબ ફરમાવતા કે :

"ખાન સાહબ ! આ ફકીર જે કંઈ દીન અને દુનિયાની દવલત વહેંચી રહ્યો છે તે ક્યાંથી આવે છે એ જાણો છો ? એ મદીનહ મુનવ્વરહથી રોઝએ અકદસથી આવે છે. અને આ દવલત ફરી

પાછી ૧૦૦ (એક સો) વર્ષ પછી આ જ પ્રમાણે જાહેર, જારી અને તકસીમ થશે."

## આપ રહમતુલ્લાહિ અલયહિ મુજદ્દિદે સદી હતા

હઝરત સય્યિદ સાહબ પોતાના સમયના (તેરમી સદીના) મુજદ્દિદે સદી હતા. એટલા જ માટે આપની નિસ્બત અને તરીકહનો ઈજરાઅ (આરંભ) તથા કુબૂલિયતે દુઆ અને હિમ્મતે બાતિની અતિ બળવાન હતા.

મોટા હઝરત (શેર મુહમ્મદ ખાન) સાહબ ફરમાવે છે કે :

આપનો કોઈ પણ ઈર્શાદ અને આપનું કોઈ પણ કામ બરકત તથા નૂરથી ખાલી ન હતું. આપની વાત વાતમાં ખર્કે આદત હતી. આપની ખિદમત શરીફમાં તુર્કસ્તાન, ચીન, કાબુલ અને બીજા ઘણાં દેશ તથા સ્થાનોના તાલિબો ભેગાં થતા હતા અને ફયઝયાબ થઈને જતા હતા. અને નૂરે બાતિન ફેલાવતા હતા. મોટા મોટા આલિમો અને ફાઝિલો આપના હલ્કહમાં હાજર થઈને નૂરે બાતિન મેળવતા હતા.

## 6 આપના મુબારક મલફૂઝાત [બોધવચનો]

### મુરીદે જાળવવવાના પીરના આ'દાબ

☐ **આપનો મુબારક ઈર્શાદ છે કે :**

મુરીદોના દિલોમાં પોતાના શયખનો અદબ એટલા દરજાનો હોવો જોઈએ કે :

- પીરની મજલિસમાં ઈજાઝત વગર વાત ન કરે.
- પીરની તરફ નિડરતાથી ન જુએ.
- દુનિયાની દરેક ચીઝ કરતાં પીરની મુહબ્બત મુરીદના દિલમાં વધારે

હોય, કારણ કે :

- જે મુરીદની ઝબાન કે શરીરના કોઈ અંગથી પીરના અદબની ખિલાફ કોઈ કામ અથવા શબ્દ નીકળે,
- યા મુરીદના દિલમાં પીરના અને આ'દાબના ખિલાફ ખ્યાલ પણ પેદા થાય તો તે મુરીદ મંઝિલે મકસૂદ (લક્ષ્ય સ્થાન) પર પહોંચી નથી શકતો.

☐ **બલકે આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :**

- તસવ્વુફ પૂરેપૂરો અદબ જ છે.
- જે મુરીદના દિલમાં કામિલ પીરના ખિલાફ ખ્યાલ પણ પેદા થાય, તે જાણે પીરથી દુશમની ધરાવે છે. અને દુશમન કદી ફાયદો હાસિલ કરી શકતો નથી.
- બે અદબ મુરીદો દુનિયાની નેઅમતોથી મહરૂમ થાય છે.

☐ **આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :**

- મુરીદને જોઈએ કે શેખની મજલિસમાં જે કોઈ વાત ચાલુ હોય તેને સાંભળવાના માટે દિલ અને જાનથી કાન લગાવીને સાંભળે. અને શેખ જે કંઈ ઈરશાદ ફરમાવે તેનાથી લાભ મેળવે.
- શેખની મજલિસમાં કદી હુકમ વગર આગળ બોલવાની હિંમત ન કરે. કારણ કે :

"શયખ પોતાના મુરીદોમાં એવા છે,
જેવા નબી અલયહિસ્સલામ પોતાની ઉમ્મતમાં હોય છે."

અને નબીના વિષે બારી તઆલા અઝઝ ઈસ્મુહૂ ફરમાવે છે કે :

يَاۤيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُقَدِّمُوْا بَيْنَ يَدَىِ اللّٰهِ وَرَسُوْلِه ط
(سورۂ حجرات:۱)

"હે ઈમાનવાળાઓ !
અલ્લાહ તઆલા અને એના રસૂલથી આગળ ન વધો."

- જેવી રીતે સહાબએ કિરામ રિદવાનુલ્લાહિ તઆલા અલયહિમ અજમઈનના માટે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈતાઅત (તા'બેદારી), અદબ અને શબ્દો સાંભળવાની ફરજ હતી એ જ રીતે મુરીદોએ પોતાના શયખની મજલિસમાં તમામ અદબો જાળવવા જોઈએ. કારણ કે પીરની વાતોને સાંભળવી, હઝાર કિતાબો પઢવા કરતાં તેમજ ઈલ્મ અને હુન્નર કરતાં બેહતર છે.

☐ **આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :**

- પીરની મજલિસમાં વાત કરવાની જરૂરત હોય તો ખૂબ જ નમ્રતા અને અદબપૂર્વક વાત કરે. કારણ કે બારી તઆલા ઈરશાદ ફરમાવે છે :

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَاتَرْفَعُوْٓا اَصْوَاتَكُمْ
فَوْقَ صَوْتِ النَّبِيِّ ط (سورۃ حجرات:۲)

"હે ઈમાનવાળાઓ ! પોતાના અવાજને ઊંચો ન કરો નબી અલયહિસ્સલામના અવાજ કરતાં."[પારહ : ૨૬, રુકૂઅ : ૧૩]

- અને કદી પણ પોતાના પીરનું નામ લઈને સંબોધન ન કરો, કારણ કે બારી તઆલા જલ્લ જલાલુહૂ ઈરશાદ ફરમાવે છે :

وَلَا تَجْهَرُوْا لَهٗ بِالْقَوْلِ كَجَهْرِ بَعْضِكُمْ لِبَعْضٍ
اَنْ تَحْبَطَ اَعْمَالُكُمْ وَاَنْتُمْ لَاتَشْعُرُوْنَ ط (سورۃ حجرات:۲)

"અને તેમની હાજરીમાં મોટેથી વાત ન કરો જેવી રીતે આપસમાં મોટેથી વાતો કરો છો, તમારા અમલ અકારત (નકામા) ન થઈ જાય અને તમને ખબર ન થાય." [પારહ : ૨૬, રુકૂઅ : ૧૩]

- એટલે જે આ'દાબ અલ્લાહ તઆલાએ હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વિષે ઈરશાદ ફરમાવ્યા છે તે જ આ'દાબ શેખની સાથે જાળવે, કારણ કે શેખ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કાઈમ મકામ અને નાઈબ અને ખલીફા છે.

☐ **આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :**

- જયારે પણ કદી પીરની ખિદમતમાં અરજ કરવા અથવા કોઈ દીની કે દુન્યવી હાજતને બયાન કરવાની જરૂરત હોય તો વખતનો ખ્યાલ રાખે. અને જે સમયે શેખને ફારિગ જુએ અને પોતાની તરફ ધ્યાનિત પામે ત્યારે અરજ કરે, કારણ કે એવા વખતમાં અરજ કરવાથી શેખની તબીઅત વધારે રાગિબ થશે. (ખેંચાશે) અને મતલબ હાસિલ કરવામાં જલદી કામિયાબી નસીબ થશે. અને અરજ કરવાથી પહેલાં 'દિલમાં' અલ્લાહ તઆલાથી અદબ અને કુબૂલિયતના માટે દુઆ કરે.
- જો પીરથી કોઈ વાત અથવા કામ એવું જાહેર થાય જે સમજમાં ન આવે તો એતિરાઝ ન કરે (વાંધો ન લે) કારણ કે શેખે કામિલથી અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખિલાફ કોઈ કામ થવું સંભવિત નથી.

હઝરત મૂસા અલયહિસ્સલામ અને હઝરત ખિઝર અલયહિસ્સલામનો જે કિસ્સો કુર્આન શરીફમાં છે તેને યાદ કરી લે.

**નોંધ :**

વાચકોની સહૂલત માટે એ બનાવ ટૂંકમાં અહીં લખવામાં આવે છે.

## હઝરત મૂસા અલયહિસ્સલામ અને હઝરત ખિઝર અલયહિસ્સલામનો બનાવ

હઝરત મૂસા અલયહિસ્સલામ હઝરત ખિઝર

અલયહિસ્સલામની સાથે પ્રવાસમાં હતા ત્યારે હઝરત ખિઝર અલયહિસ્સલામે અલ્લાહના હુકમથી નીચે પ્રમાણે ત્રણ કામો કર્યા :

[૧] વહાણમાં બેસીને નદી પાર કરીને વહાણમાંથી ઉતરતી વખતે વહાણમાં કાણું પાડી દીધું !

[૨] એક ગામમાં એક દિવાલ બિસ્માર થઈ ગઈ હતી અને પડી જવાની તૈયારીમાં હતી તેને મઝદૂરી લેવા વગર મરામત કરી દીધી !

[૩] રસ્તે ચાલતાં એક છોકરો મળ્યો તો વગર વાંકે તેની હત્યા કરી દીધી !

- આ ત્રણે કામો માટે અલ્લાહ તઆલાએ હઝરત ખિઝર અલયહિસ્સલામને હુકમ ફરમાવ્યો હતો એ હઝરત મૂસા અલયહિસ્સલામ જાણતા ન હતા.
- વળી હઝરત મૂસા અલયહિસ્સલામની શરીઅત પ્રમાણે એ કામો જાઈઝ ન હતા એટલે એ ત્રણે કામો માટે હઝરત મૂસા અલયહિસ્સલામે હઝરત ખિઝર અલયહિસ્સલામ સમક્ષ સખત વિરોધ અને વાંધો દર્શાવ્યો.
- હઝરત ખિઝર અલયહિસ્સલામે હઝરત મૂસા અલયહિસ્સલામને એ ત્રણે કામોની હકીકત અને મસ્લિહત નીચે પ્રમાણે જણાવી :

### [૧] વહાણમાં કાણું પાડવાનું કારણ

હઝરત ખિઝર અલયહિસ્સલામે ફરમાવ્યું કે :

તે વહાણ કેટલાક ગરીબ લોકોનું હતું. એનાથી તે લોકો પોતાનું ગુજરાન ચલાવતા હતા. પરંતુ તે લોકો જે તરફ જઈ રહ્યા હતા, ત્યાંનો અત્યાચારી બાદશાહ સારા વહાણ જબરદસ્તી છીનવી લેતો હતો. મેં એમાં કાણું પાડી ખામીવાળું બનાવી દીધું, એટલે બાદશાહ એ વહાણ લેશે નહિ. વહાણવાળા તેની મરામત કરાવી પોતાનું ગુજરાન ચલાવશે. જો હું કાણું ન પાડતે, તો તેઓની રોઝી છીનવાઈ જતે.

## [૨] છોકરાની હત્યાનું કારણ

હઝરત ખિઝર અલયહિસ્સલામે ફરમાવ્યું કે :

તે છોકરાના માતા–પિતા બન્ને ઈમાનવાળા હતા. મને (અલ્લાહ તરફથી) સૂચના આપવામાં આવી કે તે છોકરો મોટો થઈને બદમાશી અને કુફ્ર કરશે તથા તેના માતા–પિતાને કષ્ટ (તકલીફ) આપશે અને દુઃખી કરશે. જેથી મેં ચાહ્યું કે તેઓને તેઓનો પરવરદિગાર એવા નાલાયક (છોકરાના) બદલે એવી (નેક, સદાચારી) ઔલાદ અતા કરે કે જે પવિત્રતા (દીન)માં એના કરતાં બેહતર હોય અને માતા–પિતા સાથે માયા મમતા રાખવામાં ચઢિયાતો હોય. એટલે મેં તે છોકરાની હત્યા કરી.

## [૩] દીવાલની મફત મરામત કરવાનું કારણ

હઝરત ખિઝર અલયહિસ્સલામે ફરમાવ્યું કે :

પેલી દીવાલ બે યતીમ (અનાથ) બાળકોની હતી. તેની નીચે (તેઓના પિતાએ) કંઈક માલ સંતાડયો હતો. તેઓના પિતા નેક માણસ હતા, જેથી પરવરદિગારે ચાહ્યું કે તે બન્ને અનાથ (યતીમ) બાળકો પોતાની યુવાનીએ પહોંચે ત્યાં સુધી સંતાડેલો માલ સુરક્ષિત રહે અને પછી પરવરદિગારની મહેરબાનીથી કાઢી લે. એટલા માટે તૂટવાની તૈયારીવાળી આ દીવાલને મેં દુરુસ્ત કરી દીધી. એટલે જે કામ અલ્લાહ તઆલાના હુકમથી કરવું જરૂરી હોય, તેના માટે મહેનતાણું લેવું મુકર્રબ (નિકટસ્થ) લોકોના માટે યોગ્ય નથી.

આ ત્રણે કામોમાંથી કોઈ પણ કામ મેં મારી પોતાની ઈચ્છાથી કર્યું નથી ! આ છે તે વાતોની હકીકત જેના માટે આપ ધીરજ રાખી શકયા નહિ !

આ બનાવથી નસીહત મળે છે કે અલ્લાહવાળાઓ દરેક કામ

ગયબી ઈશારાથી કરે છે. પોતાની મરજીથી કરતા નથી. એ કામની મસ્લિહત આપણી સમજમાં ન આવે તો વિરોધ કરવો ન જોઈએ.

**[નોંધ સમાપ્ત]**

☐ **આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :**

- મુરીદને જોઈએ કે કોઈ કામ દીની કે દુન્યવી શરૂ કરવાથી પહેલાં શેખની ઈજાઝત જરૂર મેળવે. અહીં સુધી કે : ખાવું, પીવું, સૂવું, જાગવું, કપડાં પહેરવા, ચાલવું, ફરવું, પીરના હુકમ પ્રમાણે હોય.
- ઉપરાંત ઈબાદતોમાંથી નફલ નમાઝ અને રોઝહ, તિલાવતે કુરઆન મજીદ વિષે પીરના હુકમ પ્રમાણે અમલ કરે.
- અહીં સુધી કે જો કામિલ શયખ મુરીદને હુકમ આપે કે તમે ઝિકર અને શુગ્લ અને મુરાકબહ તેમજ ફર્ઝ નમાઝ સિવાય બીજું કંઈ ન કરો તો મુરીદ એ હુકમનું પાલન કરવાને વાજિબ સમજે.

☐ **આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :**

જે ચીઝને શયખ મકરૂહ જાણે છે તેનાથી અને પીરને જેનાથી નફરત હોય તે દરેક ચીઝથી બચે. ભલેને તેને (મુરીદને) મહબૂબ (પ્રિય) ચીઝ જ કેમ ન હોય ! ભલે તેમાં (મુરીદ) પોતાનો ફાયદો જુએ.

- ઉપરાંત જે કામોને પીર કરે છે, તેને પીરની ઈજાઝત વગર મુરીદે કરવા ન જોઈએ, કારણ કે તે (મુરીદ) મુબ્તદી (શિખાવ) છે અને શેખ મુન્તહી (કામિલ) છે.
- મુબ્તદી બીમાર જેવો છે અને મુન્તહી તંદુરસ્ત જેવો છે. તંદુરસ્ત જે ચીઝ ખાય શકે છે તેમાંથી મોટા ભાગની ચીઝોથી બીમારે પરહેઝ કરવાનું (બચવાનું) હોય છે.
- પીરની મજલિસમાં કદી અવરાદ અને વઝાઈફ અને નવાફિલમાં મશગૂલ ન થવું જોઈએ. અને તનમય થઈને પીરના આ'દાબ અને

નિસબતની તરફ મુતવજિજહ (ધ્યાનિત) રહેવું જોઈએ, કારણ કે હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

**યક ઝમાના સુહબતે બા અવલિયા;**
**બેહતર અઝ સદ સાલહ તાઅત બે રિયા.**

[અવલિયાની સોહબતમાં અલ્પ સમય રહેવું,
સો વરસની રિયા વગરની (દંભ વગરની, શુદ્ધ ભાવનાથી કરેલી)
ઈબાદતના કરતાં પણ બેહતર (ચઢિયાતી) છે.]

☐ **આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :**

કામિલ પીરની સુહબતમાં જયારે મુરીદ દરેક કામથી ફારિગ થઈને પીરની તરફ મુતવજિજહ થઈને બેસે છે તો જે ફૈઝ અને અનવાર અલ્લાહ તઆલાના તરફથી પીર પર નાઝિલ થાય છે; મુરીદ પર પણ તે જ અનવાર ચમકે છે જેમકે હુઝૂર અલયહિસ્સલાતુ વસ્સલામ ઈરશાદ ફરમાવે છે કે :

مَا صَبَّ اللّٰہُ فِیْ صَدْرِیْ شَیْأً اِلَّا صَبَبْتُہٗ فِیْ صَدْرِ اَبِیْ بَکْرٍ

**મા સબબલ્લાહુ ફી સદરી શયઅન,**
**ઈલ્લા સબબતુહૂ ફી સદરી અબી બકર.**

[અલ્લાહ તઆલાએ કોઈ ચીઝ મારા સીનામાં એવી નથી નાંખી કે
જેને મેં અબૂબકરના સીનામાં ન નાંખી દીધી.]

☐ **આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :**

- મુરીદ તે છે કે જેનામાં નીચેના ગુણો મોજૂદ હોય :
  - મુહબ્બત અને શવકની આગ તેની નફસિયાતી ખ્વાહિશાત (મનેચ્છાઓ)ને જલાવી દે.
  - મુહબ્બતનું દર્દ તેના દિલને બેકરાર (બેચેન) રાખે.

- જયારે સવારે ઊઠે તો હસરત અને અફસોસના કારણે તેની આંખોથી આંસૂ વહેતા હોય.
- હંમેશા આજિઝી (વિનમ્રતા) અને નાકામી તેનો સહારો અને આદત હોય.
- વિતેલા સમયના આ'માલથી હંમેશા શરમિંદહ રહે.
- આવનારા સમયથી હંમેશા ડરતો રહે.
- નેક કામોના માટે સમય પત્રકનો હંમેશા પાબંદ રહે.
- જો મુસીબતો અને તકલીફો અને સખ્તીઓ પહોંચે તો સબરને હાથથી ન છોડે અને તેને અલ્લાહ તઆલાની તરફથી સમજે.
- પોતાના કુસૂરનો ઈકરાર કરતો રહે.
- કોઈ શ્વાસ અલ્લાહ તઆલાના ઝિક્ર વિના વેડફાઈ ન જાય. શું ખબર કે એ જ શ્વાસ આખરી હોય !
- અને આ (નકશબંદી) ફિરકામાં જે શ્વાસ ગફલતથી ગુઝરે તેને મુર્દા ગણે છે.

- કહેવાનો સારાંશ આ છે કે :

પીરની સુહબત અને હુઝૂરી તિર્યાકે અકસીર (અકસીર ઔષધ) છે.

- એક ઘડી કામિલ શયખની સુહબતમાં હાજર રહેવું હઝાર વરસની ખલવત (એકાંતવાસ) અને ઉલઝત (તનહાઈ, એકલતા)ના કરતાં બેહતર છે.
- મુરીદને બારી તઆલા જલ્લ જલાલુહૂની દરગાહથી સીધો (ડાયરેકત) ફૈઝ એટલા માટે હાસિલ નથી થતો કે મુરીદમાં (પંચ ભૌતિક તત્ત્વો) અને મનની શહવતો (વાસનાઓ) આડ અને રુકાવટ હોય છે.
- પીર એ મંઝિલો વટાવીને વાસિલે હક થઈ ચુકયો હોય છે એટલે એના વસીલાથી ફયઝયાબ થવું યકીની હોય છે, કારણ કે પીરની બન્ને તરફ નિસબત હોય છે.

- એટલે મુરીદને જોઈએ કે પોતાના પીરના કહેવા પ્રમાણે અમલ કરવાને દીન અને દુનિયાની બેહતરીનો સબબ જાણે.
- જો હુઝૂરીમાં હોય તો નિસબતથી ફૈઝયાબ થવાને ગનીમત જાણે.
- જો સુહબતથી દૂર હોય તો (પીરના) ઈરશાદના પાલનમાં કોશિશ કરે અને ઝિકર તેમજ મુરાકબહની હાલતમાં તસવ્વુર (કલ્પના)ના તરીકાથી સુહબત હાસિલ કરે.
- સૂતા, જાગતા, ખાતા, પીતા, ચાલતા, ફરતા કોઈ પણ હાલતમાં ઝિકરથી ગફલત ન કરે.

## તવબહની ફઝીલત

□ **આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :**

અલ્લાહ તઆલા અઝઝ વ જલ્લના નીચેના ફરમાન પ્રમાણે તવબહ દરેક શખ્સ પર વાજિબ છે :

وَتُوْبُوْآ اِلَى اللّٰهِ جَمِيْعاً اَيُّهَ الْمُؤْمِنُوْنَ ط (سورۂ نور:۳۱)

[અને અલ્લાહની તરફ તવબહ કરો હે તમામ મુસલમાનો !]

□ બીજી જગાએ ફરમાવ્યું છે :

يٰاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا تُوْبُوْآ اِلَى اللّٰهِ تَوْبَةً نَّصُوْحاً ط
(سورۂ تحریم:۸)

[હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાની તરફ એવી તવબહ કરો જે આગળ જતાં નસીહત થઈ જાય.]

□ ત્રીજી જગાએ ફરમાવ્યું છે :

اِنَّ اللّٰهَ يُحِبُّ التَّوَّابِيْنَ ط (سورۂ بقرۃ:۲۲۲)

[બેશક, અલ્લાહ પસંદ કરે છે પુષ્કળ તવબહ કરનારાઓને

☐ અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

"اَلتَّائِبُ مِنَ الذَّنْبِ كَمَنْ لَّا ذَنْبَ لَهٗ" (مشکوٰۃ شریف)

**['અત્તાઈબુ મિનલ ઝમ્બિ ક–મન લા ઝમ્બ લહૂ']**

[ગુનાહથી તવબહ કરનાર તે આદમી જેવો છે જેનો કોઈ ગુનાહ નથી.]

☐ **આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :**

- અવામ (સામાન્ય લોકો)ની તવબહ મનાઈ કરેલી વસ્તુઓથી દૂર રહેવું અને ગુનાહોથી બચવું છે.
- ખવાસ (અવલિયા)ની તવબહ પોતાની હાલતની નિગહદાશ્ત દેખરેખ રાખવી) છે.

## તવબહ કરવા બા'દ ગુનાહથી બચવાનું મહત્ત્વ

☐ **આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :**

તવબહ એવી રીતે કરે કે તવબહ કરવા બા'દ ગુનાહનો ખ્યાલ જ તેના દિલમાં ન આવે.

☐ **આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :**

- તવબહ કરવા બા'દ એક સગીરા (નાનો) ગુનાહ કરવો તવબહ કરવાથી પહેલાં ૭૦ (સિત્તેર) ગુનાહોના કરતાં બદતર છે. કારણ કે તવબહ કરવા બા'દ ગુનાહ કરવો એ તવબહનો અને વચનનો ભંગ કરવો છે તેમજ વચનભંગ કરવો એ બલા નાઝિલ થવાનો અને મસ્ખ (ચહેરા અને માનવ સ્વરૂપમાં પરિવર્તન) થવાનો સબબ છે.
- તવબહનો ભંગ કરવાથી કેટલીક વખતે એવી જાહેરી અને બાતિની બલાઓ અને આફતો નાઝિલ થાય છે કે અલ્લાહની પનાહ ! તેનાથી છૂટવું મુશ્કેલ થઈ જાય છે. જેમકે હઝરત મૂસા અલયહિસ્સલામ

અને હઝરત ઈસા અલયહિસ્સલામના કિસ્સા મશહૂર છે; અને કુર્આન શરીફમાં પણ એનું વર્ણન છે.

• પરંતુ આ ઉમ્મતમાં શરીરના સ્વરૂપ કે ચહેરાના સ્વરૂપમાં પરિવર્તન, ફેરફાર કરવો ખુદાવંદે કરીમે રવા (જારી) નથી રાખ્યો એટલે તવબહ તોડવાથી, તોડનારના દિલ મસ્ખ (પરિવર્તિત) થઈ જાય છે અને બીજી વખત તવબહની તવફીકથી મહરૂમ થઈ જાય છે. મઆઝલ્લાહ (અલ્લાહ તઆલાની પનાહ) ! **અસ્તગફિરુલ્લાહ** (અલ્લાહ તઆલા માફ ફરમાવે) !

## હંમેશા મુતવક્કિલ રહેવાની (અલ્લાહ તઆલા પર ભરોસો રાખવા)ની તાકીદ

☐ **આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :**

• મુરીદે હર હાલતમાં મુતવક્કિલ રહેવું જોઈએ, અલ્લાહ તઆલા પર ભરોસો રાખવો જોઈએ.

• કામકાજમાં મશગૂલ રહે, બેકાર ન બેસે પરંતુ રાઝિક (રોઝી આપનાર) પરવરદિગારને સમજે બલકે ખ્યાલ રહે કે મવલાએ કરીમ, આપણા નસીબનું રિઝક દરેક હાલતમાં પહોંચાડે છે.

• રોઝીના માટે અલ્લાહ તઆલાના ફરમાનને ન ભૂલે, કારણ કે તકદીરમાં જે રોઝી નક્કી થયેલી છે તેના કરતાં વધારે મળવું અસંભવ છે. બલકે અશકય છે. અને નાફરમાનીના કારણે બન્ને જહાનની ખરાબીમાં પડવું યકીની છે. એટલે યકીનને છોડીને ભ્રામક (રોઝી)ના માટે મુસીબતમાં પડવું ન જોઈએ.

## અલ્લાહ તઆલાના ઝિકરની ફઝીલત

☐ **આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :**

બધી ઈબાદતોનો મગ્ઝ (માવો, મિણ, અર્ક, મૂળ તત્ત્વ) અને

મકસૂદ (હેતુ, લક્ષ્ય) અલ્લાહ તઆલાનો ઝિક્ર છે. એટલે મુરીદે કોઈ પણ હાલતમાં ઝિક્રથી ગાફિલ રહેવું ન જોઈએ; કારણ કે નમાઝ જે દીનનો સુતૂન (સ્થંભ) છે તેનો મકસૂદ પણ અલ્લાહ તઆલાનો ઝિક્ર છે.

□ બારી તઆલા જલ્લ જલાલુહૂ ઈરશાદ ફરમાવે છે કે :

اِنَّ الصَّلٰوۃَ تَنۡهٰى عَنِ الۡفَحۡشَآءِ وَالۡمُنۡكَرِ ؕ
وَلَذِكۡرُ اللّٰهِ اَكۡبَرُ ؕ (سورۂ عنکبوت:۴۵)

[બેશક, નમાઝ બેહયાઈ અને બુરી વાતોથી રોકે છે.
અને અલ્લાહ તઆલાનો ઝિક્ર સૌથી મોટો છે.]

□ બીજી જગાએ (અલ્લાહ તઆલાએ) ફરમાવ્યું છે :

اَقِمِ الصَّلٰوۃَ لِذِكۡرِىۡ ؕ (سورۂ طٰہٰ:۱۴)

[મારી યાદના માટે નમાઝ પઢતા રહો.]

- એ જ પ્રમાણે કુર્આન શરીફની તિલાવત અને હજનો મકસૂદ (હેતુ, લક્ષ્ય) અલ્લાહ તઆલાનો ઝિક્ર છે.
- બલકે અસલ ઈસ્લામ અને અફઝલ અરકાન '**લા ઈલા–હ ઈલ્લલ્લાહ**' છે અને એ અયન (હૂબહૂ) ઝિક્ર છે.
- અને બાકી જેટલી પણ ઈબાદતો છે તે તમામ ઝિક્રની તાકીદના માટે છે.
- જો થોડું ચિંતન–મનન કરે તો તત્કાલ આ સમસ્યા હલ થઈ જાય છે. કારણ કે :
  - નમાઝ કેટલીક હાલતોમાં જાઈઝ નથી.
  - હજ ખાસ સંજોગોમાં ફર્ઝ છે.

□ પરંતુ ઝિક્રના વિષે ઈરશાદ થાય છે :

يَذْكُرُوْنَ اللّٰهَ قِيٰماً وَّقُعُوْداً وَّعَلٰى جُنُوْبِهِمْ ط
(سورۂ آل عمران:۱۹۱)

[યાદ કરે છે અલ્લાહ તઆલાને ઊભા, બેઠા અને સૂતા
(અર્થાત્ દરેક હાલતમાં)]

□ અને બીજી આયતમાં ઈરશાદ થાય છે :

وَاذْكُرْ رَّبَّكَ فِيْ نَفْسِكَ تَضَرُّعاً وَّخِيْفَةً
وَّدُوْنَ الْجَهْرِ مِنَ الْقَوْلِ بِالْغُدُوِّ وَالْاٰصَالِ
وَلَاتَكُنْ مِّنَ الْغٰفِلِيْنَ ط (سورۂ اعراف:۲۰۵)

[અને પોતાના પરવરદિગારને દિલમાંને દિલમાં જ
આજિઝી અને ખૌફથી અને ધીમા અવાજથી,
સવાર—સાંજ યાદ કરતા રહો અને ગાફિલ ન થશો.]

□ અને ઝિકરના મુકાબલામાં ફરમાવ્યું :

فَاذْكُرُوْنِيْ اَذْكُرْكُمْ ط (سورۂ بقرہ:۱۵۲)

[તમે મને યાદ કરતા રહો, હું તમને યાદ કરતો રહીશ.]

એના કરતાં વધારે ઝિકરની ફઝીલત શી હોઈ શકે છે ? !

- ઝિકરનો સંબંધ દિલની સાથે છે અને ઝાકિર (ઝિકર કરનાર)નું દિલ ઝિકરની બરકત અને નૂરાનિયતના કારણે મા સિવા (ગયરુલ્લાહ)થી પાક થઈ જાય છે જે ઈબાદતનો અસલ મકસૂદ (હેતુ) છે.
- એટલા માટે ફરાઈઝના સિવાય મુરીદે તમામ અવરાદ અને અશગાલ પર ઝિકરને તરજીહ (પ્રાધાન્ય, અગ્રતા) આપવી જોઈએ. અને હંમેશા ઝિકરમાં મશગૂલ રહેવું જોઈએ કે જેથી બારી તઆલા ઝિકરની બરકતથી દીન અને દુનિયાના મકસૂદ (હેતુ)માં કામિયાબ કરે.

**અલ્લાહુમ્મર ઝુકના ઝિકરન બિ હક્કિ વ જાહિ સય્યિદિલ મુરસલીન. આમીન !**

□ **આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :**

હદીસ શરીફમાં ઝિકરની બેશુમાર ફઝીલતો અને બરકતો આવી છે :

- ઝાકિર દરેક વખતે આફતથી મહફૂઝ (સુરક્ષિત) છે.
- મખ્લૂકમાંથી દરેક ચીઝ તેના તા'બે હોય છે અને તેનાથી પ્રભાવિત હોય છે.
- બેશુમાર અજાઈબાતે ઈલાહી તેના પર ખુલતા રહે છે.

## હઝરત ઈમામ હુમામ અબૂલ કાસિમ કશીરી રહમતુલ્લાહિ અલયહિ અને એક જિન્નાતનો બનાવ

**હઝરત ઈમામ હુમામ અબૂલ કાસિમ કશીરી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :**

- હું હરેક પળે અને ક્ષણે ઝિકરમાં મશગૂલ રહેતો હતો.
- હફતહ (સપ્તાહ)માં એક વખત થોડુંક જીવન ટકે એટલું ખાતો હતો.
- મારી પાસે કોઈ શખ્સ હંમેશા આવતો હતો અને આવીને **'અસ્સલામુ અલયકુમ'** કહેતો હતો.

પરંતુ તે મને દેખાતો ન હતો. હું માત્ર સલામનો અવાજ સાંભળીને જવાબ આપી દેતો હતો.

- એક દિવસે જયારે **'અસ્સલામુ અલયકુમ'** કહ્યું તો મેં અરજ કરી કે :

"સારું થાય જો તું પોતાને મારા પર જાહેર કરે જેથી મને મા'લૂમ થઈ જાય કે તું કોણ છે ? "

અચાનક એક અત્યંત ખૂબસૂરત શખ્સ જાહેર થયો !

મેં પૂછયું કે : "તુ કોણ છે ? "

તેણે કહ્યું કે :

"હું મુસલમાન જિન્નાત છું. જયારે તમારા જેવા કોઈ ઝાકિર (ઝિકર કરનારા)ને જોઉં છું તો તેને દોસ્ત રાખું છું અને ઝિયારત તેમજ સલામના માટે હાજર થાઉં છું."

• તે પછી એ જિન્નાત હંમેશા મારી પાસે આવતો રહ્યો. અને મને કેટલાક કલિમાત (દુઆઓ) પણ તેણે શીખવ્યા.

• એક દિવસે મેં તેને કહ્યું કે :

"ચાલો મસ્જિદમાં જઈને બેસીએ અને થોડી વાતો કરીએ."

અમે બન્ને મસ્જિદના આખરી હિસ્સામાં જઈને બેઠા.

• થોડા સમય પછી તેણે મને કહ્યું કે :

"જે લોકો મસ્જિદમાં અત્યારે હાજર છે એમને કેવા જુઓ છો ? "

મેં કહ્યું કે :

"કેટલાક જાગતા છે અને કેટલાક સૂતેલા છે."

• તે પછી તેણે મારી આંખોને પોતાના હાથો વડે મસળી.

મેં તેને પૂછયું કે : "આ શું છે ? "

તેણે કહ્યું કે :

"તેં કુર્આન શરીફમાં નથી પઢયું કે :

وَمَنْ يَّعْشُ عَنْ ذِكْرِ الرَّحْمٰنِ نُقَيِّضْ لَهٗ شَيْطٰنًا
فَهُوَ لَهٗ قَرِيْنٌ ﴿سورۂ زخرف:۳۶﴾

<u>ભાવાર્થ</u> :

એ શયતાન છે કે, જે શખ્સ ઝિકરથી જેટલો ગાફિલ છે, એટલો જ તેના પર તે વધારે હાવી છે.

**નઊઝુ બિલ્લાહિ મિન ઝાલિક** [એનાથી અલ્લાહની પનાહ]

હઝરત ઈમામ હુમામ અબૂલ કાસિમ કસીરી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

"તે જિન હંમેશા મારી પાસે આવતો હતો.
એક દિવસે મેં સદકહનો એક લુકમો ખાધો.
તે પછી તે જિન મારી પાસે નહિ આવ્યો."

## કેટલીક ખાસ હિદાયતો

- આદતો અને ઈબાદતોમાં કિતાબ (કુર્આન શરીફ) અને સુન્નત (હદીસ શરીફ) તેમજ હનફી આલિમોની રાય પ્રમાણે અમલ કરો.
- અઝીમત પર (શરીઅતે આપેલી છૂટનો લાભ લેવા વગર ચુસ્ત) અમલ કરો.
- શરીઅતમાં અને તરીકતમાં બિદઅતથી બચો.
- જાહેરી અને ખાનગી, દરેક હાલતમાં અલ્લાહ તઆલાથી ડરતા રહો.
- ધનવાનોની મજલિસમાં જવાથી બચો.
- પોતાનો સંપૂર્ણ સમય અલ્લાહ તઆલાની અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફરમાંબરદારીથી અને ઈબાદતોથી આબાદ રાખો.

## તહજ્જુદની નમાઝની ફઝીલત

- તહજ્જુદની નમાઝ સઆદતે અબદી (અનંત સૌભાગ્ય) અને ઈફાદાતે સરમદી (અમર ફાયદાઓ)ની ચાવી છે.
- જે તહજ્જુદની નમાઝ પઢે છે તે બન્ને જહાનની સઆદત

(સૌભાગ્ય) અને ફલાહ (કલ્યાણ) મેળવે છે.

- તહજ્જુદની નમાઝ સિદ્દીકો (નેક લોકો)ની આંખોનું નૂર અને આશિકોના દિલનું સુરૂર (આનંદ) છે.

## રબીઉલ અવ્વલ મહીનાના આ'માલ

- રબીઉલ અવ્વલ મહીનાની બીજી અને બારમી તારીખે રોઝહ રાખવો જોઈએ.
- હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈન્તિકાલના દિવસે સહાબા રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન અને તાબિઈન રહમતુલ્લાહિ અલયહિમ અજમઈને આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રૂહે પાકને હદિયાની નિય્યતથી ૨૦ (વીસ) રકા'ત નમાઝ નીચે પ્રમાણે પઢી છે :
  - દરેક રકા'તમાં સૂરએ ફાતિહા બા'દ ૨૧ (એકવીસ) વખત **'કુલ્હુવલ્લાહ'** (સૂરએ 'ઈખ્લાસ') પઢી છે.
  - અને તે પછી સલાતો સલામ મોકલ્યા છે.

[મલફૂઝાત સમાપ્ત]

# 7 બીમારી અને વફાત

## હઝરત આખી ઝિન્દગીમાં ત્રણ વખત બીમાર થયા

હઝરતના ખાસ ખલીફા હઝરત મવલાના અહમદઅલી ધરમકોટી રહમતુલ્લાહિ અલયહિ પોતાની કિતાબ 'આયાતે કય્યૂમિયહ'માં લખે છે કે :

- હું ૩૦ (ત્રીસ) વરસ સુધી હઝરતના આસ્તાનાથી સંકળાયેલો રહ્યો.
- મોટા ભાગે સફરમાં કે ઘરે હું આપની સાથે રહેતો હતો.

• હઝરત ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પોતાની આખી ઝિન્દગીમાં ત્રણ વખત બીમાર થયા.

(એની વિગતો નીચે પ્રમાણે છે :)

## પ્રથમ બીમારી

• પહેલી વખત ૫૮ (અઠ્ઠાવન) વરસની ઉંમરે તાવ અને ખાંસીનો ઉગ્ર હુમલો થયો.
• એ બીમારી બે મહિના કરતાં વધારે સમય રહી.
• જાહેરી રીતે ઝિંદગીની કોઈ ઉમ્મીદ ન રહી.
• એ જ હાલતમાં રમઝાનુલ મુબારકનો મહિનો આવ્યો.
• આપે પહેલો રોઝહ રાખ્યો.
• રાતે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"મારા બેટા, ઈમામે અહલે મકામ ! તમારી ઉંમર વધારે છે. ગમ ન કરો. ઘણાં તાલિબો તમારા વસીલાથી ખાડામાંથી નીકળીને ઉચ્ચ સ્થાનોએ પહોંચશે."

• આ બનાવના ટૂંક સમયમાં જ બીમારી મટી ગઈ; અને આપ તંદુરસ્ત થઈ ગયા.

## બીજી બીમારી

• બીજી બીમારી ૬૫ (પાંસઠ) વરસની ઉંમરે થઈ.
• આપને આંતરડાનો દુઃખાવો (હરનિયા, એપેન્ડીક્ષ) થયો.
• પરંતુ સાતમાં દિવસે તંદુરસ્ત થઈ ગયા.

## ત્રીજી બીમારી

- વફાતથી પાંચ વરસ પહેલાં આપને દિલનો દુઃખાવો શરૂ થયો.
- કેટલાયે નિષ્ણાત અને અનુભવી હકીમો તેમજ તબીબો હાજર હતા. તેમણે આપના ઈલાજમાં કોઈ કમી બાકી ન રાખી પરંતુ બીમારીમાં કમી ન થઈ.

## વફાતના એક વરસ પહેલાં કલાનૂર તશરીફ લઈ ગયા

- વફાતના એક વરસ પહેલાં શવ્વાલ મહિનામાં આપ હઝરત શાહ બક્ષ્ન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઉર્સમાં શરીક થવા માટે કસબા કલાનૂર તશરીફ લઈ ગયા.
- ત્યાંથી બીજા મુરીદો પોત પોતાના ઘરે લઈ ગયા.

એક મુરીદે અરજ કરી કે :

"હુઝૂર ! જયાં આપ જાઓ છો, ત્યાં આપનું જવું ત્યાંના રહેનારાઓના માટે સઆદત (સૌભાગ્ય) છે અને આ ધરતીના માટે શરાફતનું નિમિત્ત છે."

એના જવાબમાં આપે ફરમાવ્યું કે :

"ફકીરને (મને) આ સયર અને સફરમાં એના સિવાય બીજી કોઈ હિકમત જણાતી નથી કે જયાં જયાં ફકીરના (મારા) ખોરાક—પાણી લખેલાં છે તે દોસ્તોની દઅવતમાં ખાય—પી લેવામાં આવે."

## પોતાનું મોત નજીક હોવાની પોતે કરેલી આગાહીઓ

[૧]

### આપના ખલીફા મુહમ્મદ શરીફ બદખ્શાનીને વિદાય વેળા આ છેલ્લી મુલાકાત હોવાનું જણાવ્યું

મૌલવી મુહમ્મદ શરીફ બદખ્શાની કેટલાયે વરસોથી આપની

ખિદમતમાં રહેતા હતા.

સુલૂકની મંઝિલો પરિપૂર્ણ કરીને ખિલાફતથી મુશર્રફ થઈને પોતાના વતન જવા લાગ્યા તો હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ નસીહત કરતા ફરમાવ્યું કે :

'આપની સાથે મારી હવે પછી ફરી પાછી મુલાકાત જણાતી નથી.'

[૨]

**મુરીદોને પત્રો લખાવીને પોતાની મોતનો ઈશારો ફરમાવ્યો**

એ જ પ્રમાણે બીજા કેટલાક મુરીદોને પત્રો લખાવ્યા કે :

"ફકીરની (મારી) ઉંમર ૭૦ (સિત્તેર) વરસની થઈ ગઈ છે.

હદીસ શરીફમાં આવ્યું છે કે :

"મારી ઉમ્મતની ઉંમર ૬૦ (સાંઠ) અને ૭૦ (સિત્તેર) વરસથી વધારે ન થશે."

[૩]

**પંદરમી શા'બાનની સવારે પોતાના મોતનો ઈશારો**

૧૫ (પંદરમી) શા'બાનની રાત ગુઝારીને સવારે મસ્જિદમાં હાજર થયા તો હાજરજનોને ફરમાવ્યું કે :

"આ ફકીરનું (મારું) નામ લવહે હયાતથી મિટાવી દેવામાં આવ્યું છે."

**<u>મોટા સાહબઝાદહ હઝરત સય્યિદ સાદિકઅલી શાહને બોલાવી જાનશીન બનાવ્યા</u>**

• ૧૭ (સત્તર)મી શા'બાને સીનામાં દર્દ ખૂબ વધી ગયું.

- મોટા સાહબઝાદહ હઝરત સય્યિદ સાદિકઅલી સાહબને કંઈક કામના માટે બહાર મોકલ્યા હતા તેમને જાણ કરવામાં આવી.
- તેઓ તત્કાલ આવ્યા અને હઝરતની ખિદમતમાં હાજર થયા.

હઝરતે ફરમાવ્યું કે :

"જાહેરી તંદુરસ્તીની હાલત આ છે કે એવું મા'લૂમ થાય છે કે જુદાઈની ઘડી નજીક આવી ગઈ છે."

હઝરતના સાહબઝાદહ આ વાત સાંભળીને ખૂબ જ ગમગીન થઈ ગયા.

હઝરતે સાહબઝાદહની પરેશાની જોઈને વહાલથી ફરમાવ્યું કે :

"અલ્લાહ તઆલાની આદત એ જ છે કે એકને પોતાની પાસે બોલાવી લે છે અને બીજાને તેની જગાએ બેસાડી દે છે.

તમને નથી ખબર કે :

- હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે દુનિયાથી તશરીફ લઈ ગયા તો આપની જગાએ હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ બેઠા.
- અને જયારે હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુ તશરીફ લઈ ગયા ત્યારે આપની જગાએ હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ બેઠા.
- અને જયારે હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ તશરીફ લઈ ગયા ત્યારે હઝરત ઉસમાનગની રદિયલ્લાહુ અન્હુ આપની જગાએ બેઠા.
- અને જયારે હઝરત ઉસમાન ગની રદિયલ્લાહુ અન્હુ તશરીફ લઈ ગયા તો હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂ આપની જગાએ બેઠા."



આ સાંભળીને હઝરત સય્યિદ સાદિક અલી સાહબ બેચેન થઈ

ગયા અને આંખોમાંથી આંસૂઓ જારી થઈ ગયા.

સાહબઝાદાએ હઝરતને ફરમાવ્યું કે :

"હું મારામાં આપની જાનશીનીની કાબિલિયત જોતો નથી."

હઝરતે ફરમાવ્યું કે :

"એવી વાતોથી તવબહ કરો !

ખબરદાર ! ખબરદાર !

મેં સર્વસ્વ તમારા પર ન્યોછાવર કરી દીધું છે અને તમારાથી કોઈ ચીઝ બાકી નથી રાખી. તમારે જોઈએ કે ફકીરના (મારા) સજજાદહ પર બેસીને આદતો અને ઈબાદતોમાં સુન્નતની પૈરવી કરો કે મહબૂબિયતનો મકામ એનાથી જ મળે છે. અને દુનિયાવાળાઓ અને મનેચ્છાવાળાઓ તથા વાસનાવાળા લોકોથી મુખ ફેરવીને અલ્લાહ તઆલાની તરફ મુતવજ્જિહ (ધ્યાનિત) રહો. અને એને જ પોતાનો મદદગાર સમજો.

મેં હક તઆલા સુબ્હાનહૂથી આ દુઆ કરી છે કે :

"જે લોકો તમારો દામન પકડી લે તે હંમેશા મકબૂલ અને મસરૂર (આનંદી) રહે."

## આપને પોતાની જગાએ ઈમામ પણ નિયુક્ત ફરમાવ્યા

- તકલીફ વધી ગઈ ત્યારે આપે મોટા સાહબઝાદહ સય્યિદ સાદિકઅલી શાહ સાહબને ઈમામ મુકર્રર કર્યા.
- તકલીફની હાલતમાં પણ મસ્જિદમાં તશરીફ લાવતા અને સાહબઝાદહની ઈમામતમાં બાજમાઅત નમાઝ અદા ફરમાવતા.

## રમઝાન શરીફ, તરાવીહ, કુરઆનખ્વાની, ઈદની નમાઝ

- રમઝાન શરીફમાં સખત તકલીફની હાલતમાં પણ તરાવીહની

નમાઝ ઊભા રહીને અદા ફરમાવી.

- દર વરસની જેમ આ રમઝાન શરીફમાં પણ તરાવીહમાં બે કુર્આન શરીફ ખતમ થયા.
- તકલીફની હાલતમાં પણ ઈદની નમાઝ ઈદગાહમાં પઢી.
- ઈદની નમાઝ બા'દ ઘરમાં તશરીફ લઈ ગયા બા'દ બહાર આવી શકયા નહિ.
- તકલીફ વધારે થતી ત્યારે વારંવાર આ આયત શરીફ પઢતા :

مَنْ ذَاالَّذِیْ یَشْفَعُ عِنْدَهٗ اِلَّا بِاِذْنِهٖ ط (سورۂ بقرہ:۲۵۵)

## દીવો હોલવાતા પહેલાં વધારે તેઝ પ્રકાશે છે

વફાતના બે દિવસ પહેલાં હઝરતની તબીઅતમાં કંઈક સુધારો થઈ ગયો.

કેટલાક ખાસ મુરીદોએ હઝરતને અરજ કરી કે :

"ઘણાં લોકો હઝરતની કદમ બોસી (ચરણ સ્પર્શ) માટે મુશ્તાક (આતૂર) છે. અગર હુઝૂર થોડા સમયના માટે ઘરની બહાર તશરીફ લાવે તો તેમને સંતોષ થશે."

હઝરત અકદસે ફરમાવ્યું કે :

"ઈન્શા અલ્લાહ પરમ દિવસે બહાર આવીશ ! "

## એ કિયામતખેઝ સવાર

એ પરમ દિવસની સવાર એક કિયામતખેઝ સવાર હતી જેમાં આ આફતાબે હિદાયત જાહેરી દુનિયાથી છુપાઈ ગયો અને આપનો જનાઝો ઘરમાંથી બહાર આવ્યો !

## વુઝૂ અને નમાઝની પાબંદી

ઈન્તિકાલના દિવસે અસરની નમાઝ સુધી આપે તમામ નમાઝો, નમાઝના નક્કી થયેલાં સમયો પર અદા ફરમાવી.

દરેક નમાઝ વખતે વુઝૂ ફરમાવતા રહ્યા.

## મોટા સાહબઝાદહને બોલાવ્યા

- તે દિવસે અસરની નમાઝથી ફારિગ થઈને આપ મુસલ્લા પર કિબ્લહ તરફ મુખ કરીને તશરીફ ફરમા હતા.
- આપે હઝરત મખ્દૂમે આ'લમ, ફરઝંદે આ'ઝમને રૂબરૂ બોલાવ્યા.
- તજદીદે બયઅત કરી (ફરીથી બયઅત કર્યા) અને આપને તલકીનની ઈજાઝત (ખિલાફત) બખ્શી અને ફરમાવ્યું કે :
  "ફકીર તમારી તવબહનો ગવાહ છે. અને તમે મારી તવબહના ગવાહ રહેજો."
- તે પછી કંઈક વસિયત ફરમાવી.

## બીજા બે શખ્સોને ઈજાઝત (ખિલાફત) આપી

તે પછી હઝરત અકદસે નીચે પ્રમાણે બે શખ્સોને બોલાવીને ઈજાઝત (ખિલાફત) અર્પણ કરી.

(૧) આપના પીર સાહબ હઝરત સય્યિદ હુસયનઅલી શાહ સાહબ રહિમહુલ્લાહુના સાહબઝાદહ હઝરત સય્યિદ ફરીદુદ્દીન સાહબને

(૨) નિષ્ણાત અને અનુભવી હકીમ સય્યિદ અહમદઅલી શાહ સાહબે

## છેલ્લો મુરાકબહ

ઉપર લખેલા બે ખાસ મુરીદોને ખિલાફત આપ્યા બા'દ હઝરત અકદસે બુલંદ (ઊંચા) અવાજે આ આયત શરીફ પઢી :

مَا نَنۡسَخۡ مِنۡ اٰيَةٍ اَوۡ نُنۡسِهَا نَاۡتِ بِخَيۡرٍ مِّنۡهَاۤ اَوۡ مِثۡلِهَا ط

اَلَمْ تَعْلَمْ اَنَّ اللّٰهَ عَلٰی كُلِّ شَیْءٍ قَدِیْرٌ ط (سورۂ بقرۃ:۱۰۶)

**ભાવાર્થ :**

તે પછી મુરાકિબ થઈને અલ્લાહ તઆલાના તરફ મુતવજ્જિહ (ધ્યાનિત) થઈ ગયા.

એ વખતે ખાસ મુઅતકિદ લોકો હાજર હતા.

## હિદાયતનો સૂરજ અસ્ત થઈ ગયો !

- એ જુમેરાતનો દિવસ હતો.
- ૧૩, શવ્વાલ, હિજરીસન ૧૨૮૨ મુતાબિક ૬, માર્ચ, ઈસ્વીસન ૧૮૬૬ નો સૂરજ હજુ પૂરો અસ્ત ન થયો હતો ત્યારે આ હિદાયતનો સૂરજ અસ્ત થઈ ગયો !

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- કુહરામ (હાહાકાર) મચી ગયો.
- કોઈને પોતાના હોશ ન હતા.
- આપે ફરમાવ્યું હતું કે હું ત્રીજા દિવસે બહાર આવીશ.
- જુમ્અહની સવારે આપનો જનાઝો ઘરમાંથી બહાર આવ્યો.

## દફન

- હઝારોની મેદની જમા થઈ ગઈ.
- દરેકની આરઝૂ હતી કે તે જનાઝહને કાંધો આપે.
- એટલે જનાઝહની સાથે લાંબા લાંબા વાસ (બાંબૂ) બાંધવામાં આવ્યા.
- ઈદગાહના મેદાનની બહાર જનાઝહની નમાઝ અદા કરવામાં આવી.
- તે પછી મસ્જિદના ચોગાનમાં, હુજરા શરીફમાં દફન કરવામાં આવ્યા.

## તારીખે વફાત

હઝરત અકદસની તારીખે વફાત ઘણી લખવામાં આવી છે જેમાંથી એક આ છે જેના અદદ ૧૨૮૨ (બારસો બિયાંસી) થાય છે :

اَلَآ اِنَّ اَوْلِيَآءَ (اللّٰهِ) مابعد
لَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ط

## નઝરે અકીદત (કાવ્ય)

### રચયતા

**હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ**

ઈમામ અલી હય હબીબે ખુદાએ જલ્લો અલા,
રફીકે ઉમ્મતે અહમદ હબીબે હબીબે ખુદા.
ઉન્હોંકી ઝાત હય આયાતે બય્યિનાતે કદીર,
મુકિર હંય ઉન્કે કમાલાત કે સબ અહલે બસીર.
નિગાહ જિસપે પડી ઉન્કી હો ગયા વલ્લાહ,
વલીએ અહમદે મુખ્તાર વાસિલ બિલ્લાહ.
ખઝાન્ચી ખઝાનએ રસૂલે પાક હંય વોહ,
કસીમે રહમતો નૂરે રસૂલે પાક હંય વોહ.
તસર્રુફાત અજીબો ગરીબ મકશૂફાત,
ખુદાને ખૂબ ઈનાયત કિએ થે ઈન્આમાત.
ફઝલ ખુદાકા થા ઉન્કી દુઆસે લિપટા હુઆ,
ગઝબ ખુદાકા થા ઉન્કે ગઝબસે ચિપટા હુઆ.
દુઆ કી જિસકે લિએ વોહ હૂઈ ઝુરૂર કુબૂલ,
જો મુદુઆ થા કિસીકા હુવા ઝુરૂર હુસૂલ.

કરમ નબીકા, ઈનાયત ખુદાકી ઉન પર થી,
નિગાહ બડોંકી થી, હકકી નિગાહ જિન પર થી.
તસર્રુફાતો કરામાત ઉન્સે ઈતને હૂએ,
ખુદાકો ઈલ્મ હય કયા જાને બંદા કિતને હૂએ.
જનાબ સય્યિદેવાલાકે કફશદારોસે,
ખુદાને મુર્દે જિલાએ બહુત ઈશારોસે.
હસબ–નસબ હય ઉન્હોંકા નબીસે મિલતા હુઆ,
મિસાલે મુઅજિઝહ ઉન્કા કમાલ મિલતા હુઆ.
મકામે કાલસે તાલિબ બનાએ અહલે હાલ,
મકામે કુફરે તરીકતમેં લાકે અહલે હાલ.
મગર ઝબાનસે ન બોલે ખિલાફે શર્અ મુદામ,
મિસાલે હઝરતે મન્સૂર બાયઝીદ કલામ.
બયક નિગાહ મકામે ફનામેં લાતે થે,
બયક નિગાહ મકામે બકામેં લાતે થે.
કમાલ કાદિરે મુત્લકને યહ કિયા થા અતા,
ઈમામ અલીકો જો સય્યિદ હંય ઔર હબીબે ખુદા.
ઉન્હોંકે પાસસે દૂરી ન ચાહતે અન્આમ,
ઉન્હોંકે ફયઝસે મુર્દે ઉમ્મીદ રખતે તમામ.
ખુદાને ફયઝકા મર્કઝ ઉન્હેં બનાયા થા,
બનાકે ફયઝકા દરિયા ઉન્હોંને બહાયા થા.
હઝારો દિલ હૂએ રોશન, સદકહ મુકર્રબે હક,
બયક તવજ્જુહ ઈનાયતે ઈમામ અલીય્યુલ્ હક.
ઈમામ અલી હય, અલી ઔર ફાતિમાકી નસલ,
ઈમામ હુસયનો હસન, ઝયનુલ આબિદીનકી નસલ.

ઉન્હોંકા ખાસહ હય બખ્શિશો અતાઓ કરમ,
ઉન્હોંકે રહમો સખાકા ગવાહ હય દયરો હરમ.

લિખે કયા હઝરતે સય્યિદકી મન્કબત ઈન્સાન,
નિદા યહ આતી હય ખામોશ શવ ઝઈફ બયાન.

ખુદા પે છોળ દે અય બુલફુઝૂલ અપના ખ્યાલ,
ખુદા હી જાને, ખુદાકા રસૂલ ઉન્કા કમાલ.

ઈસી લિએ હય દુઆ હકસે યહ'**હિદાયત**કી,
નસીબ હો ઈસે નેઅમત વહાં શફાઅતકી.

# 8 સાહબઝાદાઓ, મુરીદો, ખલીફાઓ

## હઝરતના સાહબઝાદાઓ

- હઝરત અકદસ રહમતુલ્લાહિ અલયહિના ત્રણ સાહબઝાદાઓ હતા.
- ત્રીજા નંબરના સાહબઝાદાનો નાની વયમાં જ ઈન્તિકાલ થઈ ગયો હતો.
- બાકીના બે સાહબઝાદાઓના નામો નીચે પ્રમાણે છે :

### [૧] હઝરતના સૌથી મોટા સાહબઝાદહ અને ખલીફા તથા જાનશીન

હઝરત મૌલાના સય્યિદ સાદિક અલી શાહ રહમતુલ્લાહિ અલયહિનું હવે પછી પાંચમાં વિભાગમાં ઈન્શા અલ્લાહ વિસ્તૃત જીવનચરિત્ર લખવામાં આવશે.

### [૨] હઝરત મીર લુત્ફુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ

- હઝરતના ઈન્તિકાલ વખતે આપ ઘણી નાની ઉંમરના હતા.
- મિરઝા મુહમ્મદ નવાબખાન સાહબ આપના નાના થતા હતા.

- આપે પ્રાથમિક શિક્ષણ મકાન શરીફમાં મેળવ્યું.
- તે પછી દિલ્હી જઈને હદીસ, ફિકહ વગેરે ઉલૂમથી કાયદેસર તા'લીમ હાસિલ કરી.
- તે પછી ઉલૂમે બાતિની (રૂહાની ઈલ્મ) વિવિધ બાકમાલ બુઝુર્ગોથી મેળવ્યો.
- આપના ઝમાનામાં, આપના જેવો બાકમાલ, બે નફસ, બે રિયા શયખ બીજો કોઈ નઝર નથી આવતો.
- આવા જાહેરી અને બાતિની કમાલાતવાળા હોવા છતાં આપ ખૂબ જ વિનમ્ર અને સહિષ્ણુ સ્વભાવના હતા.

આપના ચાર ફરઝંદો થયા :

[૧] મુહમ્મદ ઈબ્રાહીમ [૨] મુહમ્મદ દાઊદ
[૩] મુહમ્મદ ઈમ્દાદઅલી [૪] મુહમ્મદ ઉબયદુલ્લાહ

## હઝરતના મુરીદો

- હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના લાખો મુરીદો હતા.
- આપની ખિદમત શરીફમાં તુર્કસ્તાન, ચીન, કાબુલ અને બીજા અનેક દેશોમાંથી તાલિબો અહીં આવીને ફયઝયાબ થઈને ગયા. અને પોતાના વતનમાં જઈને નૂરે બાતિનનો ફેલાવો કર્યો.
- મોટા મોટા આલિમો અને ફાઝિલોએ આપની ખિદમતમાં હાજર થઈ નૂરે બાતિન હાસિલ કર્યો.

## હઝરતના ખલીફાઓની યાદી

- હઝરત સય્યિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓની ચોક્કસ સંખ્યા જાણી શકાય નથી.

• એક ફારસી ભાષામાં લખેલી કિતાબ :

**'મકતૂબાતે કુતુબે રબ્બાની હઝરત સય્યિદિના ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ વ ઈજાઝત નામાજાતજે લાહોર** (પાકિસ્તાન)થી ઈસ્વીસન ૧૯૪૦ માં પ્રગટ થઈ હતી તેમાં :

હઝરત સય્યિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના

• ૩૧ (એકત્રીસ) ફારસીમાં લખેલા મકતૂબાત શરીફ (મુબારક પત્રો) અને

• આપ રહિમહુલ્લાહુએ પોતાના ખલીફાઓને ફારસી ભાષામાં લખીને આપેલા ૨૩ (ત્રેવીસ) મુબારક ઈજાઝત (ખિલાફત) નામાઓ છે.

• મજકૂર ૨૩ (ત્રેવીસ) ઈજાઝત (ખિલાફત) નામાઓ, જે ખલીફાઓના મુબારક નામે લખેલા છે, તે મુબારક નામો, મજકૂર કિતાબના ક્રમ અનુસાર નીચે પ્રમાણે છે :

(૦૧)સાહબઝાદહ હઝરત સય્યિદ સાદિકઅલી શાહ સાહબ (રહ.)
(૦૨)સાહબઝાદહ હઝરત સય્યિદ ફરીદુદ્દીન સાહબ રહિમહુલ્લાહ
(૦૩)હઝરત મૌલવી મુહમ્મદ આ'ઝમ સાહબ ટોન્કી રહિમહુલ્લાહ
(૦૪)હઝરત સય્યિદ બહાદુરઅલી શાહ સાહબ રહિમહુલ્લાહ
(૦૫)હઝરત મિયાં ખુદાબખ્શ સાહબ રહમતુલ્લાહિ અલયહિ
(૦૬)હઝરત મિયાં અતા મુહમ્મદ સાહબ વહમરાઈવાલે (રહ.)
(૦૭)હઝરત મિયાં મુહમ્મદ મઝહર જમાલ સાહબ રહિમહુલ્લાહ
(૦૮)હઝરત મૌલવી અહમદઅલી શાહ સાહબ હકીમ ઘરમકોટી રહમતુલ્લાહિ અલયહિ
(૦૯)હઝરત મૌલવી મુહમ્મદ મસઊદ સાહબ દહેલવી રહિમહુલ્લાહ
(૧૦)હઝરત મિયાં શેર મુહમ્મદખાન કાબુલી સુમ્મ કાલવી (રહ.)
(૧૧)હઝરત હાફિઝ બઢા સાહબ રહમતુલ્લાહિ અલયહિ
(૧૨)હઝરત મિયાં અહમદ જાન સાહબ દહેલવી રહિમહુલ્લાહ

(૧૩)હઝરત મૌલવી મુહમ્મદ શરીફ સાહબ બદખ્શાની રહિમહુલ્લાહ
(૧૪)હઝરત મૌલવી નૂર અહમદ સાહબ તખ્ત હઝારવી સુમ્મ ચન્યૂટી રહમતુલ્લાહિ અલયહિ
(૧૫)હઝરત સય્યિદ મહતાબ શાહ સાહબ તંબૂવાલે રહિમહુલ્લાહ
(૧૬)હઝરત મૌલવી રુસુલ બાબા સાહબ રહમતુલ્લાહિ અલયહિ
(૧૭)હઝરત સય્યિદ નિઝામ શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ
(૧૮)હઝરત હાફિઝ શરફુદીન ખૂશાબવાલા સાહબ રહિમહુલ્લાહ
(૧૯)હઝરત મિયાં સાહિબ મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિ
(૨૦)હઝરત હાજી અબ્દુલ્લાહ ફતેહગઢી સાહબ રહિમહુલ્લાહ
(૨૧)હઝરત મિયાં મુહમ્મદ અબ્દુલ્લાહ મુરાદવી સાહબ (રહ.)
(૨૨)હઝરત મિયાં શાહ મુહમ્મદ જોગરવાલિયા સાહબ (રહ.)
(૨૩)હઝરત શેર મુહમ્મદ ખાન વલદે મુહમ્મદ સમન્દખાન કાબુલી ઉર્ફે સુલયમાન ખેલ સાહબ રહમતુલ્લાહિ અલયહિ

## ઉપર લખેલા ૨૩ (ત્રેવીસ) મહાન ખલીફાઓમાંથી કેટલાકનો આછો પરિચય

### [૧] સાહબઝાદહ હઝરત સય્યિદ સાદિકઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ

પાંચમાં વિભાગમાં ઈન્શાઅલ્લાહ આપનું વિસ્તૃત જીવનચરિત્ર લખવમાં આવશે.

### [૨] સાહબઝાદહ હઝરત સય્યિદ ફરીદુદ્દીન સાહબ (રહ.)

આપ હઝરત સય્યિદ હુસયન અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હતા.

બીજા, ત્રીજા અને ચોથા વિભામાં આપના ઘણાં બનાવો

આવી ગયા છે.

## [૮] હઝરત મૌલવી અહમદઅલી શાહ સાહબ હકીમ ધરમકોટી રહમતુલ્લાહિ અલયહિ

- હઝરત સય્યિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ઈન્તિકાલથી થોડા સમય પહેલાં, આપને પોતાના હુજરામાં બોલાવીને બયઅત કરવાનો બનાવ અગાઉ આવી ગયો છે.
- આપ ૩૦ (ત્રીસ) વરસ હઝરતની ખિદમતમાં રહ્યા હતા.
- આપ ખૂબ જ નિષ્ણાત અને અનુભવી હકીમ હતા.
- આપે '**આયાતે કય્યૂમિયહ**'નામથી હઝરતનું જીવનચરિત્ર લખ્યું હતું.

## [૯] હઝરત મૌલવી મુહમ્મદ મસઊદ સાહબ દહેલવી (રહ.)

'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં આપ રહમતુલ્લાહિ અલયહિની અને આપના મહાન ખલીફા હઝરત મૌલવી રુકનુદ્દીન સાહબ અલવરી રહમતુલ્લાહિ અલયહિની ઘણી પ્રશંસા કરેલી છે.

ઈન્શા અલ્લાહ મજકૂર બન્ને બુઝુર્ગોના ટૂંકા જીવનચરિત્રો હવે પછી, ઈન્શા અલ્લાહ નવમાં પ્રકરણમાં લખવામાં આવશે.

## [૧૦] હઝરત મિયાં શેર મુહમ્મદ ખાન કાબુલી સુમ્મ કાલવી સાહબ રહમતુલ્લાહિ અલયહિ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી રહમતુલ્લાહિ અલયહિના આપ દાદાપીર હતા.

ઈન્શા અલ્લાહ છઠ્ઠા વિભાગમાં આપ રહમતુલ્લાહિ અલયહિનું વિસ્તૃત જીવનચરિત્ર લખવામાં આવશે.

# ૭ હઝરત મૌલાના મુફતી શાહ મુહમ્મદ મસઊદ સાહબ દહેલવી રહમતુલ્લાહિ અલયહિનું ટૂંકુ જીવનચરિત્ર

## નામ, લકબ અને નસબ

- આપનું મુબારક નામ રહીમ બખ્શ હતું.
- આપનો લકબ મુહમ્મદ મસઊદ હતો.

આ લકબ એટલો મશહૂર થયો કે આપને એ જ લકબથી યાદ કરવામાં આવે છે.

- આપના મુહતરમ વાલિદ સાહબનું નામ ઈલાહી બખ્શ હતું.
- આપના નસબની સાંકળ કેટલાક વાસ્તાઓથી હઝરત શયખ જલાલુદ્દીન થાનેસરી રહમતુલ્લાહિ અલયહિથી મળે છે. તેઓ જાહેરી અને બાતિની ઉલૂમના નિષ્ણાત મુદર્રિસ, મુફતી અને મુહક્કિક હતા. તેઓ હઝરત શયખ અબ્દુલ કુદ્દૂસ ગંગોહી રહમતુલ્લાહિ અલયહિના મહાન ખલીફા હતા.

## જન્મ, શિક્ષણ અને સુલૂક

- આપ હિજરીસન ૧૨૫૦ મુતાબિક ઈસ્વીસન ૧૮૩૪ માં દિલ્હીમાં પૈદા થયા.
- માત્ર ૨૨ (બાવીસ) વરસની ઉંમરે જાહેરી ઈલ્મથી ફારિગ થઈને આલિમ, ફાઝિલ થઈ ગયા.
- માતા–પિતાના ઈન્તિકાલ બા'દ રોઝીની તલાશમાં પંજાબ તશરીફ લઈ ગયા.
- અહીં નકશબંદી, મુજદ્દિદી સિલસિલાના મહાન ખલીફા, મુજદ્દિદે સદી હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ

અલયહિથી બયઅત થયા અને આપની ખિદમતમાં એક વરસ રહીને ખિલાફતથી મુશર્રફ થયા.

- આપે પીર સાહેબના સાહબઝાદાઓને હદીસ શરીફની તા'લીમ પણ આપી.
- તે પછી આપ દિલ્હી તશરીફ લાવ્યા અને અહીં જાહેરી અને બાતિની ફૈઝ પહોંચાડયો.
- ઉર્દૂ કવિતામાં લખેલો આપનો મુબારક શજરહ નીચે પ્રમાણે છે :

## શજરએ તય્યિબહ

કુછ નહીં સરમાયા હૈ રોઝે જઝાકે વાસ્તે,
હાથ ઉઠાતે શર્મ આતી હૈ દુઆકે વાસ્તે;
દર પે આયા હૂઁ ખુદા અફ્વ વ અતાકે વાસ્તે.

બારે ઈસ્યાઁ દોશ પર ઔર દિલમેં હૈ હિરસો હવા,
કીના વ બુખ્લ વ રિયામેં હૂઁ સરાસર મુબ્તલા.
દર ગુઝર કર મુઝસે ખત્મુલ અમ્બિયાકે વાસ્તે.

રાત-દિન ચેહ હુબ્બે દુન્યા હૈ મેરે જીકા વબાલ,
મેરી કશ્તીકો ઈલાહી બહરે ઈસ્યાઁસે નિકાલ;
હઝરતે સિદ્દીકે અકબર બા સફાકે વાસ્તે.

શિર્ક વ બિદઅત ઔર ઝલાલતસે ઈલાહી દૂર રખ,
નૂરે ઈમાનસે ખુદાયા દિલ મેરા મા'મૂર રખ;
હઝરતે સલમાન સહાબી મુસ્તફાકે વાસ્તે.

સબ્ર વ શુકર વ સિદ્દક પર સાબિત કદમ રખના મુઝે,
ઔર તૌફીકે હયા વ હિલ્મ ભી દેના મુઝે;
હઝરતે કાસિમ ઈમામુલ અત્કિયાકે વાસ્તે.

નફસ વ શયતાન રાહઝન હૈ ઔર બુરે સબ અપને કામ,
રખ મુઝે મહફૂઝ ઈન સબસે ખુદાવન્દા મદામ;
હઝરતે જઅફર ઈમામે ઔલિયાકે વાસ્તે.

કૂએ ઈસ્યાંમેં ઈલાહી ખાક છાની દર બ દર,
બાઝ રખ અબ ઈસસે યા રબ મુઝકો ઔર રુસ્વા ન કર;
બા યઝીદે કુત્બે આલમ મુકતદાકે વાસ્તે.

રંજ વ ગમમેં મુબ્તલા હૂઁ કયા કહૂઁ મૈં અપના હાલ,
ઈસ મુસીબતસે ખુદાયા તૂ મુઝે જલદી નિકાલ;
બૂલ હસન ખિરકાની શાહે અસફિયાકે વાસ્તે.

તેરી રહમતકે સિવા યા રબ નહીં હાજત મુઝે,
કર ઈનાયત યા ઈલાહી દીનકી ઈઝઝત મુઝે;
બૂ અલી ફારમદી ફૈઝે ખુદાકે વાસ્તે.

માલો દવલત ઐશો ઈશરતકા ન સામાઁ ચાહિએ,
મુઝ ગરીબ બે નવાકો નૂરે ઈમાઁ ચાહિએ;
યૂસુફે હમદાની શૈખે અવલિયાકે વાસ્તે.

કૈસી દવલત કૈસી હશમત ઔર કહાઁકા જાહોમાલ,
તાલિબે દીદાર હૂઁ તેરા હી રબ્બે ઝુલ જલાલ;
અબ્દે ખાલિક ગઝદવાની રહનુમાકે વાસ્તે.

અપની નારે ઈશ્કસે કર દે મેરે દિલકો કબાબ,
તા ન યાયદ જુઝ વિસાલે તૂ દિલમ રા સબ્રો તાબ;
ખ્વાજા આરિફ રેવગર મહવે ખુદાકે વાસ્તે.

હર ઘડી, હર વકત, હર લહઝહ તેરા મજનૂન હૂઁ,
યહ દુઆ મકબૂલ હો, યા રબ તેરા મફતૂર હૂઁ;
ફગનવી મહમૂદ અંજીરો અતાકે વાસ્તે.

ઈશ્કે અહમદકા ઈલાહી હો મેરે દિલકો સુરૂર,
ઔર નઝર આવે મુઝે હર ચીઝમેં તેરા ઝુહૂર;
શાહ અલી રામીતની ખૈરુલ વરાકે વાસ્તે.

કર દે ફાની ઈસ કદર ઈશ્કે મુહમ્મદમેં મુઝે,
મૌત આ જાએ ખ્યાલે શકલે અહમદમેં મુઝે;
ખ્વાજા બાબા સમાસી મુકતદાકે વાસ્તે.

નામએ આ'માલ હૈ મેરા ગુનાહોંસે સિયાહ,
ઝ આબે રહમત કુન સુફેદશ અય રહીમ વ અય ઈલાહ.
ખ્વાજા સય્યિદ કુલાલે દિલ રુબાકે વાસ્તે.

રાત-દિન યહ ઈલ્તિજા હૈ ઈસ દિલે ગમનાકકી,
દે મુઝે અપની મુહબ્બત ઔર શહે લવલાકકી;
શાહ બહાઉદ્દીન શયખે અવલિયાકે વાસ્તે.

હર ખતાએ દીનો દુન્યાસે મુઝે મહફૂઝ રખ,
દૌલતે ઈમાનસે યા રબ દિલ મેરા મહઝૂઝ રખ;
ખ્વાજા યા'કૂબ ચરખી વ લિકાકે વાસ્તે.

યહ તમન્ના ઔર ખ્વાહિશ હૈ મેરી સુબ્હો મસા,
જામે વહદત દે પિલા ઔર ગૈરકો દિલસે ભુલા;
શાહ ઉબૈદુલ્લાહ ઝિલ મજદુ અલાકે વાસ્તે.

આરઝૂ હૈ તો યહી હૈ ઔર યહી હૈ ઈલ્તિજા,
ઈશ્ક દે અપના ઈલાહી ઔર અપના લે બના;
ખ્વાજા ઝાહિદ વલી વ પારસાકે વાસ્તે.

દીને અહમદ પર ખુદાયા મૈં રહૂઁ સાબિત કદમ,
ઈસ કદર મુઝ બેનવા પર હો તેરા ફઝલો કરમ;
હઝરતે દુરવેશ ખ્વાજા બે રિયાકે વાસ્તે.

મત્લએ ખુરશીદે રહમત મુઝ પે ચમકા દે ઝરા,
યા'ની દેખૂઁ રોઝએ અકદસ શહે હર દો સરા;
ખ્વાજા અમકંગી શહે અહલે રઝાકે વાસ્તે.

જલ્દ વહ દિન હો, તવાફે કઅબહ જો હાસિલ કરૂં,
ઔર રસૂલે કિબ્રિયાકે દરકા મૈં સાઈલ રહૂઁ;
બાકી બિલ્લાહ મુક્તદાએ અત્કિયાકે વાસ્તે.

યા ઈલાહી મુઝકો પહૂઁચા દે મદીનહ પાકમે,
ખાક હો કર જા પડૂઁ કૂએ શહે લવલાકમે;
ઉસ મુજદ્દિદ શયખ અહમદ મુક્તદાકે વાસ્તે.

દે વહ બીનાઈ કે જિસસે મૈં તેરા દેખૂઁ જમાલ,
દિલ વહ દે કે જિસમે ગુઝરે રૂએ અહમદકા ખ્યાલ;
ખ્વાજએ મા'સૂમ બા હિલ્મો હયાકે વાસ્તે.

કર ગરીબે ખસ્તહ પર લુત્ફો ઈનાયતકી નઝર,
યાદમે યા રબ તેરી કાઈમ રહૂઁ શામો સહર;
ખ્વાજા અબ્દુલ અહદ કુત્બુલ વરાકે વાસ્તે.

જબ દુન્યાએ દનીને કર દિયા મુજકો તબાહ,
દૂર રખ ઈસસે ખુદાયા ઔર અતા કર અપની જાહ;
શાહ હનીફ મુક્તદાએ અસફિયાકે વાસ્તે.

દિન કિયામતકે ઈલાહી આબરૂ રખ લિજિયો,
ગર્કે દર્યાએમ આસી હૂઁ, ઈનાયત કીજિયો;
શાહ મુહમ્મદ રાઝદાં સિર્રે ખુદાકે વાસ્તે.

કયા કહૂઁ ગફલતકી હે દિલ પર ઘટા છાઈ હૂઈ,
રહમ કર યા રબ લબો પર જાન હે આઈ હૂઈ;
શાહ મુહમ્મદ મઝહરી પીરે હુદાકે વાસ્તે.

દોનોં આલમમેં નહીં તેરે સિવા મુશ્કિલ કુશા,
રહમકી મુઝ પર નઝર કર બખ્શ દે મેરી ખતા;
હઝરતે ખ્વાજા ઝમાં મહવે રઝાકે વાસ્તે.

દીનો દુન્યાકી સઆદત કર મુઝે યા રબ અતા,
નખ્લે ઉમ્મીદ આબે રહમતસે રહે ફૂલા ફલા;
હાજી અહમદ મુત્તકી બા ઈત્તિકાકે વાસ્તે.

હૂઁ ગુનહગાર વ ખતાવાર અય મેરે પરવરદિગાર,
કશ્તીયે તૂફાનીમ રા કુન ઝ દર્યા બર કિનાર;
ખ્વાજા હાજી શહ હુસૈન બા ખુદાકે વાસ્તે.

સખ્ત હૈરાઁ હૂઁ અજલ મુશ્કિલ મુઝે આ કર પડી,
તૂ કરે રહમત તો ફિર આસાઁ હોવે હર કડી;
શહ ઈમામ બા અલી નૂરુલ હુદાકે વાસ્તે.

દૌલતે ઈમાન તેરી દરગાહસે હોવે અતા,
ખાતિમહ બિલ ખૈર હોવે બસ મેરા જબ યા ખુદા;
ખ્વાજા મસઊદ શાહે દો સરાકે વાસ્તે.

['સુલૂકે મસઊદી' કલમી, સફા : ૧૭૯ થી ૧૮૪]
બ હવાલા : 'તઝકિરહ મઝહરે મસઊદ' પા. : ૫૩૩ થી ૫૩૬
લેખક : પ્રોફેસર ડોકટર મુહમ્મદ મસઊદ અહમદ સાહબ]

## હદીસ શરીફનો સિલસિલો

હઝરત મુફતી મુહમ્મદ મસઊદ સાહબનો સિલસિલએ હદીસ ફકત ત્રણ વાસ્તાથી હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિસે દહેલવી રહમતુલ્લાહિ અલયહિથી મળે છે.

## તબ્લીગ અને ઈરશાદ

- મકાન શરીફ (રત્ર–છત્ર)થી દિલ્હી આવી આપે અહીં ઈલ્મી અને રૂહાની ફયઝ ચાલુ કર્યો.
- દૂર દૂરથી લોકો ફયઝ મેળવવા માટે આવતા હતા.
- આલિમ અને આમી, હાકિમ અને મહકૂમ, ફકીર અને ગની બધાં જ આવતા હતા અને કોઈ પણ જાતના ભેદભાવ વગર ફયઝ હાસિલ કરતા હતા.
- આખરી શ્વાસ સુધી ફયઝનો આ સિલસિલો સતત ચાલુ રહ્યો અને વફાત બા'દ પણ ચાલુ છે.

## ઈમામત અને ખિતાબત

- હઝરત મુફતી સાહબના સસરા હઝરત મૌલાના મુફતી હયદર શાહ રહમતુલ્લાહિ અલયહિ આખરી મોગલ બાદશાહ બહાદુરશાહ ઝફરની હુકૂમતના સમયથી મસ્જિદે જામિઅ, ફતહપૂરી, દિલ્હીમાં શાહી ઈમામ હતા.
- આપના પછી આપના સાહબઝાદહ (અર્થાત્ હઝરત મુફતી સાહબના સાળા) હઝરત મૌલાના મુફતી મુહમ્મદ મુસ્તફા રહમતુલ્લાહિ અલયહિ મજકૂર મસ્જિદના શાહી ઈમામ બન્યા.
- ઈસ્વીસન ૧૮૫૭ ના બળવામાં, આપ શહીદ થઈ ગયા હોવાની સંભાવના છે.
- હઝરત મુફતી સાહબ એ જ અરસામાં મકાન શરીફ (રત્ર–છત્ર)થી દિલ્હી તશરીફ લાવ્યા અને નસબી તઅલ્લુક અને સંપૂર્ણ યોગ્યતાના કારણે ઈમામત અને ખિતાબત (શાહી ઈમામ)નો હોદ્દો આપને સોંપવામાં આવ્યો. એ હોદ્દો આપે ઝિંદગીના અંત સુધી બરાબર નિભાવ્યો અને શોભાવ્યો.
- ત્યારથી આજ સુધી મજકૂર મસ્જિદના શાહી ઈમામના મહાન હોદ્દાની જવાબદારી આપના વંશમાં જ ચાલી આવે છે.

- હઝરત મુફતી સાહબ રહમતુલ્લાહિ અલયહિના મહાન પૌત્ર હઝરત મુફતી મઝહરુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હઝરત મુફતી ડોકટર મુહમ્મદ મુકર્રમ સાહબ દામત બરકાતુહુમ હાલ મજકૂર મસ્જિદના શાહી ઈમામ છે.
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ, નકશબંદી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની મશહૂર કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં હઝરત મુફતી સાહબ રહમતુલ્લાહિ અલયહિના ભરપૂર વખાણ આ શબ્દોમાં કરેલા છે :

"દિલ્હીની ફતેહપૂરી મસ્જિદના પેશ ઈમામ હઝરત મૌલવી મુફતી મસઊદ સાહબ હઝરત સય્યિદ ઈમામ અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના જ મહાન ખલીફાઓમાંથી છે. અને મુફતી સાહબના પણ જે ખલીફાઓ થયા છે તેઓ પણ અલ્લાહ તઆલાના ફઝલથી બાબરકત, સાહિબે નિસ્બત બુઝુર્ગો થયા છે."

## દારુલ ઈફતાની સ્થાપના

હઝરત મુફતી મુહમ્મદ મસઊદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ મસ્જિદે ફતેહપૂરી દિલ્હીમાં :

- ખાનકાહે મસઊદિય્યહ ઉપરાંત
- દારુલ ઈફતા (ફતાવાલય)ની પણ સ્થાપના કરી.
- ઈસ્વીસન ૧૮૬૨ માં એની શરૂઆત થઈ.
- નજીક અને દૂરના હઝારો લોકોએ વરસો સુધી એનાથી લાભ મેળવ્યો.
- આપના ઈન્તિકાલ બા'દ આપના વંશજો એ મહાન જવાબદારી નિભાવતા રહ્યા અને આજે પણ એ ફૈઝ અલ્લાહ તઆલાના ફઝલો કરમથી ચાલુ છે.

## દારુલ ઉલૂમની સ્થાપના

- હઝરત મુફ્તી મુહમ્મદ મસઊદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ મસ્જિદે જામિઅ ફતેહપૂરી, દિલ્હીમાં દારુલ ઈફતા (ફતાવાલય) ઉપરાંત દર્સે હદીસનો સિલસિલો પણ ચાલુ કર્યો.
- 'મદ્રસહ જામિઉલ ઈસ્લામિયહ'ની સ્થાપના કરી જે હવે 'મદ્રસહ આલિયહ'ના નામથી મશહૂર છે.
- હઝરત મુફ્તી સાહબ રહિમહુલ્લાહુના પીરો મુરશિદ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત સય્યિદ સાદિકઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત મુફ્તી સાહબથી હદીસ શરીફનો ઈલ્મ મેળવ્યો હતો.
- હઝરત મુફ્તી સાહબ રહમતુલ્લાહિ અલયહિના મહાન ખલીફા અને વલીયે કામિલ હઝરત મૌલાના મુફ્તી રુકનુદ્દીન શાહ સાહબ અલવરી રહમતુલ્લાહિ અલયહિએ પણ હઝરત મુફ્તી સાહબ રહિમહુલ્લાહુ પાસે હદીસ શરીફનો ઈલ્મ હાસિલ કર્યો હતો.
- અલ્લાહ તઆલાના ફઝલો કરમથી મજકૂર દારુલ ઉલૂમનો ફૈઝ અત્યારે પણ ચાલુ છે.
- એમાંથી હઝારો હાફિઝે કુર્આને મજીદ થયા છે અને દર વરસે થતા રહે છે.
- દર વર્ષે મજકૂર દારુલ ઉલૂમમંથી અનેક વિદ્યાર્થીઓ આલિમ, ફાઝિલ થઈને પોત પોતાના વતન જઈને લોકોને ઈલ્મી ફયઝ પહોંચાડે છે.
- ઈન્શા અલ્લાહ કિયામત સુધી આ ઈલ્મી અને રૂહાની ફયઝ ચાલુ રહેશે.

## ઈન્તિકાલ

- હઝરત મુફ્તી સાહબનો ઈન્તિકાલ ૧૦, રજબ, ૧૩૦૯ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૮૯૨ માં દિલ્હીમાં થયો.
- આપનો મઝારે મુબારક હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની દરગાહ શરીફની મસ્જિદની બાજુમાં એક હુજરામાં છે.

## અવલાદ

- હઝરત મુફતી સાહબ રહિમહુલ્લાહુના પાંચ સાહબઝાદાઓ હતા અને તેઓ તમામ પ્રખર આલિમ અને ફાઝિલ હતા. હઝરત મુફતી સાહબ રહિમહુલ્લાહુનો ઈલ્મી અને રૂહાની ફયઝ એમનાથી ખૂબ ફેલાયો.
- આપની નસલમાં વંશ પરંપરાગત આજ સુધી પ્રખર આલિમો અલ્લાહ તઆલાના ફઝલો કરમથી પૈદા થતા રહ્યા છે.
- આજે પણ હઝરત મુફતી સાહબ રહમતુલ્લાહિ અલયહિના પૌત્રના પૌત્ર હઝરત મૌલાના મુફતી ડોકટર મુહમ્મદ મુકર્રમ સાહબ દામત બરકાતુહુમ શાહી ઈમામના પદ પર બિરાજમાન છે.

## મહાન ખલીફાઓ

હઝરત મુફતી સાહબ (રહ.)એ પોતાના બે સાહબઝાદાઓ :

[૧] હઝરત મૌલાના મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ અને
[૨] હઝરત મૌલાના અહમદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ ઉપરાંત

બીજા અનેક મુરીદોને ખિલાફતો આપી હતી જેમાંથી હઝરત મૌલાના મુફતી રુકનુદ્દીન શાહ અલવરી રહિમહુલ્લાહુ અતિ મશહૂર છે એટલે એમનું ટૂંકુ જીવનચરિત્ર અહીં લખવામાં આવે છે.

# 10 હઝરત મૌલાના મુફતી રુકનુદ્દીન સાહબ અલવરી રહમતુલ્લાહિ અલયહિ

## નામ અને નસબ

- આપનું મુબારક નામ મુહમ્મદ રુકનુદ્દીન હતું.
- આપના વાલિદનું નામ મૌલાના શમ્સુદ્દીન હતું.

• આપના નસબ (વંશ)ની સાંકળ વિવિધ વાસ્તાઓથી સહાબીએ રસૂલ હઝરત અબ્દુલ્લાહ અનસારી રદિયલ્લાહુ અન્હુ સુધી પહોંચે છે જે હઝરત અબૂ અય્યૂબ અનસારી રદિયલ્લાહુ અન્હુની ઔલાદમાં હતા.

## વાલિદ અને વાલિદહના ઈન્તિકાલ

• આપની ઉંમર ફકત પાંચ વરસની હતી ત્યારે આપના વાલિદ સાહબનો ઈન્તિકાલ થઈ ગયો.
• આપના વાલિદ સાહબના ઈન્તિકાલના થોડા જ અરસા બા'દ આપની વાલિદહનો પણ ઈન્તિકાલ થઈ ગયો.

## ઉલૂમ અને ફુનૂન (વિદ્યાઓ અને કળાઓ)

• અલવરની રિયાસત (રજવાડા)ના તત્કાલીન રાજા બખ્તાવર સિંઘ ઈલ્મ અને ફનના ખૂબ જ કદરદાન હતા. એટલે મોટા મોટા આલિમો અને કળાકારો અલવરમાં સ્થાયી થયા હતા.
• એનો લાભ હઝરત રુકનુદીન રહિમહુલ્લાહુએ લીધો અને તત્કાલીન મોટા મોટા આલિમોની સુહબતમાં રહીને ઈલ્મ અને ફન મેળવ્યો.
• આપે ફને કિરાઅત અને ફને ખત્તાતી (અરબીની સુલેખન કળા)માં પણ નિપુણતા મેળવી.
• તે પછી ઉચ્ચ દીની તા'લીમ અને ઈલ્મે હદીસ આપે દિલ્હીમાં પોતાના પીરો મુરશિદ હઝરત મુફતી મુહમ્મદ મસઊદ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી મેળવ્યો જેમનો હદીસના સબકનો સિલસિલો માત્ર ત્રણ વાસ્તાથી હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિસે દહેલવી રહમતુલ્લાહિ અલયહિ સુધી પહોંચે છે.

## બયઅત અને ખિલાફત

• હિજરીસન ૧૩૦૪ માં આપ હઝરત મુફતી મુહમ્મદ મસઊદ

સાહબ દહેલવી રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા.

- બયઅત થયા બા'દ પાંચ વરસ પછી હિજરીસન ૧૪૦૯ માં આપ ખિલાફતથી મુશર્રફ થયા.

આપના પીરો મુરશિદ રહમતુલ્લાહિ અલયહિએ આપના ઈજાઝતનામામાં લખ્યું છે કે :

> "શયખ રુકનુદીન પોતાના શવક અને રગબતથી ફકીરની તરફ રુજૂઅ થયા અને નકશબંદી તરીકામાં દાખલ થયા અને પાંચ વરસ સુધી મુજાહદાઓ અને રિયાઝતોં કરી."

## 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં આપની પ્રશંસા

આ કિતાબના લેખકના દાદા પીર, મહાન નકશબંદી બુઝુર્ગ, હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી રહમતુલ્લાહિ અલયહિ પોતાની મશહૂર અને મકબૂલ કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં આપના ભરપૂર વખાણ કરતા લખે છે કે :

> "હઝરત મુફતી (મસઊદ) સાહબના ખલીફાઓમાં ખાસ ખલીફા હઝરત મૌલાના રુકનુદીન અલવરી મદ્દ ફુયૂઝહૂ છે. જેમનો ફયઝ અહલે બસીરતથી છૂપો નથી.
>
> અનવારે બાતિન દિલમાં નાંખવા ઉપરાંત અલ્લાહ તઆલાએ આપની સુહબતમાં એ અસર આપેલી છે કે, બીજા ધર્મના કંઈ કેટલાયે લોકોએ ઈસ્લામ સ્વીકારીને પોતાના દિલોને નૂરે બાતિન વડે મુનવ્વર બનાવી લીધા છે.
>
> અલ્લાહ આપની ઉંમર અને ઈરશાદમાં વધારે તરક્કી આપે."

ઉપરની ઈબારતના છેલ્લા વાકયમાં ઉંમરમાં તરક્કીની દુઆ ફરમાવી છે. એનાથી સાબિત થાય છે કે એ બન્ને બુઝુર્ગો એ વખતે

હયાત હતા.

## હઝરત મૌલાના હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત મૌલાના રુકનુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની મુલાકાતો

- હઝરત મૌલાના મુફતી મુહમ્મદ રુકનુદ્દીન અલવરી રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હઝરત મૌલાના અબૂલ ખયર મુહમ્મદ ઝુબયર સાહબે પોતાના મહાન દાદા સાહબ રહમતુલ્લાહિ અલયહિનું મુબારક, વિસ્તૃત જીવનચરિત્ર, ઉર્દૂ ભાષામાં **'બઝમે જાનાં'** નામથી લખ્યું છે.
- મજકૂર કિતાબના પાના : ૨૭૫ ઉપર આપે લખ્યું છે કે :
  - ''બઝમે મઅરિફતની જાની પહચાની શખ્સિયત, ખાનદાને નકશબંદિયહ, ઈમામિયહની સરસબ્ઝ શાખનું એક ફૂલ હઝરત મૌલાના હિદાયતઅલી સાહબ જયપૂરીને પણ આ દુરવેશે અલવર (હઝરત મૌલાના રુકનુદ્દીન)થી કલ્બી (દિલી) લગાવ હતો.
  - આપ અકસર (ઘણી વખત) મુલાકાતના માટે અલવર તશરીફ લાવતા રહેતા હતા.
  - મારા (લેખકના) હઝરત કિબ્લહ વાલિદ સાહબ મદ્દ ઝિલ્લુહુલ આલી (અર્થાત્ હઝરત મૌલાના મુફતી મુહમ્મદ રુકનુદ્દીન રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ) ફરમાવતા હતા કે :
    - આપ (હઝરત મૌલાના હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિ) સિપાહિયાનહ શાનના માલિક હતા.
    - જયારે પોતાના એ સાદા અંદાઝમાં આપ અલવર તશરીફ લાવતા હતા તો આપને જોઈને કોઈ ઓળખી શકતું ન હતું કે આ સાદહ ઈન્સાન પોતાના સમયનો ઈલ્મનો મહાસાગર અને આરિફ છે !
    - જયારે હઝરત (વાલિદ સાહબ)ની ખુસૂસી વર્તણુંક અને

આપના ઈહતિમામ અને ઈન્તિઝામને (અમે) જોતા તો અમને કંઈક અંદાઝો થતો કે આ કોઈ આમ ઈન્સાન નથી બલકે ખાસ પહોંચેલો ઈન્સાન છે ! ''

## મજકૂર બન્ને બુઝુર્ગો વચ્ચે સમાનતા

[૧] હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી રહમતુલ્લાહિ અલયહિ અને

[૨] હઝરત મૌલાના મુફતી શાહ મુહમ્મદ રુકનુદીન સાહબ અલવરી રહમતુલ્લાહિ અલયહિ

એ બન્ને બુઝુર્ગો વચ્ચે નીચે પ્રમાણે અનેક સામ્યતાઓ હતી :

- બન્ને બુઝુર્ગો સમકાલીન હતા.
- બન્ને બુઝુર્ગો હિન્દુસ્તાનના રાજસ્થાન રાજયના રહેવાસી હતા.
- જયપૂર અને અલવર એ રાજસ્થાનના બે જિલ્લાઓ છે. અને બન્નેની સરહદો એક બીજા સાથે લાગેલી છે.
- જયપૂર અને અલવર વચ્ચે માત્ર સૂરતથી બરોડા જેટલું અંતર છે એટલે બન્ને બુઝુર્ગોની વખતો વખત મુલાકાતો થતી રહેતી હતી.
- બન્ને બુઝુર્ગો એક બીજાનો ખૂબ આદર સત્કાર કરતા હતા.
- બન્ને બુઝુર્ગોનો તરીકતનો સિલસિલો હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ (મકાન શરીફ, રત્ર–છત્ર) સુધી પહોંચે છે.
- બન્ને બુઝુર્ગો મારફતે,
  બન્ને બુઝુર્ગોના સિલસિલાના ખલીફાઓ મારફતે,
  આખા ગુજરાત રાજયમાં ઘર ઘર,
  નકશબંદી સિલસિલાનો ફયઝ પહોંચી ગયો.
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના સિલસિલાના બુઝુર્ગો મારફતે મોટા ભાગે દક્ષિણ

ગુજરાત અને ઉત્તર ગુજરાતમાં નકશબંદી સિલસિલાનો ફેલાવો થયો.

- સૂરતમાં નકશબંદી સિલસિલાના મુરીદોએ '**અંજુમને હિદાયત**' નામની સંસ્થાની સ્થાપના કરી, તેના મારફતે નકશબંદી સિલસિલાની અનેક કીમતી કિતાબો ગુજરાતી ભાષામાં પ્રગટ કરી.
- અમદાવાદમાં નકશબંદી સિલસિલાના મુરીદોએ '**બઝમે રુકનુદ્દીન**' નામની સંસ્થા સ્થાપી, તેના મારફતે નકશબંદી સિલસિલાની અનેક કીમતી કિતાબો ગુજરાતી ભાષામાં પ્રગટ કરી.
- બન્ને બુઝુર્ગોએ પોતે પણ શરીઅત અને તરીકતની અનેક ઉમદહ કિતાબો લખી જે ખૂબ જ લોકપ્રિય થઈ. એ કિતાબોથી શરીઅત અને તરીકતની ઘણી ગેર સમજો દૂર થઈ અને લોકોને સાચો રસ્તો જાણવા મળ્યો.
- હઝરત મૌલાના મુફતી શાહ રુકનુદ્દીન રહિમહુલ્લાહુના ઈન્તિકાલના પંદર વરસ પછી ઈસ્વીસન ૧૯૫૧ માં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ થયો.

## ઈન્તિકાલ અને મઝારે મુબારક

- હઝરત મૌલાના મુફતી શાહ મુહમ્મદ રુકનુદ્દીન સાહબનો ઈન્તિકાલ ૨૨ (બાવીસ) શવ્વાલ, ૧૩૫૫ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૯૩૬ માં થયો. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**
- આપનો મઝારે મુબારક અલવર શરીફ (રાજસ્થાન)માં છે.

## 11 હઝરત મૌલાના મુફતી રુકનુદ્દીન સાહબ અલવરી રહિમહુલ્લાહુના ખલીફાઓ

[૧]

### હઝરત મૌલાના મુફતી મુહમ્મદ મહમૂદ સાહબ (રહ.)

• આપ હઝરતના સાહબઝાદહ, ખલીફા અને જાનશીન હતા.
• આપના વાલિદ સાહબના પીર સાહબના પૌત્ર તેમજ આપના વાલિદ સાહબના મહાન ખલીફા હઝરત મૌલાના મુફતી મઝહરુલ્લાહ સાહબ દહેલવી રહમતુલ્લાહિ અલયહિના આપ દામાદ (જમાઈ) હતા.
• જાહેરી ઈલ્મ દિલ્હીમાં મેળવી આપ આલિમ, ફાઝિલ, મુફતી થયા.
• અનેક કિતાબોના વિદ્વાન લેખક, કોલેજના પ્રોફેસર, શયખે તરીકત, મવલાના, ડોકટર મુહમ્મદ મસઊદ અહમદ સાહબના આપ બનેવી અને પીર પણ હતા.
• બાતિની ફૈઝ વાલિદ સાહબથી હાસિલ કરી ખિલાફત અને જાનશીનીથી મુશર્રફ થયા. આપની ખિલાફતનો અદભુત બનાવ આ પ્રમાણે છે :

આપના વાલિદ અને મુરશિદ હઝરત શાહ રુકનુદ્દીન રહમતુલ્લાહિ અલયહિએ વફાતનો વખત નજીક આવ્યો ત્યાં સુધી આપને ખિલાફત આપી ન હતી.

છેવટે મુરાકબહ અને ઈસ્તિગરાકની કેફિયતમાં આપના મુરશિદે ત્રણ વખત ફરમાવ્યું કે :

"અત્યારે આપું છું, અત્યારે આપું છું, અત્યારે આપું છું !"

જયારે એ કેફિયત દૂર થઈ ત્યારે મુરીદોએ પૂછયું કે :

"ઈસ્તિગરાકની કેફિયતમાં શું ફરમાવતા હતા ? !"

આપે ફરમાવ્યું કે :

"અત્યારે હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી લઈને મારા મુરશિદ સુધીના તમામ ઔલિયાએ કિરામની મુબારક રૂહો અહીં હાજર હતી અને તે સર્વ મને ફરમાવતા હતા કે :

"આપ મૌલવી મહમૂદને ઈજાઝત (ખિલાફત) આપવામાં

મોડું ન કરો !"

તો એના જવાબમાં હું અરજ કરતો હતો કે :

"અત્યારે આપું છું..."

આ બનાવથી હઝરત શાહ મુફતી મુહમ્મદ મહમૂદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઈલ્મી અને રૂહાની મકામનો સારી રીતે અંદાઝો કરી શકાય છે.

- ઈસ્વીસન ૧૯૪૭ માં દેશના વિભાજન વખતે આપ પાકિસ્તાન હિજરત કરી ગયા અને સિંધ હૈદરાબાદમાં સ્થાયી થયા.
- ત્યાં હઝારો લોકોએ આપથી જાહેરી અને બાતિની ફૈઝ મેળવ્યો.
- નવ બુઝુર્ગો આપની ખિલાફતથી મુશર્રફ થયા.
- હિજરીસન ૧૪૦૭ મુતાબિક ઈસ્વીસન ૧૯૮૭ માં ઈન્તિકાલ થયો.
- આપનો મઝારે મુબારક સિંધ હૈદરાબાદમાં છે.
- અત્યારે આપના સાહબઝાદહ અને ખલીફા ડોકટર અબૂલ ખયર મુહમ્મદ ઝુબૈર સાહબ ત્યાં જાનશીન છે.

[૨]

## હઝરત મૌલાના ઈરશાદ અલી સાહબ રહિમહુલ્લાહ

- માત્ર ૪૩ વરસની ઉંમરે આપનો ઈન્તિકાલ થયો હતો.
- આપનો મઝાર અલવર (રાજસ્થાન)માં છે.

[૩]

## હઝરત કાઝી અલી અકબર સાહબ રહિમહુલ્લાહ

- આપ ઝાલાવાડ રિયાસત (રજવાડા)ના કાઝી (ન્યાયાધિશ) હતા.
- આપનો મઝાર ઝાલાવાડમાં છે.

[૪]

## હઝરત મૌલાના મુફતી મઝહરુલ્લાહ સાહબ દહેલવી (રહ.)

- હઝરત મુફતીએ આ'ઝમ હઝરત શાહ મુહમ્મદ મસઊદ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિના આપ પૌત્ર હતા.
- આપનો જન્મ ૧૫, રજબ, ૧૩૦૩ હિજરીસન મુતાબિક ૨૧, એપ્રીલ, ૧૮૮૬ ઈસ્વીસનના રોજ દિલ્હીમાં થયો હતો.
- આપની ઉંમર માત્ર ચાર વરસની હતી ત્યારે આપના વાલિદ સાહબ હઝરત મૌલાના મુફતી મુહમ્મદ સઈદનો ઈન્તિકાલ થઈ ગયો.
- વાલિદ સાહબના ઈન્તિકાલના એક–બે વરસ પછી આપની મુહતરમા વાલિદહ સાહિબાનો પણ ઈન્તિકાલ થઈ ગયો.
- એના બે વરસ પછી દાદા સાહબ હઝરત મુફતી મુહમ્મદ મસઊદ સાહબનો પણ ઈન્તિકાલ થઈ ગયો.
- આપે કુરઆને કરીમ તજવીદ અને કિર્અતની સાથે હિફઝ ફરમાવ્યું. આપની કિર્અત ખૂબ જ મધૂર અને દિલનશીન હતી.
- તે પછી આપે ઉલૂમે અકલિયહ અને નકલિયહ આપના મુહતરમ ચાચા હઝરત મૌલાના અબ્દુલમજીદ રહિમહુલ્લાહુ પાસે પરિપૂર્ણ કર્યા જેમનો હદીસનો સિલસિલો ૩ (ત્રણ) વાસ્તાથી હઝરત શાહ અબ્દુલઅઝીઝ મુહદ્દિષે દહેલવી રહિમહુલ્લાહુ સુધી પહોંચે છે.
- ઉપરાંત આપે તફસીર, ઉસૂલે તફસીર, ફિકહ, ઉસૂલે ફિકહ, મન્તિક (તર્કશાસ્ત્ર), ફલસફા (તત્ત્વજ્ઞાન) વગેરેમાં પણ નિપુણતા હાસિલ કરી.
- હિજરીસન ૧૩૧૬ મુતાબિક ઈસ્વીસન ૧૮૯૮ માં કુતુબે આ'લમ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ (રત્ર–છત્ર)ના સાહબઝાદહ, ખલીફા અને જાનશીન હઝરત સય્યિદ સાદિકઅલી

શાહ રહમતુલ્લાહિ અલયહિએ આપને મકાન શરીફ (રત્ર–છત્ર) બોલાવ્યા અને બયઅત ફરમાવી બાતિની ફયઝથી મુશર્રફ ફરમાવી આપની વિશેષ તરબિયતના માટે હઝરત શાહ મુહમ્મદ રુકનુદ્દીન અલવરી રહમતુલ્લાહિ અલયહિને સોંપ્યા.

- બાતિની કમાલાત બા'દ હઝરત શાહ મુહમ્મદ રુકનુદ્દીન રહમતુલ્લાહિ અલયહિએ આપને ઈજાઝત અને ખિલાફતથી નવાઝી મસનદે મસઊદ રહમતુલ્લાહિ અલયહિ પર બિરાજમાન ફરમાવ્યા.
- આપે લગભગ ૬૦ થી ૭૦ વરસ સુધી જામિઅ મસ્જિદ, ફતેહપૂરી, દિલ્હીમાં ઈમામ અને ખતીબ અને મુફતી તરીકે સેવા બજાવી.
- આપે એક લાખ કરતાં વધારે ફતવા લખ્યા છે.
- આપના ફતવા ઉચ્ચ અદાલતોમાં માન્ય કરવામાં આવતા હતા.
- જામિઅ મસ્જિદ ફતેહપૂરી, દિલ્હીમાં આજે પણ આપના પૌત્ર અને જાનશીન હઝરત મુફતી, ડોકટર મુહમ્મદ મુકર્રમ અહમદ સાહબ દામત બરકાતુહુમ ઈમામ, ખતીબ અને મુફતીની સેવા બજાવે છે.
- હઝરત મુફતી શાહ મુહમ્મદ મઝહરુલ્લાહ સાહબ દહેલવી રહમતુલ્લાહિ અલયહિએ લગભગ એક લાખ પત્રો લખ્યા હતા જે ઉલૂમે મઆરિફતના ખઝાના અને ઈશ્ક તથા મુહબ્બતના ભંડાર છે. 'મકાતિબે મઝહરી' નામથી કિતાબી શકલમાં એની જિલ્દો પ્રગટ થઈ છે.
- ઈસ્વીસન ૧૯૪૫ માં આપ હજ્જે બયતુલ્લાહ શરીફથી અને મદીનહ મુનવ્વરહમાં હુઝૂર અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતથી મુશર્રફ થયા.
- આપે ૧૩ (તેર) વરસની ઉંમરથી વફાત સુધી લગભગ ૭૦ (સિત્તેર) વરસ સુધી તહજ્જુદની નમાઝ કઝા ન કરી.
- ૧૪, શા'બાન, ૧૩૮૬ હિજરીસન મુતાબિક ૨૭, નવેમ્બર,

૧૯૬૬, સોમવારના દિવસે આપે ઈન્તિકાલ ફરમાવ્યો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપની જનાઝહની નમાઝ હઝરત મૌલાના શાહ અબૂલ હસન ઝયદ ફારૂકી મુજદ્દિદીએ પઢાવી અને લાખો લોકોની હાજરીમાં મસ્જિદે ફતેહપૂરીના ચોગાનમાં દફન કરવામાં આવ્યા.
- હઝારો લોકોએ આપથી જાહેરી અને બાતિની ફયઝ હાસિલ કર્યો. અને અનેક શખ્સો આપની ખિલાફતથી મુશર્રફ થયા.
- આપની લખેલી અસંખ્ય કિતાબોમાંથી કેટલીક નીચે પ્રમાણે છે :

(૧) અરકાને દીન (૨) મઝહરુલ અખ્લાક (૩) મઝહરુલ અકાઈદ (૪) મકાતિબે મઝહરી (૫) ફતાવા મઝહરી (૬) મવાઈઝે મઝહરી

- આપનો શજરએ તરીકત નીચે પ્રમાણે છે :

## શજરએ તર્ત્યિબહ

**યા ઈલાહી ! હાથ ઉઠાતા હૂઁ દુઆકે વાસ્તે,**
**ખોલ દે અપને ખઝાને મુઝ ગદાકે વાસ્તે;**
**રહમતે આલમ મુહમ્મદ મુસ્તફા (સલ.)કે વાસ્તે.**

**માંગતા હૂઁ વહ, જો માંગા હૈ રસૂલે પાકને,**
**દૂર રખ જિસસે પનાહ માંગી શહે લવલાકને;**
**હઝરતે બૂબકર શાહે અવલિયાકે વાસ્તે.**

**હર મુહિમ્મમે મેરે યા રબ તૂ મેરા હો જા કફીલ,**
**અન્ત હસ્બી, અન્ત રબ્બી, અન્ત લી નિઅમલ વકીલ;**
**હઝરતે સલમાન ઈમામુલ અત્કિયાકે વાસ્તે.**

**મુશકિલોંમેં આ ફંસા હૂઁ મેરે બેકસ નવાઝ,**
**ચારહ સાઝી કર ગરીબો નાતવાંકે ચારહ સાઝ;**
**ખ્વાજહ કાસિમ ફરદે કામિલ બે રિયાકે વાસ્તે.**

હૈં મઆસી ઈસ કદર અઅમાલ નામહ હૈ સિયાહ,
યા ઈલાહી ! બખ્શ દે વરના હુવા બસ અબ તબાહ;
હઝરતે જઅફર સિરાજુલ અવલિયાકે વાસ્તે.

શિર્ક વ બિદઅત, કુફર વ ઝિલ્લત, હુબ્બે દુન્યાસે બચા,
ઔર હમીદહ મુઝકો સબ અખ્લાક કર યા રબ અતા;
કબ્ઝો ઈરફાં બા યઝીદે રહનુમાકે વાસ્તે.

મઅસિયતસે ફેર દે દિલકો મેરે તાઅતકી સૂ,
એ દિલોંકે ફેરનેવાલે બડા કાદિર હૈ તૂ;
શાહે ખિરકાં બૂલ હસન નૂરે ખુદાકે વાસ્તે.

નફસો શયતાન રાહ ઝન હૈં ઔર કઠિન હૈ રાસ્તા,
કર દે બુઅદે મશરિકયન ઈનસે મેરા તૂ ફાસલા;
બૂ અલી કબ્ઝુલ યકીં જાને હુદાકે વાસ્તે.

મેરે ઝાહિરકો શરીઅતસે તૂ કર આરાસ્તહ,
નૂરે મુતલકકી ચમકસે બાતિનકો કર પૈરાસ્તહ;
મઝહરે હક ખ્વાજહ યૂસુફ મહે લિકાકે વાસ્તે.

કામ વહ મુઝસે કરા, હો જિસસે રાઝી મુઝસે તૂ ,
તેરે મહબૂબોંકે સબ અંદાઝ આઇં હૂબહૂ;
અબ્દે ખાલિક કુદવએ અહલે સફાકે વાસ્તે.

અહલે સુન્નતકે તરીકે પે હમેં સાબિત કદમ,
યા ઈલાહી ! રખ, કહીં ઐસા ન હો ડગ જાએં હમ;
ખ્વાજહ આરિફ સમાએ ઈરતિકાકે વાસ્તે.

ઈશ્ક ઐસા દે મુઝે હઝરત રસૂલુલ્લાહસે,
ઉનકી હર સુન્નત પે મિટ જાઉં ફિરૂં બદ રાહસે;
ખ્વાજહ મહમૂદ મિફતાહે અતાકે વાસ્તે.

એક સરે મૂ તેરી તાઅતમેં ન મુઝસે ફર્ક હો,
રાહમેં તેરી મરા દિલ યા ઈલાહી બર્ક હો !
શહે અલી રામીતની મર્દે ખુદાકે વાસ્તે.

રાસ્તા પર અપને મહબૂબોંકે મુઝકો ડાલ કર,
એ મેરે હાદી ! મુઝે ફિર ઉસસે તૂ ગુમરાહ ન કર;
બાબા સમાસી ચિરાગે અસ્ફિયાકે વાસ્તે.

રાસ્તા પૈરોંસે મેરા ઐસા મુસ્તહકમ રહે,
તય કરાતા મંઝિલે સદ સાલહ જો હર દમ રહે;
હઝરતે સય્યિદ અમીરે રહનુમાકે વાસ્તે.

અપના ઝવકો શવક દર્દો સોઝ યા રબ કર અતા,
અપને ઝિકરો ફિકર ઉન્સો મઅરિફતકા દે મઝા;
શહે બહાઉદ્દીન ગવસે અવલિયાકે વાસ્તે.

તવબહ વ ઝુહદો વરઅ વ સબરો કનાઅત કર અતા,
શુકરો તસલીમ વ રઝા વ અઝલત તવક્કુલ એ ખુદા;
શહે અલાઉદ્દીન અત્તારે વલાકે વાસ્તે.

મૂરિદે અલ્તાફ મેરે સબ લતાઈફ કર ખુદા,
કલ્બો વરઅ વ સિર વ ખફી અખફા મકામે નફસ વા;
હઝરતે યા'કૂબ ચરખી બા સફાકે વાસ્તે.

મુઝકો ખલવત અંજુમનમેં ઔર વતનમેં દે સફર,
દાઈમી અપની તરફ મેરી તવજ્જુહ રખ મગર;
શહે ઉબયદુલ્લાહ નૂરે કિબરિયાકે વાસ્તે.

અપની નારે ઈશ્કસે કર સોખ્તહ દિલકો મેરે,
તા હમેશાકે લિએ વહ નારે દોઝખસે બચે;
ખ્વાજહ ઝાહિદ માહીયે હિરસો હવાકે વાસ્તે.

યાદમેં અપની ઈલાહી ઐસા ઈસ્તિગરાક દે,
ઝાતે વાહિદકે સિવા જો મુઝસે સબ કુછ ગુમ કરે;
ખ્વાજએ દુરવેશ જાને ઈરતિકાકે વાસ્તે.

જામે વહદતકા પિલા કર દે બે ખૂદ મુઝકો યૂઁ,
ગયરકા ખતરહ ન આએ દિલ પર ઐસા મસ્ત હોં;
શાહે અમકંગી કબીરુલ અવલિયાકે વાસ્તે.

ઝિંદગી જિતની બખ્શે તાઅત બખ્શે ઈતની મુદામ,
મૌત જબ આએ તો આએ ચેન એ રબ્બે અનામ;
બાકી બિલ્લાહ શાહે ઝુલ મજદો અલાકે વાસ્તે.

જિસ મકામે કુર્બમેં પહોંચૂં કહૂં 'હલ મિન મઝીદ',
મેરી હર શબ હો શબે કદર ઔર હર દીન રોઝે ઈદ;
હઝરત અહમદ મુજદ્દિદે મુકતદાકે વાસ્તે.

ખાતિમહ બિલ ખયર હો સકરાતકી સખ્તી ન હો,
રૂહ જબ તેરી તરફ જાએ ઉસે પસ્તી ન હો;
હઝરત મઅસૂમ કોહે ઈઅતિલાકે વાસ્તે.

કબર જબ ભેજે મુઝે હોને લગે મુઝસે સવાલ,
કીજિઓ મેરી મદદ ઉસ વકત મેરે ઝુલ જલાલ;
હઝરતે અબ્દુલ અહદ મહવે ખુદાકે વાસ્તે.

રોઝે મહશરકા મુઝે ડર ખાએ જાતા હૈ ખુદા,
ઉસકી હર સખ્તીસે યા રબ લીજિયો મુઝકો બચા;
શહે હનીફ ફખરે અરબાબે હુદાકે વાસ્તે.

શમ્સ હો જબ મીલ ભર મુજરિમ પસીનહમેં હો ગરક,
તેરા સાયહ ચાહતા હૈ યહ કમીનહ આરે ખલક;
શહે મુહમ્મદ રાઝદાં રાઝે ખુદાકે વાસ્તે.

ખસમ જબ મેરે કરેં મુઝસે તલબ અપને હુકૂક,
ઉનકો રાઝી મુઝસે કર દીજિઓ કે હૈ તુઝ પર વુસૂક;
શહે મુહમ્મદ મઝહરી મહવે રઝાકે વાસ્તે.

જિસ મકામે સખતમેં પહોચૂં શફીએ આસિયાં,
હો મદદ પે મેરી સુનતે હો મેરી આહો ફગાં;
શહે ઝમાં સુલતાને ખૂબાં બા ખુદાકે વાસ્તે.

જબ તેરી સરકારમેં હાઝિર હૂં મૈં લે કર કિતાબ,
હુકમ હો જા હમને બખ્શા બે હિસાબો બે ઈતાબ;
હાજી અહમદ મુત્તકી નૂરુલ હુદાકે વાસ્તે.

તૂ લે જાએ જબ મેરે આ'માલ મીઝાંમેં ખુદા,
પલ્લએ નેકીકો બોઝલ કરકે હલકી કર ખતા;
ખ્વાજએ હાજી હુસૈન દિલે રુબાકે વાસ્તે.

જબ સર પલમેં ચલૂં તો હો મેરા મહબૂબ સાથ,
યૂં ઝબાં પર રબ્બિ સલ્લિમ હાથમેં હો મેરા હાથ;
શહે ઈમામ બા અલી બહરે અતાકે વાસ્તે.

વહ જહન્નમ કાંપતી હૈ જિસસે દુન્યાકી યહ આગ,
મેરે મવલા દૂર રખિયો મુઝસે તુ ઉસકા અઝાબ;
હઝરતે મસઊદ શાહે અવલિયાકે વાસ્તે.

પ્યાસકી શિદ્દત હો જબ તો આબે કવસર હો અતા,
તા અબદ લેતી રહે મેરી ઝબાં ઉસકા મઝા;
સય્યિદે સાદિક અલી મુશ્કિલ કુશાકે વાસ્તે.

રોઝે મહશર મિસલ લમ્હા મુઝ પે ગુઝરે યા ખુદા,
આખિરશ ફિરદવસે અઅલામેં મુઝે દી જાએ જા;
શાહ રુકનુદ્દીન મહબૂબે ખુદાકે વાસ્તે.

મુઝસા મંગતા ભી કહીં ઈસ દરસે જાતા હૈ ખુદા,
તુઝસે તુઝકો માંગતા હૂં અપને જલવે કર અતા;
શાહે મુહમ્મદ મઝહરુલ્લાહ પેશવાકે વાસ્તે.

મુઝકો ઔર ઉસકો કે જિસકા મુઝ પે કુછ હક હૈ ખુદા,
જો તલબ મૈંને કિયા યહ સબ સભીકો હો અતા;
અપની ઝાતે પાકકે કુલ અવલિયાકે વાસ્તે.

[૫]

## હઝરત મૌલાના સૂફી અખ્લાક અહમદ સાહબ (રહ.)

- આપ અફઘાની પઠાણ હતા અને રામપૂર (યુ.પી.)માં આવી સ્થાયી થયા હતા.
- આપ ઝાલાવાડ (રાજસ્થાન)માં સરકારી ઓફિસમાં નોકરી કરતા હતા.
- આપ હઝરત મૌલાના મુફતી શાહ મુહમ્મદ રુકનુદ્દીન અલવરી રહમતુલ્લાહિ અલયહિથી બાતિની ફયઝ હાસિલ કરી આપની ખિલાફતથી મુશર્રફ થયા.
- પીરો મુરશિદના હુકમથી આપે ગુજરાતમાં અમદાવાદમાં આવી વસવાટ કર્યો.
- હઝારો લોકોએ આપથી બાતિની ફૈઝ હાસિલ કર્યો.
- ગુજરાતમાં નીચે મુજબ ચાર બુઝુર્ગોને આપે ખિલાફત અને ઈજાઝતથી નવાઝયા :

(૧) હઝરત શાહ મુહમ્મદ ઉસ્માન કુરેશી સાહબ (અમદાવાદ)
(૨) હઝરત સૂફી અબ્દુલ્લાહ સાહબ સાંગાનેરી (મોડાસા)
(૩) હઝરત સૂફી અબ્દુર્રહમાન શાહ સાહબ (ધોળકા)
(૪) હઝરત સાહબઝાદા ડો. ઈખ્લાસ અહમદખાન સા. (અમદાવાદ)

- આપનો ઈન્તિકાલ ૨૪, ઝિલકઅદ, ૧૩૯૦ હિજરીસન, જુમ્અહના દિવસે ચાશતના સમયે અમદાવાદમાં થયો.
- આપનો મઝારે મુબારક અમદાવાદમાં ગંજેશોહદા કબ્રસ્તાનમાં છે.

## મજકૂર ચાર ખલીફાઓના જીવનચરિત્રો

મજકૂર ચાર ખલીફાઓ ઉપરાંત એ જ સિલસિલાના ગુજરાતના બીજા અનેક નકશબંદી બુઝુર્ગોના જીવનચરિત્રો જાણવા માટે નીચેની ગુજરાતી કિતાબો વાંચો :

[૧] **કિતાબ** : 'ઈશ્કકે ઈમ્તિહાં'

**લેખક** : હઝરત પીર સય્યિદ વઝીરઅલી શાહ કાદરી, નકશબંદી, મુજદ્દિદી (ભુજ–કચ્છ)

**પ્રકાશક** : મુજદ્દિદે અલ્ફેસાની ટ્રસ્ટ, વડવા નેરા, નાથવાળી શેરી, ભાવનગર

[૨] **કિતાબ** : 'ગુજરાતના નકશબંદી અવલિયાએ કિરામ'

**સંકલનકર્તા**: શાહિદ અહમદ જી. કલીમી

**પ્રકાશક** : એન. બી. એસ. બુક ડીપો, મોરકસવાડ, મિરઝાપુર, અમદાવાદ



# પાંચમો વિભાગ

## હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ, ખલીફા અને જાનશીન હઝરત મૌલાના સય્યિદ સાદિકઅલી શાહ રહમુતલ્લાહિ અલયહિ

### 1 જન્મથી વફાત સુધી

**જન્મ અને તા'લીમ**

- હઝરત સય્યિદ સાદિકઅલી શાહ રહમતુલ્લાહિ અલયહિ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા સાહબઝાદહ હતા.
- આપનો જન્મ હિજરીસન ૧૨૫૦ મુતાબિક ઈસ્વીસન ૧૮૩૪ માં મકાન શરીફ (રત્ર–છત્ર)માં થયો હતો.
- આપે મોટા ભાગના અરબી ઉલૂમ : ફિકહ, સરફ વ નહવ (અરબી વ્યાકરણ), મન્તિક (તર્કશાસ્ત્ર), હિકમત...વગેરે પંજાબના

ગુજરાનવાલા જિલ્લાના લુધીવાલા ગામના વતની મૌલવી ગુલામઅલી સાહબ પાસે, મકાન શરીફ (રત્ર–છત્ર)માં જ મેળવ્યા.

- હદીસની કિતાબની સનદ, આપના વાલિદ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા અને મહાન આલિમ તથા ફાઝિલ હઝરત મૌલાના મુહમ્મદ મસઊદ સાહબ દહેલવીથી હાસિલ કરી.
- હઝરત મુફતી મુહમ્મદ મસઊદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પોતાના પીરો મુરશિદથી બાતિની ફયઝ હાસિલ કરવા માટે એક વરસ મકાન શરીફ (રત્ર–છત્ર)માં રોકાયા હતા ત્યારે હઝરત મૌલાના સય્યિદ સાદિક અલી શાહે આપથી હદીસનો ઈલ્મ હાસિલ કર્યો.
- હઝરત મુફતી સાહબ રહિમહુલ્લાહુ ખિલાફતથી મુશર્રફ થઈ દિલ્હી તશરીફ લઈ ગયા અને ત્યાં ફતેહપૂરી શાહી મસ્જિદમાં દારુલ ઉલૂમ શરૂ કર્યો તો હઝરત મૌલાના સય્યિદ સાદિક અલી શાહ રહિમહુલ્લાહુ દિલ્હી ગયા અને ત્યાં રહી હદીસનો ઈલ્મ મુકમ્મલ કરી સનદ મેળવી.

## ઉલૂમે બાતિની

- ઝાહિરી ઉલૂમથી ફારિગ થવા બા'દ ઉલૂમે બાતિની હાસિલ કરવા માટે વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થઈ સખત મુજાહદાઓ અને રિયાઝતો શરૂ કરી.
- આપ આમ દુરવેશોની સાથે ગારા અને માટીની ટોકરીઓ ઉઠાવતા હતા અને દરરોજ આખો દિવસ એ જ કામમાં લાગેલા રહેતા.
- રાતે ઝિક્ર અને શુગ્લમાં મશગૂલ રહેતા.

## એક ચિલ્લો અતિ ઉગ્ર રિયાઝત કરાવવામાં આવી

- જયારે આ શરૂઆતની મંઝિલો પાર થઈ ગઈ તો હઝરત અકદસે આપને ચિલ્લામાં બેસાડયા.
- રાત–દિવસ ઝિકર, ફિકરમાં મશગૂલ રહેતા.

- દિવસે રોઝો રાખતા.
- જવની રોટીના માત્ર એક ટુકડા વડે સહરી કરવામાં આવતી અને એ જ પ્રમાણે,
- જવની રોટીના માત્ર એક ટુકડાથી ઈફતાર કરાવવામાં આવતી.
- એ જ પ્રમાણે સતત ૪૦ (ચાલીસ) દિવસ સુધી મસ્જિદના એક ખૂણામાં બેસીને અલ્લાહ તઆલાની યાદમાં મશગૂલ રહ્યા.
- આ સખત પરિશ્રમ અને ખોરાકની કમીના કારણે આપનું શરીર ખૂબ જ નબળુ, પાતળુ થઈ ગયું અને સખત કમઝોરી થઈ ગઈ.
- જે દિવસે ચિલ્લો પૂરો થયો અને મસ્જિદની બહાર નીકળવાની ઈજાઝત હઝરત અકદસે આપી ત્યારે આપમાં ચાલવાની શકિત ન હતી. એટલે આપને પાલકીમાં બેસાડીને બહાર લાવવામાં આવ્યા.

## ચિલ્લા બા'દ હઝરત તરફથી બખ્શિશ

- જયારે ચિલ્લો પૂરો કરીને, મસ્જિદમાંથી બહાર આવ્યા તો સૌથી પ્રથમ હઝરત અકદસની ખિદમતમાં હાજર થયા.
- હઝરત અકદસે હાથમાં પાંચ રૂપિયા પકડીને, બખ્શિશ આપવા માટે આપના તરફ હાથ લંબાવ્યો. (તે ઝમાનામાં પાંચ રૂપિયા ઘણી મોટી રકમ ગણાતી હતી.)
- શર્મ અને અદબના કારણે હઝરત સાદિક અલી સાહબ બખ્શિશ લેવા માટે હાથ લંબાવતા સંકોચાતા હતા.
- હઝરત અકદસનો આગ્રહ હતો કે તેઓ પોતાના હાથે બખ્શિશ લે.
- આખરે હઝરત અકદસના હુકમના પાલન માટે આપે હઝરત અકદસના મુબારક હાથમાંથી રૂપિયા પોતાના હાથમાં લીધા.
- પરંતુ એ વખતે જઝબ અને કશિશના કારણે આપની એવી હાલત થઈ ગઈ કે આપ હઝરત અકદસના ચરણોમાં ઢળી પડયા અને લાંબા સમય સુધી આપ રડતા રહ્યા.

- હઝરત અકદસે આપને ઉઠાવીને સીનાથી લગાવ્યા. માશા અલ્લાહ ! કેવા ખૂશનસીબ છે એ લોકો જેમના વાલિદ સાહબ આવા હોય ! અને બેટો પોતાના બાપની ઝિંદગીમાં આ કમાલાત હાસિલ કરે.
- આ બનાવ પછી પણ હઝરત મૌલાના સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પોતાના આખરી શ્વાસ સુધી ખિદમત અને સખત રિયાઝતમાં લાગેલા રહ્યા.

## ઘોડે સવારીના શોખીન અને નિષ્ણાત

- હઝરત મૌલાના સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ઘોડે સવારીના ખૂબ શોખીન અને નિષ્ણાત હતા. ગમે તેવા તોફાની અને માથા ફરેલ ઘોડાઓને પણ આપ કાબૂમાં લઈ લેતા હતા.
- હઝરત અકદસ પાસે એકથી એક ચઢિયાતા અને ઉમ્દહ અનેક ઘોડાઓ હતા.

## હઝરત અકદસે તમામ ઘોડાઓ વેચી દીધા

હઝરત અકદસ સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના ઈન્તિકાલથી પહેલાં તમામ ઘોડાઓ અને ગાય, ભેંસ વગેરે અન્ય પશુઓમાંથી મોટા ભાગના વેચી દીધા અને બાકીના થોડા ખાસ લોકોને ભેટ આપી દીધાં !

હઝરતના નિકટના ખાસ દુરવેશોમાંથી કોઈએ પૂછયું કે :

“એમાં શી હિકમત છે ?”

હઝરતે ફરમાવ્યું કે :

“જો સાદિક અલી મારા ઈન્તિકાલ બા’દ જરૂરતના કારણે પણ એ ઘોડાઓ અને પશુઓને વેચતે તો એ એના માટે બદનામીનું કારણ બનતે. જો અલ્લાહ તઆલા એને સાહિબે ઈકબાલ

(ખુશનસીબ) બનાવવા ચાહશે તો આપો આપ એની પાસે એ બધું જ આવી જશે.''

## ખિલાફત અને ઈજાઝત

- હઝરત અકદસ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના ઈન્તિકાલથી પહેલાં હઝરત મૌલાના સય્યિદ સાદિક અલી શાહ સાહબને પોતાની પાસે બોલાવ્યા.
- તજદીદે બયઅત કરી. [ફરીથી બયઅત કર્યા.]
- તે પછી આપને તલકીનની ઈજાઝત (ખિલાફત) મૌખિક અને લેખિત આપી.
- એ મુબારક ખિલાફતનામું ફારસી ભાષામાં લખેલું છે.

## સજ્જાદાનશીની

- ૧૩, શવ્વાલ, હિજરીસન ૧૨૮૨ મુતાબિક ૬, માર્ચ, ૧૮૬૬, જુમેરાતના રોજ સાંજે સૂરજ અસ્ત થવાથી પહેલાં હઝરત અકદસનો ઈન્તિકાલ થયો. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.
- હઝરતના ઈન્તિકાલ બા'દ હઝરત મૌલાના સય્યિદ સાદિકઅલી શાહ સાહબ જાનશીન થયા.
- હઝરત અકદસના જે મુરીદો હાજર હતા તેમણે બધાંએ આપથી બયઅત કરી.
- હઝરત અકદસ રહમતુલ્લાહિ અલયહિના મઝારે મુબારક પર આપે એક ખૂબસૂરત મકબરો નિર્માણ કરાવ્યો.

## હઝરત અકદસ રહિમહુલ્લાહુની હવેલીમાં આગ

- એક રાતે અચાનક હઝરત અકદસ રહમતુલ્લાહિ અલયહિએ બનાવેલી વિશાળ હવેલીમાં આગ લાગી ગઈ.

• આગ એટલી ભારે અને ભયાનક હતી કે તેને બુઝાવવી આસાન ન હતી.
• હવેલીની આગ બાજુમાં ભઠિયારખાનામાં પણ પ્રસરી ગઈ !
• હવેલી અને તેની પડોશના તમામ મકાનો સળગીને રાખ થઈ ગયા !
• એમાં પણ અલ્લાહ તઆલાની મસ્લિહત હતી.
  • હઝરત અકદસ રહમતુલ્લાહિ અલયહિએ પોતાની હયાતીમાં તમામ ઘોડાઓ અને પશુઓ વેચી દીધા હતા.
  • મકાનો બાકી હતા તે આગમાં રાખ થઈ ગયા !
  • અલ્લાહ તઆલા જયારે ચાહે ત્યારે આપે છે અને જયારે ચાહે ત્યારે લઈ પણ લે છે.
  • એમાં જ ઈન્સાનની અને ઈમાનની કસોટી છે.

## શૂન્યમાંથી નવસર્જન

અલ્લાહ તઆલા સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૨૫ અને ૨૬ માં ફરમાવે છે :

قُلِ اللّٰهُمَّ مٰلِکَ الْمُلْکِ تُؤْتِی الْمُلْکَ مَنْ تَشَآءُ ج
وَتَنْزِعُ الْمُلْکَ مِمَّنْ تَشَآءُ ز وَتُعِزُّ مَنْ تَشَآءُ وَتُذِلُّ
مَنْ تَشَآءُ ط بِیَدِکَ الْخَیْرُ ط اِنَّکَ عَلٰی کُلِّ شَیْءٍ قَدِیْرٌ ج
تُوْلِجُ الَّیْلَ فِی النَّهَارِ وَتُوْلِجُ النَّهَارَ فِی الَّیْلِ
وَتُخْرِجُ الْحَیَّ مِنَ الْمَیِّتِ وَتُخْرِجُ الْمَیِّتَ مِنَ الْحَیِّ ز
وَتَرْزُقُ مَنْ تَشَآءُ بِغَیْرِ حِسَابٍ ط (سورۃ آل عمران:٢٦،٢٥)

**ભાવાર્થ :**

હે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

આપ (મારાથી) (અર્થાત્ અલ્લાહ તઆલાથી)
એમ ફરમાવ્યા કરો કે :

હે સલતનતોના માલિક અલ્લાહ !
તું ચાહે તેને બાદશાહી આપે છે અને
તું ચાહે તેની પાસેથી બાદશાહી ખૂંચવી લે છે. અને
તું ચાહે તેને માન (ઈઝઝત) આપે છે, અને
(તું) ચાહે તેને હલકો પાડે છે (બેઈઝઝત કરે છે.)
તારા હાથમાં જ સર્વ ભલાઈ છે.
બેશક, તું દરેક વસ્તુ પર સંપૂર્ણ શકિતમાન છે.
તું જ રાત (ના અમુક ભાગ)ને દિવસમાં દાખલ કરે છે. અને
તું જ દિવસ (ના અમુક ભાગ)ને રાતમાં દાખલ કરે છે. અને
તું જ નિર્જીવને ફરીથી સજીવ કરે છે, અને
તું જ સજીવને ફરીથી નિર્જીવ કરે છે; અને
(તું જ) જેને ચાહે છે (તેને) અપાર રોઝી આપે છે.
[સૂરએ 'આલિ ઈમરાન' : ૨૫, ૨૬]

- સર્વ શકિતમાન અલ્લાહ તઆલાએ હઝરત સય્યિદ સાદિકઅલી શાહ સાહબ રહિમહુલ્લાહુને પણ પહેલાં કરતાં અનેક ઘણું વધારે આપ્યું.
- પહેલાં કરતાં પણ વધારે વિશાળ અને આલીશાન હવેલી આપ રહમતુલ્લાહિ અલયહિએ નિર્માણ કરાવી.
- ઘોડાઓ અને બીજા પશુઓ પણ પહેલાં કરતાં વધારે સંખ્યામાં અલ્લાહ તઆલાએ આપને આપ્યા.
- બીજા સાધનો અને સામગ્રીઓ પણ પહેલાં કરતાં વધારે પ્રમાણમાં પ્રાપ્ત થયા.
- પહેલાંની જેમ જ વિપુલ સંખ્યામાં લોકો આપની ખિદમતમાં હાજર થતા રહેતા હતા.

• પહેલાંની જેમ જ તમામની ખાવા, પીવા, રહેવાની ઉમ્દહ વ્યવસ્થા આપના તરફથી કરવામાં આવતી હતી.

## હિફઝે કુઆર્ન, કિતાબનું લેખન અને દર્સ

• આપે મોટી ઉંમરમાં કુરઆન શરીફ હિફઝ કર્યું અને હાફિઝ થયા.
• તસવ્વુફની નઝરે આપે એક તફસીરુલ કુર્આન કિતાબ પણ લખી.
• આપ વખતો વખત તલબા (વિદ્યાર્થીઓ)ને સબક (દર્સ) પણ આપતા હતા.
• આધાર ગ્રંથ નંબર : ૪ 'તઝકિરએ બે મિસ્લ'ના લેખક જનાબ મુહમ્મદ ઝફરુલ્લાહ ખાન, તત્કાલીન આસીસ્ટન્ટ કમીશનર, જાલંધર (પંજાબ) મજકૂર કિતાબમાં પાના : પર૩ પર લખે છે કે :

> "સજ્જાદહ નશીની કે વકત ભી આપ કભી કભી તલબહકો સબક ભી દિયા કરતે થે.
> ઈસ ખાકસારકો (મુઝે) દઅવએ ગુલામી (મુરીદી)કે અલાવહ શાગિર્દીકા ફખ્ર ભી હાસિલ હૈ."

## મુસાફરી

• હઝરત મૌલાના સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ વધારે મુસાફરી કરતા ન હતા.
• દરેક વરસે હઝરત બક્કન શાહ રહમતુલ્લાહિ અલયહિના મઝારે મુબારક પર કલાનૂર તશરીફ લઈ જતા હતા.
• ત્રણ વખત રહલૂ તશરીફ લઈ ગયા હતા.
• ઉપરાંત અમૃતસર, લાહોર, મુલતાન, દિલ્હી વગેરે શહેરોની પણ મુલાકાતો કરી હતી.

## બીમારી, ઈન્તિકાલ અને દફન

- આખરી દિવસોમાં આપ મોટા ભાગે બીમાર રહેતા હતા.
- ઈસ્વીસન ૧૯૦૦ માં આ ફાની દુનિયાથી કૂચ કરી ગયા.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપની વસિયત મુજબ આપને આપના વાલિદ હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબની બાજુમાં દફન કરવામાં આવ્યા.

## 2 કરામતો

### [૧] જીવલેણ બીમારી સારી થઈ ગઈ

મિયાં જમાલુદીન હુસયન બખ્શ એક જીવલેણ બીમારીમાં સપડાયા. જિંદગીની આશા પણ ન રહી.

એ જ અરસામાં હઝરત સય્યિદ સાદિકઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ધરમકોટ કસબામાં તશરીફ લાવ્યા. મિયાં જમાલુદ્દીનની માતા આપની ખિદમતમાં હાજર થઈ અને અરજ કરી કે :

> "મારા ગરીબના ઘરે તશરીફ લાવો અને મારા દીકરાના માટે તંદુરસ્તીની દુઆ ફરમાવો.
>
> આપે તે જ વખતે દુઆના માટે હાથ ઉઠાવ્યા અને તંદુરસ્તીની ખુશખબર આપી.
>
> તે જ વખતે મિયાં જમાલુદ્દીનની તબીયત સુધરવા લાગી અને બીજા દિવસે સંપૂર્ણ તંદુરસ્ત થઈ ગયા."

### [૨] જિલ્લાદાર (કલેક્ટર)ની પરેશાનીઓ દૂર થઈ ગઈ

જિલ્લાદાર (કલેકટર) મુનશી નવાબદીન હઝરતના ખાનદાનથી ખાસ સંબંધ ધરાવતા હતા.

એક વખતે ત્યારના હાકિમે દુશમનીના કારણે આ આક્ષેપ

(ઈલ્ઝામ) લગાવ્યો કે નવાબદીન સાહબે ઝમીનદારોની પાસે લાંચ–રુશવત લીધી છે. એટલે બે વરસની કેદનો હુકમ કર્યો.

ઉપરાંત બીજી મુસીબતોમાં પણ સંડોવવામાં આવ્યા. આપના પર એક હઝાર રૂપિયાનો દંડ કરવામાં આવ્યો અને જિલ્લાદાર (કલેકટર)ના હોદ્દા પરથી બરતરફ કરવામાં આવ્યા. (ત્યારના એક હઝાર રૂપિયા આજે કરોડો રૂપિયા થાય.)

જિલ્લાદાર સાહબના રિશ્તેદારો હઝરત સય્યિદ સાદિકઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયા અને આ વાતો આપને જણાવી.

તે જ વખતે હઝરતે ફરમાવ્યું કે :

"ગમ ન કરો. ત્રણે હુકમો રદ થઈ જશે. અને અલ્લાહ તઆલાના ફઝલો કરમથી તેઓને તેમનો હોદ્દો ફરી પાછો મળશે."

અને એવું જ થયું. જયારે હાકિમનો આ હુકમ તેના ઉપરી અધિકારી (વડા હાકિમ) પાસે ગયો તો તેણે પોતે એની ઊંડી તપાસ કરાવી અને ખરી હકીકત જાણીને ત્રણે હુકમો રદ કરી દીધાં.

નવાબ દીન સાહબને :

- પ્રથમ તો સઝાથી મુકિતની ખૂશખબરી મળી.
- તે પછી દંડની રકમ પરત કરવાની ખૂશખબરી મળી.
- તે પછી જિલ્લાદારના હોદ્દા પર ફરીથી નિયુકત કરવાની ખૂશખબરી મળી.

મુનશી નવાબદીન સાહબ જાતે હઝરતની ખિદમતમાં હાજર થયા અને આપનો શુક્રિયહ અદા કર્યો.

## [૩] બીમાર ખચ્ચર સારું થઈ ગયું

એક શખ્સ એક બીમાર ખચ્ચરને લાવ્યો. તેનું શરીર એટલું ધ્રૂજતું હતું કે એક સેકન્ડ માટે પણ શાંત થતું ન હતું !

તેના શરીરમાંથી પરસેવાના ટીપાંઓ ટપકી રહ્યા હતા.

એવું મા'લૂમ થતું હતું કે તત્કાલ તે બેહોશ થઈને ઊંધા મોઢે ઢળી પડશે.

હું (મૌલાના અહમદઅલી ધરમકોટી) હઝરત સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર હતો.

આપે તે ખચ્ચરને મહેરબાની અને વહાલ ભરેલી નઝરથી જોયું.

તે પછી ફરમાવ્યું કે :

"આ ખચ્ચર તો ઠીક છે ! "

મેં જોયું કે, આપના ફરમાવવા બા'દ, ન તે ખચ્ચર ધ્રૂજતું હતું કે ન તેના શરીરમાંથી પરસેવો ટપકતો હતો !

જાણે તે ખચ્ચર બિલ્કુલ તંદુરસ્ત થઈ ગયું હતું !

ખચ્ચરનો માલિક આ જોઈને ઘણો ખૂશ થયો. અને આપના આસ્તાનાની ધૂળ પોતાના મુખ પર લગાડીને તે ખચ્ચર પર સવાર થઈને ચાલ્યો ગયો !

## [૪] આપની દુઆથી આજીવન કેદમાંથી મુક્તિ મળી

એક દિવસે હઝરત સય્યિદ સાદિકઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ મકાન શરીફ (રત્ર–છત્ર)માં બેઠા હતા ત્યારે એક મુસીબતમાં મુકાયેલી ઓરત આવી. તે ખૂબ ઝાર ઝાર રડવા લાગી.

તેણીએ હઝરતને અરજ કરી કે :

"મારા નિર્દોષ દીકરાને, અપરાધ વગર, ઉંમરકેદ (આજીવન કેદ)ની સજા થઈ છે. હું આપની ખિદમતમાં દુઆ માટે હાજર થઈ છું."

હઝરતે તે ઔરત પર મહેરબાની ફરમાવી અને ફરમાવ્યું કે :

"અદાલતમાં તારા પુત્રનો મુકદ્દમો ચાલશે. અલ્લાહ તઆલાના ફઝલ અને કરમથી તારો પુત્ર છૂટી જશે."

થોડો જ અરસો વીત્યો હતો કે તેની મુકિતની ખૂશખબર મળી અને અસલ અપરાધીને સઝા કરવામાં આવી.

## [૫] બાળ મરણમાંથી મુક્તિ

ઘણી ઓરતોને બાળક જન્મયા પછી જીવતા ન હતા. બાળપણમાં જ મરણ પામતા હતા.

હઝરત સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની બરકતથી સેંકડો ઓરતોના બાળકો બાળમરણથી બચી ગયા.

## [૬] દિલની વાતો જાણી ગયા

એક દિવસે હઝરત સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ મારા (મૌલાના અહમદઅલી ધરમકોટીના) ઘરે તશરીફ લાવ્યા.

મેં મારા ભત્રીજા સય્યિદ રસૂલના નવા જન્મેલા પુત્રનું નામ રાખવા માટે આપની ખિદમતમાં પેશ કર્યો.

મારા દિલમાં આ વાત આવી કે અગર 'ગુલામ રસૂલ' અથવા 'આલિ રસૂલ' રાખે તો ઘણું સારું થાય.

હઝરતે પહેલાં તો ફરમાવ્યું કે :

"ગુલામ રસૂલ."

અને તે પછી ફરમાવ્યું કે :

"આલિ રસૂલ."

અને તે પછી ફરમાવ્યું કે :

"મેં એનું નામ 'આલિ રસૂલ' રાખ્યું છે."

## [૭] આપની દુઆથી બીમાર બાળક તંદુરસ્ત થઈ ગયું

ચૌધરી રહમતખાન સાહબનું બયાન છે કે :

- મારા પુત્ર અલી ગવહરનો પુત્ર સખત બીમાર થયો.
- ઘણાં હકીમોનો ઈલાજ કર્યો પરંતુ કંઈ ફાયદો ન થયો.

છેવટે અલી ગવહરને હઝરત સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં મોકલ્યો. તેણે હઝરતને એના પુત્રની તંદુરસ્તી માટે દુઆની અરજ કરી.

હઝરતે દુઆ માટે હાથો ઉઠાવ્યા.

તે પછી ફરમાવ્યું કે :

"જલદી ઘરે પાછા જાઓ ! તમારો પુત્ર તંદુરસ્ત થઈ ગયો છે !"

અલી ગવહર ઘરે પાછા પહોંચ્યા અને જોયું તો તેનો પુત્ર સંપૂર્ણ તંદુરસ્ત થઈ ગયો હતો !

## [૮] દિલની વાત જાણવાનો બીજો બનાવ

ચૌધરી સરદાર મલ્લાહ હઝરતના ખૂબ અકીદતમંદ અને નિયાઝમંદ હતા. તેઓનું બયાન છે કે :

- એક દિવસે હઝરત સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ વહાણમાં સવાર હતા.
- એક ઝમીનદારે તરબૂઝ લાવીને હઝરતની ખિદમતમાં પેશ કર્યા.
- મારા દિલમાં આ વાત આવી કે :
  - આ તરબૂઝોમાંથી બે તરબૂઝ મને ઈનાયત ફરમાવે તો કેવું સારું !
  - વળી તરબૂઝોના ઢગલામાંથી એ બે તરબૂઝ પણ પહેલાંથી જ મેં મારી નઝરથી પસંદ કરી લીધા હતા.
- જયારે વહાણ કિનારે પહોંચ્યું તો તે જ મારી પસંદગીના બે તરબૂઝ મને હઝરતે ઈનાયત ફરમાવ્યા !

## [૯] ગોશ્તની ખ્વાહિશનો ઈન્તિઝામ ગયબથી થઈ ગયો

ચૌધરી સરદાર મલ્લાહે એક બીજો બનાવ આ પ્રમાણે બયાન કર્યો :

- એક વખતે હઝરત સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ હઝરત સય્યિદ શાહ હુસયનઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત સય્યિદ શાહ બક્કન શાહ રહમતુલ્લાહિ અલયહિને ત્યાં કલાનૂર ગામમાં હાજર હતા.
- તરીકતના તાલિબો આજુબાજુ ભેગાં થઈ ગયા હતા.
- આપ દરેકની તરફ એક પછી એક તવજજુહ ફરમાવતા હતા.
- એ જ દવરાન વાતો કરતાં કરતાં આપની ઝબાન પર ગોશ્તની વાત આવી.
- કેટલાક લોકોએ ખ્યાલ કર્યો કે શાયદ હઝરતનું મન ગોશ્ત ખાવા ચાહે છે. એટલે ભોજનમાં શિકારનું ગોશ્ત પેશ કરવું જોઈએ.
- અચાનક એક મુર્ગાબી (જળ પક્ષી) ઊડતું આવ્યું અને આપની મજલિસમાં ઢળી પડયું.

- તેના પાછળ શિકારી પણ આવી પહોંચ્યો.
- શિકારીએ મુર્ગાબીને ઝબહ કરીને હઝરતની ખિદમતમાં હદિયહ (ભેટ) તરીકે પેશ કર્યું.

## 3 મુરીદો, ખલીફાઓ, અવલાદ, નિકટના સગાંઓ અને જાનશીન

### ચાર સાહબઝાદાઓનો ટૂંકો પરિચય

- આપના હઝારો મુરીદો હતા.
- આપના ખલીફાઓ પણ ઘણાં હતા પરંતુ સંખ્યા અને નામો જાણી શકાયા નથી.
- આપના ચાર સાહબઝાદાઓ હતા.
- આપના ઈન્તિકાલ બા'દ આપના સૌથી મોટા સાહબઝાદહ હઝરત સય્યિદ મીર બારકલ્લાહ સાહબ આપ (રહ.)ના જાનશીન થયા.
- જાનશીન સાહબઝાદહનું જીવનચરિત્ર લખવા પહેલાં, અહીં પ્રથમ તે પછીના ત્રણ સાહબઝાદાઓ, આપના બનેવી તથા ભાણેજનો ટૂંકો પરિચય લખવામાં આવે છે.

### [૧] સય્યિદ મીર ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરતના બીજા નંબરના સાહબઝાદહ હતા.
- હાજી હાફિઝ મિરઝા મુહમ્મદ યહ્યા ખાન આપના નાના થતા હતા.
- આપ નવયુવાન વયે જ હયઝહ (કોલેરા)ના રોગથી ઈન્તિકાલ પામ્યા હતા.
- હજુ આપની શાદી પણ થઈ ન હતી.

### [૨] સય્યિદ મીર આલે રસૂલ રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરતના ત્રીજા નંબરના પુત્ર હતા.
- આપ પણ હાફિઝ મિરઝા મુહમ્મદ યહ્યા ખાનના નવાસા હતા.
- આપ કોઈને પણ જાણ કરવા વગર હજના ઈરાદાથી મુંબઈ તશરીફ લઈ ગયા.
- મુંબઈ પહોંચીને હજ માટે જવા માટે ઈજાઝત મેળવવા માટે આપે વાલિદ–વાલિદહને પત્ર લખ્યો.
- આપને ઈજાઝત આપવામાં આવી.
- મક્કા મુઅઝઝમહ પહોંચીને એક–બે પત્રો લખ્યા.
- તે પછી આપના તરફથી કોઈ પત્ર સંદેશો કે સમાચાર મળ્યા નહિ.
- ઘણી તપાસ કરવામાં આવી પરંતુ આજ સુધી કોઈ ચોક્કસ માહિતી મળી શકી નથી.

## [૩] <u>હઝરત મૌલાના મીર ગુલામ રસૂલ રહિમહુલ્લાહ</u>

- હઝરત મૌલાના સય્યિદ સાદિક અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના આપ ચોથા નંબરના પુત્ર હતા.
- આપનો જન્મ હિજરીસન ૧૨૮૦ મુતાબિક ઈસ્વીસન ૧૮૬૩ માં મકાન શરીફમાં થયો હતો.
- અરબી અને ફારસી ઉલૂમ મૌલવી ગંજ બખ્શ સાહબ પાસે હાસિલ કર્યો.
- સિહાહ સિત્તહ (હદીસ શરીફ)ની સનદ હઝરત મૌલાના મુફતી મુહમ્મદ મસઊદ સાહબ દહેલવી (હઝરત સય્યિદ ઈમામ અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા)ના દારુલ ઉલૂમમાં ઉચ્ચ કક્ષાના ફાઝિલ ઉલમાએ કિરામથી, દિલ્હીમાં રહીને હાસિલ કરી.
- મન્તિક (તર્કશાસ્ત્ર) અને હિકમતની કેટલીક કિતાબો મૌલવી મુહમ્મદ ઈસહાક સાહબ મન્તિકીથી ત્યાં જ પઢી.

- અકલી અને દીની તા'લીમથી ફારિગ થઈને આપે પોતાના વાલિદ માજિદ હઝરત સય્યિદ સાદિકઅલી શાહ સાહબથી બયઅત કરી.
- ટૂંક મુદતમાં સુલૂકની તમામ મન્ઝિલો અને મકામો પાર કરી લીધા.
- સંપૂર્ણ પરિપૂર્ણ કામિલ થઈને વાલિદ સાહબથી જ નકશબંદી તરીકાની ખિલાફત મેળવી. હઝારો લોકોએ આપથી બાતિની ફયઝ મેળવ્યો.
- આપ પોતાના ઝમાનાના બેહતરીન ઉલમા અને સુલહામાં ગણાતા હતા.
- પંજાબના લોકો આપના ઈલ્મ અને ફઝલના પ્રશંસકો છે.
- પંજાબના ગુરદાસપૂર જિલ્લાના આલા તરીન મુફતી તરીકે આપનું સ્થાન હતું.
- આપનું લખાણ અને આપની વાત ઉલમામાં સનદ ગણાતી હતી.
- કુરઆન શરીફને તરતીલથી પઢવાના કારણે આપને ખાસ શર્ફ અને વિશિષ્ટતા હાસિલ હતા.
- આપના વાલિદ માજિદ સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહિમહુલ્લાહુના ઈન્તિકાલ બા'દ ૨૫ (પચ્ચીસ) વરસ સુધી મસ્જિદમાં વાલિદ સાહબ રહિમહુલ્લાહુના સ્થાને ઈમામત કરી.
- ૧૯, જમાદિલ આખર, હિજરીસન ૧૩૪૧ મુતાબિક ઈસ્વીસન ૧૯૨૩ માં મંગળવારના દિવસે મળસ્કે સાડા પાંચ કલાકે આ ફાની દુનિયાથી બાકી દુનિયા તરફ પ્રયાણ કરી ગયા.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપનો મઝારે મુબારક મકાન શરીફ (રત્ર–છત્ર)માં છે.
- આપના પછી આપના સાહબઝાદહ હઝરત મૌલાના સય્યિદ મન્ઝૂર અહમદ આપના જાનશીન થયા.

## પાકિસ્તાન હિજરત કરી ગયા

- હઝરત મૌલાના સય્યિદ મન્ઝૂર અહમદ સાહબ પ્રખર આલિમ હતા.

- ૧૯૪૭ માં આપ પાકિસ્તાન હિજરત કરી ગયા અને સાહીવાલ (પંજાબ, પાકિસ્તાન)માં સ્થાયી થયા.
- ત્યાં જ આપનો ઈન્તિકાલ થયો અને ત્યાં જ દફન થયા.
- હવે આપના સાહબઝાદહ આપના જાનશીન છે.

## બીજા બે બુઝુર્ગોનો ટૂંકો જીવન પરિચય

### [૧] સય્યિદ મીર બરકતઅલી સાહબ રહિમહુલ્લાહ

- આપ હઝરત સય્યિદ મુરાદઅલી સાહબ રહિમહુલ્લાહુના પુત્ર હતા.
- આપના પિતા સય્યિદ મુરાદઅલી સાહબ રહિમહુલ્લાહુ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહિમહુલ્લાહુના હકીકી ચાચા હતા.
- એટલે સય્યિદ બરકતઅલી સાહબ રહિમહુલ્લાહુ અને હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહિમહુલ્લાહુ બન્ને પિત્રાઈ ભાઈઓ હતા.
- ઉપરાંત સય્યિદ બરકતઅલી સાહબની શાદી હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની સાહબઝાદી (પુત્રી) સાથે થઈ હતી એટલે દામાદ પણ હતા.
- હઝરત સય્યિદ મીર બરકતઅલી સાહબ રહલૂ નગરમાં વરસો સુધી રહ્યા અને રાજાના પુત્રો તેમજ મિરઝાના પુત્રોની તા'લીમનું કામ હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના હુકમથી કરતા રહ્યા.

### [૨] મૌલવી કરામતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ

- સય્યિદ મીર બરકતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ કેટલાક દિવસોની રજા લઈને જયારે રહલૂથી પોતાના વતન તશરીફ લઈ જતા ત્યારે આપના પુત્ર મીર કરામતઅલી સાહબ આપના જાનશીન (નાઈબ) તરીકે કામ કરતા.

- તે પછી મીર કરામત અલી સાહબ વઝીરાબાદમાં કેટલાયે વરસો સુધી પઢાવતા રહ્યા.
- મવલવી કરામત અલી સાહબે પ્રથમ ખાસ મકાન શરીફમાં અને તે પછી પંજાબના વિવિધ સ્થળોએ અને છેવટે દિલ્હી જઈને ઈલ્મ હાસિલ કર્યો.
- ફારસીમાં આપ આખા પંજાબમાં અજોડ ગણાતા હતા.
- આપ ઉચ્ચ કક્ષાના કવી પણ હતા.
- આપના અસંખ્ય અશઆર મવજૂદ છે.
- અરબીમાં મવલવીના દરજ્જા સુધી તા'લીમ મેળવી હતી.
- કુરઆન શરીફ પઢવું આપનો ખાસ હિસ્સો છે.
- પઢાવવાની અને શીખવવાની આપમાં જે કુનેહ અને આવડત હતી તે અનન્ય હતી.
- આપે આખી જિંદગી તા'લીમ આપવાનું કામ કર્યું.
- આપના બે સાહબઝાદાઓ (પુત્રો)ની શાદી હઝરત સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની પૌત્રીઓ (મીર આલે રસૂલ સાહબ રહમતુલ્લાહિ અલયહિની પુત્રીઓ) સાથે થઈ હતી.
- હઝરત મૌલવી કારી કરામત અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના નીચે પ્રમાણે ૬ (છ) પુત્રો હતા :

(૧) મુહમ્મદ યૂસુફ (૨) મુહમ્મદ મજીદ (૩) મુહમ્મદ યૂનુસ
(૪) મુહમ્મદ હુસયન (૫) મુહમ્મદ મઝહર (૬) મુહમ્મદ રશીદ

## જાનશીન હઝરત મીર બારકલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત મૌલાના સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા પુત્ર હતા.
- હિજરીસન ૧૨૭૫ મુતાબિક ઈસ્વીસન ૧૮૫૮ માં આપનો

મુબારક જન્મ થયો હતો.

- આપે ઈલ્મે જાહિરીની તા'લીમ, જન્દયાલા ઢાબવાલા, જિલ્લા ગુજરાનવાલા (પંજાબ)ના રહેવાસી મવલવી ગંજબક્ષ સાહેબ પાસે મેળવી.
- તે પછી પોતાના વાલિદે બુઝુર્ગવાર હઝરત સય્યિદ સાદિક શાહ સાહબથી બયઅત કરી.
- ટૂંકી મુદતમાં આપ સુલુકની તમામ મન્ઝિલો પાર કરીને હઝરત વાલિદ સાહબથી ખિલાફત મેળવી.
- હિજરીસસન ૧૩૧૭ મુતાબિક ઈસ્વીસન ૧૮૯૯ માં વાલિદ સાહબની વફાત બા'દ આપ જાનશીન થયા.
- હઝારો લોકો આપથી ફયઝયાબ થયા.
- વીસ વરસ સુધી સજજાદાનશીન રહીને ૨૦, મુહર્રમ, હિજરીસન ૧૩૩૭ મુતાબિક ઈસ્વીસન ૧૯૧૮ માં રવિવારના દિવસે રાતે આપની વફાત થઈ. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**
- આપનો મઝારે મુબારક મકાન શરીફ (રત્ર—છત્ર)માં છે.

## આપના જાનશીન હઝરત સય્યિદ મીર મઝહરે કય્યૂમની પાકિસ્તાન હિજરત

- હઝરત મીર સય્યિદ બારકલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ બા'દ આપના સાહબઝાદહ સય્યિદ મીર મઝહરે કય્યૂમ સાહબ જાનશીન થયા.
- દેશના વિભાજન વખતે હઝરત સય્યિદ મીર મઝહરે કય્યૂમ સાહબ, એમના ઘરવાળા, ખાનદાનવાળા તથા લગભગ તમામ મુસલમાનો પાકિસ્તાન હિજરત કરી ગયા.
- હઝરત સય્યિદ મીર મઝહરે કય્યૂમ સાહબ પોતાના પરિવાર સાથે

પાકિસ્તાનના પંજાબ પ્રાંતમાં, શયખૂપૂરા જિલ્લાના બુલેર શરીફ નામના ગામમાં સ્થાયી થયા.

- આપના ઈન્તિકાલ બા'દ આપના સાહબઝાદહ હઝરત સય્યિદ મીર મહફૂઝ હુસયન સાહબ સજ્જાદાનશીન થયા.
- બુલેર શરીફ, જિલ્લા શયખૂપૂરા, પાકિસ્તાન પંજાબમાં હઝારો લોકોએ આપથી બાતિની ફૈઝ મેળવ્યો.

## રત્ર–છત્ર (મકાન શરીફ) જવા માટે માર્ગદર્શન

- રત્ર–છત્ર (મકાન શરીફ) પંજાબમાં ગુરદાસપૂર જિલ્લામાં, પાકિસ્તાની સરહદથી માત્ર ચાર–પાંચ કિલોમીટર દૂર આવેલું છે.
- પાકિસ્તાની સરદહ નજીક હોવાથી મિલિટરીનો સખત જાપતો અને કડક ચેકીંગ રહે છે.
- મુસ્લિમોની વસ્તી નહિવત છે.
- હઝરતની અવલાદ અને ખાનદાનના લોકો પણ દેશના વિભાજન વખતે પાકિસ્તાન જઈને વસેલા હોવાથી અહીં કોઈ નથી.
- આપનો મઝારે મુબારક 'રોઝેવાલે બાબા' તરીકે પ્રખ્યાત છે.
- અમૃતસરથી રત્ર–છત્ર (મકાન શરીફ) બાય રોડ આશરે ૫૦ (પચાસ) કિલોમીટર દૂર છે.
- અમૃતસરથી મજીઠીયા, ફતેગઢ ચુરીયાં, સતરહ ખુરદી થઈને રત્ર–છત્ર આવે છે.
- દેરા બાબા નાનક નામનું પ્રખ્યાત સ્થળ ત્યાંથી માત્ર ૨૫ કિ.મી. દૂર છે.
- રત્ર–છત્રથી કાલા અફઘાન ૧૮ (અઢાર) કિલોમીટર દૂર છે.
- રત્ર–છત્રથી કલાનૂર ૨૦ (વીસ) કિલોમીટર દૂર છે.
- કાલા અફઘાનથી કલાનૂર ૨૦ (વીસ) કિલોમીટર દૂર છે.

# છઠ્ઠો વિભાગ

## હઝરત શેર મુહમ્મદ ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિ

સૂચના :

(૧) છઠ્ઠો અને સાતમો બન્ને વિભાગો સંપૂર્ણ 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાંથી નકલ કર્યા છે.

(૨) એના લેખક હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી છે.

(૩) એમાં બુઝુર્ગોના નામો આપે નીચે પ્રમાણે ટૂંકમાં લખ્યા છે :

- 'સય્યિદ સાહબ'
  [હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહિમહુલ્લાહ]
- 'બડે હઝરત સાહબ'
  [હઝરત શેર મુહમ્મદ ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિ]
- 'હઝરત સાહબ'
  [હઝરત મુહમ્મદઅલી શેર ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિ]

હઝરત મવલાના મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ લખે છે કે :

હઝરત શેર મુહમ્મદ ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિ મારા દાદાપીર છે અને જનાબ હઝરત સય્યિદ સાહબના મહાન ખલીફાઓ પૈકી છે. એટલા લાંબા સમય સુધી જનાબ હઝરત સય્યિદ સાહબની ખિદમતમાં આપ રહ્યા છે અને ખિદમત તથા કસબે સુલૂક કર્યા છે કે કોઈ બીજો આપની તુલના કરી શકે તેમ નથી. આપની ખાસ કાબુલની પૈદાઈશ છે. યુવાનીમાં હિન્દુસ્તાન તશરીફ લાવ્યા અને જનાબ હઝરત સય્યિદ સાહબથી બયઅત થઈને વીસ વર્ષ સુધી રાત–દિવસ હઝરત સય્યિદ સાહબની ખિદમત શરીફમાં હાજર રહ્યા.

આપના હસ્તક ઘોડાઓની ખિદમત હતી. જનાબ હઝરત સય્યિદ સાહબના ખાસ સવારીના ઘોડા માટે આખો દિવસ દાતરડી અને જાલી લઈને ઉમદહ ઘાસ ખોદતા રહેતા અને ખવડાવતા રહેતા અને તેને સ્વચ્છ રાખતા. આખી રાત મુરાકિબ રહેતા. અત્યંત સાદાઈથી જિંદગી ગુઝારત હતા.

## વીસ વર્ષ સુધી પીરની ખાલિસ ખિદમત કરી

શિયાળાના દિવસોમાં એક દિવસે રાત્રે ઈશા બા'દ આપ જનાબ સય્યિદ સાહબનો ઘોડો જંગલથી લાવ્યા. એ સમયે જનાબ સય્યિદ સાહબ ઝનાના મકાનમાં તશરીફ લઈ જઈ ચૂકયા હતા. મોટા હઝરત સાહબે અદબના કારણે સાદ ન આપ્યો અને ચુપચાપ ઊભા રહ્યા. ઠંડી વધારે હતી અને આપની પાસે એ સમયે ઓઢવા માટે માત્ર એક કંતાનની ગુણપાટ હતી. આપે એને ઓઢી હતી. એનાથી કંઈક ઠંડીનું રક્ષણ હતું પરંતુ ઠંડીના કારણે ઘોડો ધ્રૂજતો હતો. આપે પોતાની ઠંડીનો કંઈ ખ્યાલ ન કર્યો અને પોતે ઓઢેલી ગુણપાત ઘોડાને ઓઢાવી દીધી. પછી આપને ઠંડી વધારે લાગવા માંડી.

એ સમયે મકાનની અંદર ખાદિમાથી હઝરત સય્યિદ સાહબે

ફરમાવ્યું કે :

"ઠંડી વધારે લાગે છે. બીજું કપડું ઓઢાડો."

ખાદિમાએ ઓઢાડી દીધું.

ફરી ફરમાવ્યું કે :

"બીજું ઓઢાડો."

ખાદિમાએ બીજું ઓઢાડી દીધું. પરંતુ આપની ઠંડી વધતી જ ગઈ.

તે પછી આપ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

"આ ઠંડી, ઠંડીના કારણે નથી. જુઓ અમારો કોઈ દોસ્ત તો બહાર ઠંડીમાં ઊભો નથી ? "

ખાદિમાએ જોયું તો મોટા હઝરત સાહબ ખુલ્લા શરીરે ધ્રૂજી રહ્યા હતા. આ હાલ ખાદિમાએ જઈને અર્ઝ કર્યો. જનાબ હઝરત સય્યિદ સાહબ પોતાની ઓઢવાની એક રજાઈ લઈ આવ્યા અને પોતાના મુબારક હાથ વડે મોટા હઝરત સાહબને ઓઢાડી દીધી અને ફરમાવ્યું કે :

"ખાન સાહબ ! તમે જાનવરને ઓઢાડી દીધું અને પોતે ઠંડીમાં ખુલ્લા ઊભા રહ્યા, આ શું કર્યું ? "

મોટા હઝરત સાહબે ફરમાવ્યું કે :

"હઝરત ! દિલે ન માન્યું કે હુઝૂરનો ઘોડો ખુલ્લો ઊભો રહે અને કષ્ટ ઉઠાવે અને હું ગુણપાટ ઓઢેલી રાખું."

આવી ખિદમત કરનારો ખાદિમ અને તાલિબે સાદિક અને વળી વીસ વર્ષ સુધી જનાબ સય્યિદ સાહબ જેવા શયૂખે અકમલની ખિદમતમાં રહે એમની તરક્કીએ દરજાત અને કુર્બે સરવરે કાઈનાત

અલયહિત્તહિય્યતુ વત્તસ્લીમાતનો શું અંદાઝો થઈ શકે ? !

એટલા જ માટે કોઈએ સરસ ફરમાવ્યું છે કે :

**ખિદમત વૂરા બ કુંગુરએ કિબ્રિયા રસદ.**
ખિદમત તને બુઝુર્ગીના શિખરે લઈ જશે.

અને બીજા કોઈએ કેટલું સરસ કહ્યું છે કે :

**દિલ બ દસ્ત આવર કે હજ્જે અકબરસ્ત,**
પીરનું દિલ ખૂશ કર, એ હજ્જે અકબર સમાન છે,

**સદ હઝારાં કઅ્બહ યક દિલ બેહતરસ્ત.**
લાખ (નફિલ) હજ કરવા કરતાં કોઈ એક અલ્લાહવાળાના
દિલને ખૂશ કરવું બેહતર છે.

વીસ વર્ષની આ રાત–દિવસની ખિદમતમાંથી મેં નમૂનારૂપે માત્ર એક ખિદમત લખી છે. આ ખિદમતો અને ઝિક્ર–ફિક્ર તથા મુરાકબાતની વિપુલતાનો જે બદલો મળ્યો છે તે પણ હું ટૂંકમાં લખીશ.

## આપના કમાલાત અને ખૂબીઓ માટે પ્રમાણપત્ર

જનાબ હઝરત સય્યિદ સાહબે ઈન્તિકાલના સમયે ફરમાવ્યું કે :

"ફકીરના (હઝરત સય્યિદ સાહબના) ઈજાઝત પામેલા જે ખલીફાઓ છે તેઓમાંથી કોઈ પણ ખયરો બરકત અને અનવારે નિસ્બતથી ખાલી નથી. પરંતુ જે કોઈ ફકીરની સુહબતનો રસાસ્વાદ ચાહે તે મારા ઈન્તિકાલ પછી શેર મુહમ્મદ ખાન સાહબની ખિદમતમાં જાય."

હઝરત સય્યિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો આ ઈર્શાદ મોટા હઝરત સાહબના કમાલાત અને તમામ ખૂબીઓની સાબિતી માટે

પૂરતો છે. મોટા હઝરત સાહબ અંતિમ કક્ષાના આબિદ, ઝાહિદ, રિયાઝતકશ, સાબિર અને કાનિઅ (થોડા પર સંતોષ માનનારા) હતા. અને હઝરત સય્યિદ સાહબના ખાસ ખિદમત ગુઝાર હતા. આપની રિયાઝત, ખિદમત અને ખુલૂસ, ઘોડાની ખિદમતથી ખૂબીપૂર્વક જાહેર છે. અને વળી આખી રાત મુરાકિબ રહેવું એ મા'મૂલી વાત નથી. અને વળી એ હાલતમાં વીસ વર્ષ ગુઝારવા સરાસર ફઝલે ખુદા છે.

## જમીન અને આસમાનની દરેક વસ્તુમાંથી ઝિકરનો અવાજ આવતો હતો

મોટા હઝરત સાહબ ફરમાવે છે કે :

શરૂઆતના સમયમાં ઝિકરની વિપુલતાની એ હાલત હતી કે સમગ્ર શરીર ઉપરાંત જમીન, આસમાન અને દરેક વૃક્ષ તથા પથ્થર અને રજકણમાંથી ઝિકરે હકનો અવાજ આવતો હતો. અને સુલૂકના અંતિમકાળમાં જયારે હું ઈશા બા'દ મુરાકિબ થઈને બેસી જતો તો કોઈ કુર્આન શરીફ **'અલ્હમ્દુ શરીફ'** થી શરૂ કરતો અને સવારે **'વન્નાસ'** પર ખતમ કરીને આ સાદ આપતો :

**''ઈન્ની.''** (''બેશક, હું છું.'')

અને પછી અવાજ ન આવતો.

**આગાહી :**

કુર્આન શરીફની આ શરૂઆત અને અંતથી મુરાદ ખત્મે સુલૂક છે. અને **'ઈન્ની'** શબ્દથી કુર્બતે ઝાતે બહત (અલ્લાહ તઆલાની નિકટતા) છે.

## આપના કશ્ફો અને કરામતો

આપની ઝાતથી કશ્ફ, તસર્રુફાત, ખર્કે આદાત અને કરામાત ઘણાં પ્રમાણમાં જાહેર થયા છે. જો એ તમામને અહીં લખું તો તે પોતે જ એક કિતાબ બની જશે અને તે પણ મારી અલ્પ જાણકારી અનુસાર હશે. જે લોકો તાલિબે ખુદા વર્ષો સુધી આપની ખિદમતમાં રહ્યા છે તેઓ કંઈક કંઈક જાણે છે. નહિતર અવલિયા અલ્લાહનો બધો હાલ કોઈનથી જાણતું.

હઝરત ઈમામુત્તરીકહ મહબૂબે સુબ્હાની કુતુબે રબ્બાની શયખ અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

"જે તઅલ્લુક રબનો તાલિબે ખુદા સાથે હોય છે, તે તઅલ્લુકથી સંપૂર્ણ રીતે પીર પણ પરિચિત નથી હોતો."

તો પછી ભલા ગયૂર શખ્સ અથવા મુરીદ પીરના હાલાતથી શું પરિચિત થઈ શકે ? ! આપની બુઝુર્ગી, કુર્બે ખુદા, કસરતે બરકત અને ફયૂઝાનનો નમૂનો હઝરત સાહબની ઝાત છે. જેમને જોવાથી મા'લૂમ પડે છે કે જેમના પરવરિશ પામેલા અને ખાદિમ આવા છે તો એમના પીરના કમાલનું શું અનુમાન કરી શકાય ?

## મરેલી ભેંસ જીવતી થઈ ગઈ

મોટા હઝરત સાહબ જે સમયે હઝરત સય્યિદ સાહબની ખિદમતમાં હાજર રહેતા હતા અને આપ પર જઝબે રબ્બાની તારી રહેતો હતો એ સમયે એક ડોસી આપના સામેથી રડતી રડતી પસાર થઈ.

આપે ફરમાવ્યું કે :

"અમ્મા ! શું થયું, કેમ રડો છો ? "

તે બોલી કે :

"મિયાં સાહબ ! મારી એક ભેંસ હતી ! જેનું દૂધ હું વેચતી હતી અને બાળકોનો નિર્વાહ કરતી હતી. આજે રાતે તે ભેંસ

મરી ગઈ એટલા માટે હું રડું છું. અને ચમારોને બોલાવવા માટે જાઉં છું કે તેઓ ભેંસને ઉઠાવીને લઈ જાય."

મોટા હઝરત સાહબે ફરમાવ્યું કે :

"અમ્મા ! તે ભેંસ જીવતી હશે, મરી ન હશે. ચાલો હું એને જોઉં."

આપ એની સાથે તશરીફ લઈ ગયા અને ભેંસના શિંગડા પોતે પકડયા અને તે અવરતથી ફરમાવ્યું કે :

"તું પૂંછડી પકડ અને સાદ આપ."

અલ્લાહ તઆલાની કુદરતથી તે ભેંસ તે જ સમયે જીવતી થઈને ઊભી થઈ ગઈ અને કેટલાંયે વર્ષ સુધી જીવિત રહી અને એને બચ્ચાં પણ થયા !

## કરામતવાળાને દુનિયાદાર લોકો પરેશાન કરે છે

આ ખબર હઝરત જનાબ સય્યિદ સાહબને પહોંચી. હઝરત સય્યિદ સાહબે આ કરામત જાહેર કરવા માટે પોતાની નાખૂશી જાહેર કરી. મોટા હઝરત સાહબને હઝરત સય્યિદ સાહબની નાખૂશીના કારણે સદમો થયો તથા કરામત જાહેર કરવા બદલ પસ્તાવો થયો. આપ રંજની હાલતમાં રાવી નદીની રેતી પર વૃક્ષો નીચે જઈને સૂઈ ગયા. જયારે થોડું મોડું થયું તો હઝરત સય્યિદ સાહબે ખાદિમથી ફરમાવ્યું કે :

"ખાન સાહબ ઘણાં સમયથી દેખાતા નથી. એમને શોધી લાવો."

ખાદિમ આપને શોધીને હઝરત સય્યિદ સાહબની ખિદમતમાં લાવ્યા. જનાબ હઝરત સય્યિદ સાહબે ખૂબ મહેરબાનીથી ફરમાવ્યું કે :

"મારા કહેવાથી તમે નાખૂશ થયા. હું તમારાથી નાખૂશ નથી. બલ્કે એટલા માટે કહ્યું હતું કે કરામતના આ પ્રમાણે જાહેર

થવાથી દુનિયાદાર લોકો રાત–દિવસ પરેશાન કરશે અને અલ્લાહ તઆલાની યાદ કરવા ન દેશે. નહિતર જે દવલત અલ્લાહ તઆલાએ તમને અર્પણ કરી છે તેનો ઉપયોગ અને ખર્ચ કરવા માટે તમે મુખ્તિયાર (સ્વતંત્ર) છો."

## મરેલું બુલબુલ બોલવા લાગ્યું

મકાન શરીફમાં આપની આ કરામત સૌ કોઈ જાણે છે કે જયપૂરમાં એક શખ્સ હતો જે દરબારની હઝાર દાસ્તાન બુલબુલ પર નિયુકત હતો અને એના જીવન નિર્વાહનું એ જ સાધન હતું. સંજોગવશાત્ તે બુલબુલ મરી ગયું. મોટા હઝરત સાહબની ખિદમતમાં તે પિંજરું લઈને હાજર થયો. મોટા હઝરત સાહબ એ સમયે જયપૂરમાં રહેતા હતા.

પેલા શખ્સે કહ્યું :

"બુલબુલ મરી ગયું. મારા સમગ્ર ઘરના જીવન નિર્વાહનું સાધન એ જ હતું. હવે હું શું કરું ? "

મોટા હઝરત સાહબે ફરમાવ્યું કે :

"પિંજરા પર કપડું ઢાંકીને સાદ આપો ! "

કુદરતે હક, જયારે તેણે સાદ આપ્યો તો તે પિંજરામાંથી નિયમાનુસાર સેંકડો બોલીઓ બોલવા લાગ્યું. ખૂશીના કારણે પેલા શખ્સે કપડું કાઢી નાંખ્યું. જોયું તો બુલબુલ મરેલું પડયું છે. ફરી પાછો તે ગમગીન થઈ ગયો. પરંતુ આપના તરફ એની શ્રદ્ધા વધી ગઈ.

ફરી પાછો કહેવા લાગ્યો કે :

"હઝરત ! દુઆ ફરમાવો કે અલ્લાહ તઆલા એને જીવંત કરી દે."

આપે ફરમાવ્યું કે :

"કપડું નાંખો અને અવાજ આપો."

વળી પાછું તેણે એ પ્રમાણે કર્યું. ફરી પાછું તે બુલબુલ બોલવા લાગ્યું. પાછું તેણે કપડું કાઢી નાંખ્યું. અને ત્રીજી વખત પણ એ જ પ્રમાણે થયું.

મોટા હઝરત સાહબે ફરમાવ્યું કે :

"મિયાં ! હવે એનું મૃત્યું અટલ છે. હવે દુઆને દખલ નથી. તમે સબર કરો અલ્લાહ તઆલા તમારા માટે રોઝીના બીજા સાધનો બનાવશે."

## આપ રહમતુલ્લાહિ અલયહિના બે શરીરો દેખાતા હતા

હઝરત (મુહમ્મદ અલી શેર ખાન) સાહબ ફરમાવતા હતા કે :

હું દર વર્ષે અથવા બીજા વર્ષે કાલા અફઘાન (ભારતમાં પંજાબ પ્રાંતમાં અમૃતસરની નજીક) જ્યાં આપ (મોટા હઝરત સાહબ) રહેતા હતા ત્યાં જરૂર હાજર થતો હતો. અને એક–બે મહિના આપની ખિદમતમાં રોકાતો હતો. જ્યારે હું જયપુર પાછો આવતો હતો તો હઝરત સાહબ મહેરબાનીના કારણે એક માઈલ કે અરધો માઈલ મારી સાથે તશરીફ લાવતા અને પછી મુસાફહો કરીને ઈર્શાદ ફરમાવતા કે :

"જાઓ ! ખુદા હાફિઝ ! "

અને આપ ગામ તરફ તશરીફ લઈ જતા. પરંતુ જ્યાં સુધી આપ ગામમાં દાખલ ન થઈ જતા ત્યાં સુધી આપનું એક શરીર ગામ તરફ જતું સાફ દેખાતું અને આપનું એક શરીર મારી સાથે ચાલતું હતું !

## ગોળાકાર નૂરના હારમાં નૂરાની શરીર

હઝરત (મુહમ્મદ અલી શેર ખાન) સાહબ ફરમાવતા હતા કે :

એક વખતે હું આપથી વિદાય થઈને અમૃતસર આવ્યો તો જોયું કે એક ગોળાકાર નૂર ચાંદના નૂરના હારની જેમ લટકતું જાહેર થયું અને એમાં હઝરત સાહબ નૂરાની દેહ સાથે તશરીફ રાખે છે.

## સર્વત્ર આપની જ શકલ દેખાતી હતી

હઝરત સાહબ ફરમાવે છે કે :

એક વખત હું હઝરત સાહબના ઘરે પહોંચ્યો તો જાણવા મળ્યું કે આપ કોઈ ગામમાં તશરીફ લઈ ગયા છે. હું તે ગામમાં હઝરત સાહબની ખિદમતમાં હાજર થયો. આપે ભોજન કરાવીને ફરમાવ્યું કે :

"ખાન સાહબ ! તમે થાકેલા છો, સૂઈ રહો."

જયારે ઊંઘમાંથી મારી આંખ ખુલી તો દરેક ઝાડ પર, આકાશ અને ધરતીના વચ્ચે દરેક જગાએ હઝરત સાહબની શકલ દેખાતી હતી !

## ખૂબચંદ આપની બરકત જોઈને પ્રભાવિત થઈ ગયો

બદાયૂં જિલ્લાના સહસવાનનો રહેવાસી, કાયસ્થ કોમનો ખૂબચંદ નામનો એક શખ્સ તંગદસ્તીની હાલતમાં જયપૂર આવ્યો. જયપૂરમાં એક રઈસ (ધનવાન) હતા. તેમની પાસેથી પાંચ સો રૂપિયા કર્ઝ લઈને તેણે દુકાન શરૂ કરી, પરંતુ દુકાનમાં ખોટ ગઈ. પરેશાનીની હાલતમાં કોઈના પાસે મોટા હઝરત સાહબનો હાલ સાંભળીને તે કાલા અફઘાન હાજર થયો.

તે કહેવા લાગ્યો કે :

જેની પાસેથી મેં કર્ઝ લીધું છે તે મારી આબરૂ લેવા માટે તત્પર છે અને મારાથી ખૂબ જ વિરુદ્ધ છે. આપ દુઆ ફરમાવો.

મોટા હઝરત સાહબે ફરમાવ્યું કે :

"જાઓ ! જયારે એ રઈસ (ધનવાન)થી મળો તો ફકીરની (મારી) શકલનો (કલ્પનામાં) ખ્યાલ રાખજો."

જયારે ખૂબચંદ જયપૂર આવ્યો અને પેલા શખ્સને મળવા માટે ગયો તો ખૂબચંદનું મુખ જોતાં જ તે શખ્સ તેનું સન્માન કરવા ઊભો થઈ ગયો અને કહેવા લાગ્યો કે :

"તમે ગભરાઓ નહિ. પાંચ સો રૂપિયા બીજા લઈ જાઓ અને પોતાનો ધંધો ચલાવો."

ખૂબચંદે જયારે આ બરકત જોઈ તો એની શ્રદ્ધા વધારે દૃઢ થઈ ગઈ અને તે ફરી પાછો હઝરત સાહબની ખિદમતમાં પંજાબ પહોંચ્યો.

આપે ફરમાવ્યું કે :

"અમારા ખલીફા અલી શેર ખાન સાહબ જયપૂરમાં છે. જે કંઈ કહેવું–સાંભળવું થાય તે તેમને કહી દેવું. હું તથા તેઓ એક (સમાન) છીએ. તમારે હવે પંજાબ આવવાની જરૂર નથી."

આપે તેને હઝરત સાહબના નામે એક ભલામણ પત્ર પણ લખી આપ્યો.

## સેંકડો માઈલ દૂરથી ખૂબચંદને હિદાયત કરી

ખૂબચંદ હઝરત (મુહમ્મદ અલી શેર ખાન) સાહબની ખિદમતમાં ઘણી વખત હાજર થયા કરતો હતો. એક દિવસે તેણે હઝરત સાહબથી અર્ઝ કરી કે :

"તમારે ત્યાં તરીકતમાં અલ્લાહ તઆલાનો જે ઝિકર અને ફિકર કરવામાં આવે છે તે આપ મને પણ શીખવો."

હઝરત સાહબે ફરમાવ્યું કે :

"તરીકહની તા'લીમ ઈમાન લાવ્યા પછી કરવામાં આવે છે. મુસલમાન થયા વિના દર્શાવી શકાતું નથી."

તો તેણે અર્ઝ કરી કે :

"અલ્લાહ તઆલાનું કોઈ નામ એવું શીખવો કે જેનાથી દુનિયાનો ફાયદો થાય."

હઝરત સાહબે **'યા સ–મ–દુ'** અમુક સંખ્યામાં પઢવા માટે ખૂબચંદને ફરમાવ્યું.

ખૂબચંદે એ જ પદ્ધતિ અનુસાર આ પાક નામને કેટલાક દિવસો સુધી પઢયું. અલ્લાહ તઆલાએ એ નામની બરકતથી એને ફાયદો અર્પણ કર્યો.

એક દિવસે ખૂબચંદ વુઝૂ કરીને વઝીફો પઢવા માટે મુસલ્લા પર બેઠો હતો તો એનો એક મૂર્તિપૂજક મિત્ર આવ્યો અને તેણે કહ્યું કે :

"તું મુસલમાનોની જેમ શું પઢયા કરે છે ? એને છોડી દે. સામે પહાડ પર ગણેશ મંદિરમાં જઈને તું ગણેશનું નામ જપ (પઢ). તેનાથી તને ઘણો ફાયદો થશે."

ખૂબચંદે પોતાની કુફરની આદત અનુસાર એ જ પ્રમાણે કર્યું. જયપૂરના બજારમાંથી પૂર્વ તરફ પહાડ પર ગણેશના મંદિર તરફ માર્ગ જાય છે. ખૂબચંદ ત્યાં પહોંચ્યો અને તેણે ગણેશની મૂર્તિ સામે બેસીને 'ગણેશ'...'ગણેશ'...જપવાનું (પઢવાનું) શરૂ કર્યું.

થોડો જ સમય પસાર થયો હતો કે મોટા હઝરત સાહબ ખૂબચંદની સામે ઊભા થઈને ફરમાવવા લાગ્યા કે :

"ખૂબંચદ ! તને અલી શેર ખાન સાહબે અલ્લાહ તઆલાનું નામ બતાવ્યું છે તે કેમ નથી પઢતો ? આ કુફ્રના શબ્દ શા માટે બકે છે ? "

ખૂબચંદ આ હાલ જોઈને ખૂબ જ હયરાન અને પરેશાન થયો કે કયાં પંજાબ અને કયાં જયપૂર ! હઝરત મિયાં સાહબ અહીં કેવી રીતે આવી ગયા ! અને મોટા હઝરત સાહબ આ ફરમાવીને ગાયબ થઈ ગયા.

ખૂબચંદે એવો ખ્યાલ કર્યો કે પોતાને ભ્રમ થઈ ગયો છે. એટલે ફરી પાછું એણે એ જ પ્રમાણે જપવાનું (બોલવાનું) શરૂ કર્યું.

ફરી બીજી વખત મોટા હઝરત સાહબે તેની સામે એ જ પ્રમાણે ઊભા રહીને ફરમાવ્યું અને પછી ગાયબ થઈ ગયા.

હવે તો ખૂબચંદને યકીન થઈ ગયો કે તે જાગી રહ્યો છે, હોશની હાલતમાં છે. આ તેનો ભ્રમ નથી, બલ્કે હઝરત મિયાં સાહબની હિદાયત (સૂચના) છે. આ વખતે પણ તેણે એ જ જપવાનો (બોલવાનો) આરંભ કર્યો.

ત્રીજી વખત ફરી મોટા હઝરત સાહબ જાહેર થયા અને અત્યંત કડકાઈથી ફરમાવ્યું કે :

"ખૂબચંદ ! તને શેર અલી ખાન સાહબે જે અલ્લાહ તઆલાનું નામ બતાવ્યું છે અને તને ફાયદો થયો છે, તો તું એને કેમ નથી પઢતો ? અને આ કુફ્ર કેમ બકે છે ? તું એ જપવાથી કેમ અટકતો નથી ? "

આ પ્રમાણે ફરમાવીને ફરી પાછા ગાયબ થઈ ગયા. ખૂબચંદના દેહમાં ધ્રૂજારી છૂટી અને સીધો હઝરત સાહબની ખિદમતમાં હાજર થયો અને આ ઘટના બયાન કરી.

હઝરત સાહબે ફરમાવ્યું કે :

"તમને અલ્લાહ તઆલાના નામની કદર નથી. તમને કેટલો બધો ફાયદો થયો. છતાં તમે તે જ પ્રમાણે શિર્કની વાતો કરો છો. ખૂબ જ શરમની વાત છે."

ખૂબચંદે તવબહ કરી કે હવે પછી એવું ન થશે.

## ખૂબચંદની ટિકિટની વ્યવસ્થા થઈ ગઈ

એક વખતે ખૂબચંદ પોતાના વતન સહસવાનથી જયપૂર આવતો હતો. માર્ગમાં એની ટિકિટ ખોવાઈ ગઈ. એના પાસે એટલા રૂપિયા ન હતા કે બાંદીકૂઈથી જયપૂર સુધી આવી શકે. આ પરેશાની અને હયરાનીની હાલતમાં તે સ્ટેશનની અંદર આંટા મારી રહ્યો હતો. મોટા હઝરત સાહબની સુસ્પષ્ટ કરામતને તે જોઈ ચૂકયો હતો એટલે એનો ખ્યાલ મોટા હઝરત સાહબ તરફ ગયો. તે શું જુએ છે કે મોટા હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિ એની સાથે સાથે સ્ટેશન પર ચાલી રહ્યા છે અને ફરમાવે છે કે :

"ખૂબચંદ ! ગભરાઓ નહિ. અલ્લાહ તઆલા હમણાં તારી ટિકિટની વ્યવસ્થા કરી આપશે."

મોટા હઝરત સાહબ થોડી મિનિટ સુધી તેની સાથે રહ્યા અને આ પ્રમાણે ફરમાવીને ગાયબ થઈ ગયા. આપ ગાયબ થયા કે તત્કાળ એક શખ્સ આવ્યો અને ખૂબચંદને કહ્યું કે :

ગાડી (ટ્રેઈન) ઉપડવામાં થોડી મિનિટો બાકી છે અને લોકોની ભીડના કારણે મને ટિકિટ મળતી નથી. તમે રૂપિયા મારી પાસેથી લો અને પોતાની તથા મારી એમ બન્નેની જયપૂર સુધીની ટિકિટ લઈ આવો. આ પ્રમાણે ટિકિટ લઈને તે જયપૂર આવી ગયો.

## મન્નાલાલનું ભયંકર દર્દ ગાયબ

એક વખતે ખૂબચંદનો ભાઈ મન્નાલાલ ભયંકર દર્દમાં સપડાયો. જીવવાની આશા બિલ્કુલ ન રહી. ખૂબચંદે મોટા હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિના તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું.

આપે એ જ સમયે હાજર થઈને ફરમાવ્યું કે :

"ખૂબચંદ ! ગભરાઈશ નહિ. અત્યારે જ ઈન્શાઅલ્લાહ આરામ થઈ જશે."

આ પ્રમાણે ફરમાવીને આપ ગાયબ થઈ ગયા અને એ જ સમયે મન્નાલાલ ઊઠીને બેઠો થઈ ગયો અને દર્દ બિલ્કુલ જતું રહ્યું.

આ તમામ બનાવો મારી રૂબરૂના છે. પરંતુ આવી આવી સુસ્પષ્ટ કરામતો અને સુસ્પષ્ટ બરકતો છતાં ખૂબચંદ અબૂ જહલની જેમ બદનસીબ રહ્યો અને ઈમાન ન લાવ્યો !

## પૂલ તૂટવાની જાણ થઈ ગઈ !

મોટા હઝરત સાહબનો કશ્ફ ખૂબ સહીહ હતો. અને એમના દિલની નિગાહો સામે નજીક તેમજ દૂરની ચીઝોને હાથમાંની રેખાઓ સમાન અલ્લાહ તઆલાએ જાહેર ફરમાવી દીધી હતી.

હઝરત સાહબ ફરમાવતા હતા કે :

એક વખત હું હઝરત સાહબની ખિદમત શરીફમાં કાલા અફઘાન હાજર થયો. લગભગ એક માસ જેટલો સમય રહીને વિદાય માંગી.

આપે ફરમાવ્યું કે :

"ઠીક, કાલે ચાલ્યા જજો."

સવારે નાશ્તો તૈયાર કરાવીને મને આપ્યો અને મને વિદાય કરવા માટે આપ ઊભા થયા. પરંતુ ફરી પાછા આપ બેસી ગયા અને ફરમાવ્યું કે :

"ખાન સાહબ ! અત્યારે ન જશો, પછી જજો."

હઝરત સાહબ ફરમાવતા હતા કે કેટલાયે દિવસો પછી આપે ફરમાવ્યું કે :

"ખાન સાહબ ! હવે જયપૂર જાઓ."

હું આપના ઈર્શાદ અનુસાર રવાના થઈ ગયો. માર્ગમાં જાણવા મળ્યું કે ભારે વરસાદના કારણે રેલ્વેનો પૂલ બરાબર તે સમયે તૂટયો હતો કે જે સમયે આપે પોતાના ઘરે મને જયપૂર આવવાથી રોકયો હતો. અને જે રેલગાડીમાં પ્રવાસ કરીને હું જયપૂર આવતો હતો તે પ્રથમ ગાડી હતી કે જે પૂલના સમારકામ પછી પૂલ પરથી જઈ રહી હતી.

## દિલની આંખો કયાંથી કયાં જોતી હતી !

હઝરત સાહબ ફરમાવે છે કે :

એક રાત્રે મેં અમીરુલ મુઅમિનીન હઝરત અલી કર્રમલ્લાહુ તઆલા વજહહૂને જોયા કે :

> "આપ રદિયલ્લાહુ તઆલા અન્હુ તશરીફ લાવ્યા અને જનાબે પોતાના ઈલ્મે બાતિનમાંથી મને કંઈક અર્પણ કર્યું અને પછી ફરમાવ્યું કે :
>
> "અલી શેરખાન ! જે કંઈ તમને અર્પણ કરવામાં આવ્યું છે તે તમારી પાસેથી ફરી પાછું લેવામાં ન આવશે."

જે ઈર્શાદ અને જે શબ્દો અમીરુલ મુઅમિનીન હઝરત અલી કર્રમલ્લાહુ તઆલા વજહહૂએ ફરમાવ્યા હતા તે જ શબ્દો તે જ રાતની

સવારે હઝરત સાહબે લખીને મોકલ્યા કે જે મને પત્ર દ્વારા ત્રીજે દિવસે જયપૂર પહોંચ્યા. તે શબ્દો આ પ્રમાણે હતા :

"ખાન સાહબ ! જે ચીઝ આજની રાતે આપને અર્પણ કરવામાં આવી છે તે કયારેય પણ આપની પાસેથી પાછી લેવામાં ન આવશે."

આવા હઝારો બનાવો કશ્ફ અંગેના છે કે જેને હું પોતાની કિતાબ લાંબી થઈ જવાના કારણે છોડી દઉં છું.

હઝરત સાહબ ફરમાવે છે કે :

"જે તરફ આપનો ખ્યાલ જતો હતો, અલ્લાહ તઆલા તેની હકીકતને વિસ્તૃત, સુસ્પષ્ટ અને રુજૂઅ (પ્રત્યક્ષ) ફરમાવી દેતા હતા."

## બવાસીર (અર્શ)નો ઈલાજ (રસૌત)

આપ (હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ) ફરમાવે છે કે :

એક વખત મને બવાસીર (હરસ–મસા)ની સખ્ત બીમારી થઈ અને એટલું બધું લોહી પડયું કે જીવવાની આશા ન રહી. આ બધો હાલ મેં હઝરત સાહબની ખિદમતમાં જણાવ્યો. બે–ત્રણ દિવસ સુધી જયારે હું ઈશાની નમાઝ પઢીને અશક્તિના કારણે સૂઈ જતો તો એક આદમી રસોતનો બનેલો હાજર થતો અને તેના હાથમાં રસોતની થાળી રહેતી અને તેમાં રસોત મૂકેલી રહેતી અને તે તેની પ્રશંસા આખી રાત કરતો કે અલ્લાહ તઆલાએ મારામાં ફલાણી ફલાણી બીમારીઓ દૂર કરવા માટે ગુણ આપ્યા છે. ત્રણ દિવસ સુધી આ કૈફિયત હું જોતો અને સાંભળતો રહ્યો.

ત્રીજે દિવસે સવારે હઝરત સાહબનો પત્ર આવ્યો. એમાં

ઈર્શાદ હતો કે :

"સાંજે થોડી રસોત પાણીમાં બોળીને સવારે પી લેતા રહો. ઈન્શાઅલ્લાહ ફાયદો થશે."

હઝરત સાહબ ફરમાવે છે કે :

મેં ઈર્શાદ અનુસાર એમ જ કર્યું. અલ્લાહએ ફાયદો કરી દીધો.

**આગાહી :**

હઝરત સાહબે જે રસોતનો આદમી જોયો અને રસોતની થાળી તેના હાથમાં રહેતી હતી અને તે રસોતના ગુણ વર્ણવતો હતો, તે રસોતની હકીકત હતી. ઈલ્મે હકમાં દરેક ચીઝની સૂરત અને શકલ છે.

**અનુવાદકીય**

**રસોત :**

- એક ઔષધિય વનસ્પતિના સ્વરસનો અતિ કડવો ઘન પદાર્થ છે. આ વનસ્પતિના વિવિધ નામો છે : રસવંતી, દારૂહરિદ્રા, દારૂહરદી, દારૂહલદી, Indian berberry [English], Berberis aristata Roxbex De [Latin]
- આ પદાર્થ વૈદકિય અને યૂનાની દવાઓની દુકાનોમાં મળે છે.

["અનુવાદકીય" સમાપ્ત]

## મરેલું બાળક જીવતું થઈ ગયું

આપ (મોટા હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિ) ઈલાહી ભેદોના જાણકાર હતા. મોટા હઝરત સાહબની દુઆથી એક અવરતને પુત્ર પૈદા થયો. એને ઘણાં લોકો વાંઝણી અવરત કહેતા હતા. એ અવરત હઝરત સાહબની મુરીદહ હતી અને શયખાવટીના છેડે તથા

પંજાબની નિકટ કોઈ ગામની રહેનારી હતી. એના ઘરે જવા માટે મોટા હઝરત સાહબે હઝરત જમઅદાર સાહબને ફરમાવ્યું. તેઓ આપની ખાસ ઈનાયતના પરવરિશ પામેલા હતા.

આપે ફરમાવ્યું કે :

"ફલાણા દિવસે ફલાણા સમયે તમે ત્યાં જરૂર પહોંચી જજો."

હઝરત જમઅદાર સાહબ ઈર્શાદ અનુસાર કાલા અફઘાનથી પગપાળા પ્રવાસ કરતાં કરતાં મોટા હઝરત સાહબે દર્શાવેલ દિવસે અને સમયે તે અવરતના ઘરે પહોંચી ગયા. ત્યાં પહોંચ્યા તો ખબર પડી કે હઝરત સાહબની દુઆથી જે બાળક પૈદા થયું હતું તેનો ઈન્તિકાલ થઈ ગયો છે. લોકો એના કફન–દફનની તૈયારી કરી રહ્યા છે. લોકો જયારે એ બાળકને કબ્રસ્તાન લઈ જવા લાગ્યા તો તેની માતા ખૂબ રડી અને હઝરત જમઅદાર સાહબને જોઈને આપના પગ પકડી લીધા.

જમઅદાર સાહબે ફરમાવ્યું કે :

"અલ્લાહ તઆલાની મરજી. સબર કરો."

અવરતે આપના પગ ન છોડયા અને ખૂબ રડવા લાગી અને લોકોને કહી દીધું કે :

"મારા બાળકને આજની રાત ન લઈ જાઓ, સવારે લઈ જજો."

લોકો એની બેકરારીને જોઈને ખામોશ થઈને પોતપોતાના ઘરે ચાલ્યા ગયા. ઈશાની નમાઝ પઢીને લોકો જયારે મસ્જિદમાંથી ચાલ્યા ગયા તો હઝરત જમઅદાર શાહ સાહબ એ બાળકને કફન સહિત મસ્જિદમાં ઉપાડી લાવ્યા. સવારે નમાઝથી પૂર્વે બાળકનો હાથ પકડીને એની માતાના હવાલે કરી દીધું.

હઝરત સાહબ ફરમાવે છે કે :

મેં જમઅદાર સાહબને પૂછયું કે :

"બાળક કેવી રીતે જીવતું થઈ ગયું ? !"

તો જમઅદાર સાહબે ફરમાવ્યું કે :

"ખાન સાહેબ ! હું એ બાળકને લઈને મસ્જિદમાં ગયો અને અંદરથી મસ્જિદના દરવાજાનો આગળો બંધ કરી દીધો અને જનાબે ઈલાહીમાં એના જીવંત થવા માટે દુઆ કરવા લાગ્યો. જયારે મેં દુઆ શરૂ કરી તો મેં જોયું કે :

સમગ્ર મસ્જિદમાં પીરાને ઈઝામ રહમતુલ્લાહિ તઆલા અલયહિમ અજમઈન અને સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન તથા ખૂદ અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હાજર છે અને સૌ એ બાળકના જીવન માટે દુઆ કરી રહ્યા છે !"

સવારની નમાઝથી પહેલાં મેં જોયું કે કફન હાલે છે. મેં કફન ખોલીને જોયું તો બાળક જોતું હતું. મેં એનું કફન ખોલીને એનો હાથ પકડીને એની માતાના હવાલે કરી દીધું અને ત્યાંથી તત્કાળ જ અહીં આવવા રવાના થઈ ગયો. જયારે હઝરત સાહબની ખિદમતમાં કાલા અફઘાન પહોંચ્યો અને બધી હાલત વર્ણવી તો હઝરત સાહબે ફરમાવ્યું :

"જમઅદાર સાહબ ! તમને અલ્લાહ તઆલાની મરજી અનુસાર એટલા માટે જ મોકલવામાં આવ્યા હતા."

## હઝરત જમઅદાર સાહબ રહમતુલ્લાહિ અલયહિ

હઝરત જમઅદાર સાહબનો અહીં ઉલ્લેખ થઈ ગયો છે એટલે એમના સંબંધમાં ટૂંકમાં લખીને પૂર્ણ કરું છું.

• જમઅદાર શાહ સાહબે મોટા હઝરત સાહબની જેમ મોટા હઝરત

સાહબની ખિદમત વીસ વર્ષ સુધી રાત–દિવસ અત્યંત ખુલૂસની સાથે કરી હતી.

- મોટા હઝરત સાહબની એમના પર ખાસ તવજ્જુહ અને ઈનાયત હતી.
- જમઅદાર શાહ સાહબ નિસ્બતે ફના અને બકાથી પૂર્ણ કક્ષાએ મુશર્રફ હતા. આ ખાસ મકામમાં એવી બળવાન નિસ્બત હતી કે એવી ઘણાં ઓછા અવલિયા અલ્લાહને નસીબ થાય છે.
- આપનો કશ્ફ પણ અત્યંત સહીહ અને વિશાળ હતો. ઘણી વખતે લવહે મહફૂઝ તથા જન્નત અને દોઝખના હાલાત એવી રીતે બયાન કરતા હતા કે જાણે એમની નજર સામે હાજર છે. અને તે હાલાત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીસો જોડે મોટે ભાગે મળતા આવતા હતા.
- આપને (જાહેરી) ઈલ્મ બિલ્કુલ ન હતો. જેથી 'જઝબહ'ને 'જઝબજા' ફરમાવ્યા કરતા હતા.
- તેમણે જેમના માટે દુઆ કરી, અલ્લાહ તઆલાએ પોતાના ફઝલથી તેવો જ ઝુહૂર (પ્રાગટ્ય) કરી દીધો.
- કયારેક જઝબની અતિશયતામાં સાત–સાત, આઠ–આઠ દિવસ સુધી રાત–દિવસ બેસી રહેતા. ખાવા–પીવા, પેશાબ–પાખાનહ માટે પણ બિલ્કુલ ન ઊઠતા.
- મોટા હઝરત સાહબે એમને મુરીદ કરવાની ઈજાઝત ન ફરમાવી, કારણ કે પીરી–મુરીદીના માટે સામાન્ય રીતે થોડાક (જાહેરી) ઈલ્મની જરૂરત છે. બલ્કે મોટા હઝરત સાહબે એમ ફરમાવ્યું કે :

> "જમઅદાર સાહબ ! તમે ઉમ્મતે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે દુઆ કર્યા કરો ! "

**<u>મઝારમાંથી બુઝુર્ગ બહાર તશરીફ લાવ્યા !</u>**

એક વખત જમઅદાર સાહબ પંજાબથી શયખાવાટી તરફ પગપાળા જઈ રહ્યા હતા. રસ્તામાં એક ગામમાં એક બુઝુર્ગનો મઝાર હતો ત્યાં આવીને જમીન પર બેસી ગયા. એ દરગાહનો ખાદિમ ખાટલા પર બેઠેલો હતો. સાહિબે મઝાર કબરમાંથી બહાર તશરીફ લાવ્યા અને પોતાના મઝારના ખાદિમને થપ્પડ મારીને ફરમાવ્યું :

"બે અદબ, બંદએ ખાસ જમીન પર બેઠા છે અને તું ખાટલા પર બેઠો છે ! "

તે જ સમયે તે શખ્સ ઉઠયો અને હઝરત જમઅદાર સાહબના ચરણ ચૂમીને આપને ખાટલા પર બેસાડયા.

- હઝરત જમઅદાર સાહબની ઘણી કરામતો જાહેર થઈ છે.
- હઝરત સાહબ ફરમાવે છે કે :

"મેં નથી જોયું કે જમઅદાર સાહબે દુઆ કરી હોય અને અલ્લાહ તઆલાએ એનો ઝુહૂર ન ફરમાવ્યો હોય."

હવે હું મોટા હઝરત સાહબનો ફરી પાછો હાલ શરૂ કરું છું.

## સેંકડો લોકોએ ખાધું છતાં ભોજન ઓછું ન થયું

હઝરત સાહબ ફરમાવે છે કે :

મોટા હઝરત સાહબ એક વખત જયપૂરમાં હઝરત મવલાના ઝિયાઉદ્દીન સાહબના મઝાર શરીફ પર થોભેલા હતા. એ જ દિવસોમાં હઝરત સય્યિદ સાહબ રહિમહુલ્લાહુના ઉર્સનો દિવસ આવી ગયો.

આપે (મોટા હઝરત સાહબે) ફરમાવ્યું કે :

"ખાન સાહબ ! સય્યિદ સાહબનો ફાતિહા ઉર્સનો દિવસ છે. વીસ–પચ્ચીસ શેર (દસ–બાર કિલો) લોટની રોટી અને થોડી

ચણાની દાળ પકાવીને ફાતિહા દઈને ફકીરોને વહેંચી દો ! "

ફકીરોને ફકીરોના મારફતે ખબર થઈ ગઈ. સેંકડો લોકો ભેગા થઈ ગયા.

હઝરત સાહબ ફરમાવે છે કે :

"મેં કહ્યું કે હઝરત હવે શું કરવામાં આવે ? "

આપે ફરમાવ્યું કે :

"ખાન સાહબ ! ફાતિહાનું આ ભોજન અલ્લાહ તઆલાના માટે છે. દરેક શખ્સને તન્નૂરની બે રોટી અને દાળ મૂકીને વહેંચી દો. જયાં સુધી રહે ત્યાં સુધી આપતા રહો અને પૂરું થઈ જાય તો ફકીરોને કહી દો કે ખત્મ થઈ ગયું."

અને એમ પણ ફરમાવ્યું કે :

"દાળની દેગડી અને રોટી પર કપડું ઢાંકી દો અને વહેંચતા જાઓ."

હઝરત સાહબ ફરમાવે છે કે :

ઈર્શાદ અનુસાર મેં એમ જ કર્યું. જેટલા માણસો આવ્યા, જેઓની સંખ્યા સેંકડો હતી, અમે તે બધાંને બે–બે રોટી અને ચમચો ભરીને દાળ વહેંચી દીધી. જયારે બધાં લઈ ચૂકયા અને બાકી કોઈ ન રહ્યું તો હઝરત સાહબે ફરમાવ્યું કે :

હવે કપડું ઊઠાવી લો અને તમે પણ ભોજન કરી લો.

હઝરત સાહબે ફરમાવ્યું કે :

જયારે મેં કપડું ઉઠાવ્યું તો રોટીઓની સંખ્યા અને દાળનું પ્રમાણ એટલું જ હતું, બલ્કે પકાવ્યું હતું એના કરતાં પણ વધારે હતું.

## આપ (રહ.)ની દુઆથી દુકાળમાં વરસાદ પડ્યો

હઝરત સાહબે ફરમાવ્યું કે :

એક વખતે હું કાલા અફઘાન હઝરતની ખિદમતમાં હાજર થયો અને આપની સંગાથે એક ગામમાં ગયો. હઝરત સાહબના તશરીફ લઈ જવા પર ત્યાંના લોકો ભેગાં થયા અને કહેવા લાગ્યા કે :

> "હઝરત ! વરસાદની કમીના કારણે ખેતી બિલ્કુલ સૂકાઈ જવાની તૈયારીમાં છે. આપ દુઆ કરો ! "

આ સાંભળીને હઝરતે ઈર્શાદ ફરમાવ્યો કે :

"તમે પણ દુઆ કરો, હું પણ દુઆ કરું છું."

આપે દુઆના માટે હાથ ઉઠાવ્યા. થોડી મિનિટો વીતી હશે કે વાદળનો એક ટુકડો દુખાયો. તે વાદળ ફેલાવા માંડયું. હઝરત સાહબે અને સૌએ એ જ પ્રમાણે હાથ જનાબે ઈલાહીમાં ઉઠાવી રાખ્યા હતા કે વરસાદના ટીપાં વરસવા લાગ્યા. દુઆ બા'દ આપે મુખ પર હાથ ફેરવ્યા અને ખામોશ બેસી ગયા.

હઝરત સાહબ ફરમાવે છે કે :

ત્રણ દિવસ સુધી જયાં સુધી આપ એ ગામમાં થોભ્યા ત્યાં સુધી સતત (નિરંતર) વરસાદ વરસતો રહ્યો. ત્રીજા દિવસે આપ એ ગામમાંથી બીજા ગામમાં તશરીફ લઈ ગયા. હું પણ આપની સંગાથે હતો. એ પ્રથમ ગામમાં વરસાદ બંધ થઈ ગયો અને બીજા ગામમાં જયાં આપ ગયા હતા ત્યાં વરસાદ વરસવો શરૂ થઈ ગયો. એ જ પ્રમાણે કેટલાક ગામોમાં કેટલાક દિવસો સુધી નિરંતર (એકધારો) વરસાદ વરસતો રહ્યો.

## આપ (રહ.)ની દુઆથી ડોસીને દીકરા થયા !

એક અવરત વૃદ્ધાવસ્થાએ પહોંચી ગઈ હતી. એને સંતાન થતા ન હતા. તેણે મોટા હઝરત સાહબથી કહ્યું કે :

"હઝરત ! દુઆ ફરમાવો કે અલ્લાહ મને સંતાન આપે ! "

આપે ફરમાવ્યું કે :

"હું દુઆ કરીશ પરંતુ અલ્લાહ તઆલા તને પુત્ર આપે તો પ્રથમ પુત્ર મારી ખિદમતમાં આપજે."

એ અવરતે વચન આપ્યું. આપે દુઆ ફરમાવી. અલ્લાહ તઆલાની કુદરતથી એ અવરતને ઘણાં પુત્રો થયા. એ અવરતે વચન પ્રમાણે એનો પ્રથમ પુત્ર જ્યારે કંઈક ખિદમત કરવાને લાયક થયો તો પોતે તેને હઝરત સાહબની ખિદમત માટે મોકલી આપ્યો અને તે શખ્સ વર્ષો સુધી હઝરત સાહબની ઝિંદગીમાં ખિદમત કરતો રહ્યો. હવે સાંભળ્યું છે કે એનો પણ ઈન્તિકાલ થઈ ગયો છે. એનું નામ કાલેખાન સાહબ હતું.

## આપ રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓ

મોટા હઝરત સાહબની દુઆ, કુબુલિયત, કશ્ફ અને કરામત મેં ટૂંકમાં ઉપર જે લખી છે તે ઈલ્મવાળાઓ માટે પૂરતી છે. મોટા હઝરત સાહબની સૌથી મહાન કરામત હઝરત અલી શેર ખાન સાહબ અને જમઅદાર સાહબની મુબારક ઝાતો છે. મોટા હઝરત સાહબના ખલીફાઓ જેઓને હું જાણું છું તેઓ આ પ્રમાણે છે :

- હઝરત અલી શેર ખાન સાહબ,
- હઝરત મૌલવી અહમદ હુસયન સાહબ રહમતુલ્લાહિ અલયહિ,
- મૌલવી અબ્દુલ્ વહાબ સાહબ ગઢ બવાનેવાલે, અને
- અબ્દુલ્લાહ શાહ સાહબ નાગોરીની

આપ વધારે પ્રશંસા કર્યા કરતા હતા.

પરંતુ આ સૌ ખલીફાઓમાં હઝરત સાહબ તથા જમઅદાર સાહબ ખાસ અને મુમતાઝ હતા. અને એમને દરેક શખ્સ હઝરત સાહબના સ્થાને સમજતો હતો.

હઝરત કાઝી અશરફ હુસયન સાહબ જ્યારે મોટા હઝરત સાહબની ખિદમતમાં બયઅત થવા માટે પંજાબ હાજર થયા તો આપે ફરમાવ્યું કે :

> "ખાન સાહબ ! અલી શેર ખાન સાહબથી બયઅત થઈ જવું હતું ને ? હું અને તેઓ બન્ને એક છીએ."

## મોટા હઝરત સાહબના સાહબઝાદાઓ

(૧) હવે મોટા હઝરત સાહબના સાહબઝાદહ (પુત્ર) મિયાં અબ્દુલગની ખાન સાહબ મોટા હઝરત સાહબના સ્થાને કાલા અફઘાનમાં નિયુકત છે.

(૨) એમનાથી સાહબઝાદહ મિયાં શરીફ મુહમ્મદ ખાન સાહબ છે.

(૩) એમનાથી નાના મિયાં લતીફ મુહમ્મદ ખાન સાહબ પણ છે.

અલ્લાહ તઆલા એમની સૌની ઉંમરમાં બરકત અતા ફરમાવે અને મોટા હઝરત સાહબના અનુસરણ, તકલીદ અને નૂરે બાતિન વડે મુશર્રફ ફરમાવે. રહમતુલ્લાહિ અલયહિ.

## આપની વફાત

- મોટા હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિ ૨૭, સફર, ૧૩૧૭ હિજરીસનમાં વફાત પામ્યા.
- આપની કબર શરીફ કાલા અફઘાનમાં છે જે મકાન શરીફથી છ–સાત કોસ (લગભગ ૨૦ કિલોમીટર)ના અંતરે છે.

# લેખકની નઝરે અકીદત (શ્રદ્ધાંજલી)

## હઝરત શેર મુહમ્મદ ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિની પ્રશસ્તિ ફારસી કવિતામાં

**હઝરતે શેરે મુહમ્મદ શેરે હક,**
અલ્લાહ તઆલાના શેર હઝરત શેર મુહમ્મદ ખાન સાહબ,

**રહનુમાએ સાલિકાં વાસિલ બ હક.**
સાલિકોના માર્ગદર્શક અને વાસિલ બ હક છે.

**બાઇસે રહમત ઝમીનો આસમાં,**
આપ રહમતુલ્લાહિ અલયહિની ઝાત જમીન અને આસમાન માટે
રહમતની નિમિત્ત છે,

**શેરે અહમદ કુતુબે દવરાને જહાં.**
આપ રહમતુલ્લાહિ અલયહિ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના
શેર અને પોતાના ઝમાનાના કુતુબ છે.

**આં કમાલાતે કે દારંદ સાબિકીન,**
પૂર્વજ બુઝુર્ગો રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનને
જે કમાલાત પ્રાપ્ત થયા હતા,

**યાફ્ત આં અઝ ફઝલે રબ્બુલ્ આલમીન.**
તે કમાલાત અલ્લાહ તઆલાના ફઝલથી આપ
રહમતુલ્લાહિ અલયહિને પણ પ્રાપ્ત થયા હતા.

**મુર્દહ ઝિન્દહ કર્દ આં સાહિબે કમાલ,**
આ કમાલવાળાએ તો મુર્દાઓને પણ જીવંત કરી દીધા,

**હસ્ત ઈં કુવ્વત અતાએ ઝુલ્ઝલાલ.**
આ શકિત આપને અલ્લાહ તઆલા તરફથી અર્પણ થયેલી હતી.

**ઈં કરામત ઝિન્દહ કર્દન મુર્દગાં,**
મુર્દહને જીવંત કરવાની આ કરામત,

**કર્દ હક ઝાહિર ઝ ફઝલ અઝ ખાદિમાં.**
અલ્લાહએ એમના ખાદિમો મારફતે પોતાના ફઝલથી જાહેર કરી.

**ઈં કરામત હસ્યે મુર્દહ નિઝદે આમ,**
મુર્દહને જીવંત કરવાની કરામત સામાન્યજનો નજીક,

**બેહતરીન ફહમંદ નાફહમાં તમામ.**
સર્વોત્તમ સમજવામાં આવે છે, કારણ કે તેઓ અણસમજુ લોકો છે.

**બેહતરીન બરકત કરામાતે વલી,**
વલીની સર્વોત્તમ બરકત અને કરામત,

**શુદ રવાં હાજતહા હર ઉમ્મતી.**
દરેક ઉમ્મતીની હાજતોને પૂર્ણ થવાને માનવામાં આવે છે !

**નિઝદે ખાસાને ખુદા જુમ્લહ ઈમામ,**
પરંતુ તમામ અવલિયા અને ઈમામોના નજીક,

**બેહતરીન બરકતે વલી હસ્ત લા કલામ.**
નિર્વિવાદ રીતે વલીની સૌથી સર્વોત્તમ કરામત આ છે કે,

**ઝિન્દહ કર્દન કલ્બે મુર્દહ મુઅમિન,**
મુઅમિનોના મુર્દહ દિલોને જીવંત કરવામાં આવે,

**બેહતર અઝ સદ ઝિન્દહ કર્દન સાલિહીન.**
મુઅમિનોના મુર્દા દિલોને જીવતા કરવું એક સો મરેલા સાલિકોને જીવંત કરવા કરતાં બેહતર છે.

**ઈં તમામી વસ્ફે ખાસાને ખુદા,**
અવલિયા રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનની આ તમામ ખૂબીઓ,

**શેરે હકરા દાદ આં કાદિર ખુદા.**
સર્વ શકિતમાન અલ્લાહ તઆલાએ
હઝરત શેર મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિને પણ અર્પણ કરી હતી.

**કે ન બાશદ ઈં કમાલે ઝાતે આં,**
આપ રહમતુલ્લાહિ અલયહિની ઝાતમાં આ કમાલ શાને ન હોય ? !

**ખાદિમો મકબૂલ સય્યિદ બે ગુમાં.**
કારણ કે આપ રહિમહુલ્લાહુ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ
રહિમહુલ્લાહુ જેવા કામિલ બુઝુર્ગના ખાદિમ અને મકબૂલ છે.

**કર્દ ખિદમતે શયખે ખુદ તા બીસ્ત સાલ,**
આપ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના પીરની ખિદમત
વીસ વર્ષ સુધી કરી હતી,

**સમરહ હાસિલ શુદ શુદંદ સાહિબે કમાલ.**
જેના કારણે આપ રહમતુલ્લાહિ અલયહિ પોતે પણ
સાહિબે કમાલ બુઝુર્ગ બની ગયા.

**ઈં તસર્રુફ બરકતો કશ્ફો રિયાઝ,**
આપ રહમતુલ્લાહિ અલયહિની કરામતો,
બરકતો, કશ્ફ અને રિયાઝતોને,

**હસ્ત બિરૂં અઝ બયાને કલકો બયાઝ.**
બયાન કરવા માટે કલમ અસમર્થ છે.

**શેરે હક ખુદ બુદો દિગર શેરે હક,**
આપ રહિમહુલ્લાહુ નામથી અને કામથી, બન્ને રીતે શેરે હક હતા,

**કર્દ આં શેરે ખુદા શેરાને હક.**
અને આ શેરે ખુદા રહમતુલ્લાહિ અલયહિએ
બીજા ઘણાં લોકોને પણ શેરે ખુદા બનાવ્યા હતા.

**યા ઈલાહી તા કયામત ફયઝે આં,**
હે અલ્લાહ ! કિયામત સુધી આ ફયઝને,

**કાઈમો દાઈમ બનેહ દર મુઅ્મિનાં.**
મુઅમિનોના દિલોમાં કાઈમ અને દાઈમ (હંમેશા) રાખ.

**અય્ ખુદા ! અઝ બરકતે શેરે ખુદા,**
હે અલ્લાહ ! શેરે ખુદા રહમતુલ્લાહિ અલયહિની બરકતથી,

**દેહ મરા ઈખ્લાસો કુર્બે મુસ્તફા (સલ.).**
મને ખુલૂસ અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો
કુર્બ અતા ફરમાવ.

**અઝ તુફય્લે જુમ્લહ મકબૂલાને ખેશ,**
પોતાના તમામ મકબૂલ બંદાઓના તુફય્લથી,

**તૂ મરા ખાદિમ શુમર ખાસાને ખેશ.**
હે અલ્લાહ ! તું મને પણ પોતાના ખાસ બંદાઓનો ખાદિમ ગણી લે.

**યા ઈલાહી ! સહલ ગરદાં જુમ્લહ કાર.**
હે ઈલાહી ! અમારા તમામ કામોને આસાન બનાવી દે !

**અઝ તુફય્લે જુમ્લહ પીરોને કિબાર.**
તમામ મહાન પીરો રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનના તુફય્લથી.

**કુન્ 'હિદાયત'રા સિરાતે મુસ્તકીમ,**
તું હિદાયતને સન્માર્ગ અર્પણ કર,

**યા ગફૂરો ! યા મુજીબો ! યા કરીમ.**
હે માફ કરનાર ! હે દુઆ કબૂલ કરનાર ! હે કૃપા કરનાર.

# સાતમો વિભાગ

## હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિ

મારા મુર્શિદ જનાબ હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિના હાલાત જે કંઈ હું ટૂંકમાં લખીશ તે બિલ્કુલ પોતાના ઈલ્મ અને યકીનમાં ઈન્શાઅલ્લાહ સાચા લખીશ. અને વ્યર્થ (નકામી) વાતો અને પાયા વગરની પ્રશંસાઓ લખીને :

لَعۡنَةُ اللّٰهِ عَلَى الۡكَاذِبِيۡنَ ۝ (سورۂ آل عمران:۶۱)

["જેઓ જૂઠા છે તેઓ પર અલ્લાહ તઆલાની લઅનત હોય."]

ની સાંકળ પોતાની ગરદનમાં ન નાંખીશ અને મફતમાં

خَسِرَ الدُّنۡيَا وَالۡاٰخِرَةَ ۝ (سورۂ حج:۱۱)

["દુનિયા તથા આખિરત (બન્ને જહાન)નું નુકસાન ઉઠાવનાર."]

ન થઈશ. ન હઝરત સાહબ જીવંત છે કે એમને પોતાના જૂઠાણા વડે ખૂશ કરું અથવા બીજાઓને જૂઠી વાતો બયાન કરીને એમના મુરીદ બનાવું. બલ્કે જે કંઈ હઝરત સાહબના હાલાત ઈન્શાઅલ્લાહ લખીશ તે સાચા હશે અને સાચા ખુદાની ખૂશનૂદી તથા

મખ્લૂકની ભલાઈના માટે લખીશ. અને એમાં શંકા નથી કે સત્ય પસંદ લોકો હઝરત સાહબના હાલાત સાંભળીને એમ કહેશે કે અલ્લાહ તઆલા એ કમાલાતને આપવા માટે સમર્થ છે અને :

وَاللّٰهُ يَخْتَصُّ بِرَحْمَتِهٖ مَنْ يَّشَاءُ ؕ (سورۂ آل عمران:۷۴)

["અને અલ્લાહ તઆલા જેને ચાહે છે
તેને પોતાની મહેરબાની વડે ખાસ બનાવે છે."]

તથા

فَضَّلْنَا بَعْضَهُمْ عَلٰى بَعْضٍ ؕ (سورۂ بقرہ:۲۵۳)

["અલ્લાહ તઆલાએ એકને બીજા પર શ્રેષ્ઠતા આપી."]

બિલ્કુલ સત્ય છે. અને જે લોકો આ કમાલાતથી પરિચિત નથી, યા અલ્લાહ તઆલાની દેન (અતા)ના માનનારા નથી. તેઓને મારા આ લખાણ પર જો કે શંકા થશે પરંતુ શંકા કરનારાઓની શંકાથી યા ટીકાથી ન મને નુકસાન છે અને ન એના માનનારાઓથી મને ફાયદો છે.

وَمَا عَلَيْنَا اِلَّا الْبَلَاغُ ؕ (سورۂ یٰس:۱۷)

["અમારું કામ માત્ર સંદેશો પહોંચાડી દેવાનું છે."]

- હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિનો જન્મ નારગોલ કસ્બાથી દસ કોસ (૨૫ કિલોમીટર)ના અંતરે કાનોલ નામના કસ્બામાં જેને હવે મહેન્દ્રગઢ પણ કહે છે ત્યાં થયો હતો. અને આપ ત્યાંના જ રહેવાસી છે. (નારગોલ અને મહેન્દ્રગઢ હાલમાં હરિયાણા રાજયમાં છે.)
- (ઈસ્વીસન ૧૮૫૭ના) બળવાના સમયે આપના ઈર્શાદ અનુસાર આપની ઉંમર લગભગ ૧૮ (અઢાર) વર્ષની હતી.

**જન્મસ્થળ**

આપના મહોલ્લાના સરખી ઉંમરના લોકો બયાન કરતા હતા કે આપ આઠ—નવ વર્ષની વયથી જ અલ્લાહ તઆલાની યાદમાં મશગૂલ રહેતા હતા. ખેલકૂદના તરફ આપના સ્વભાવમાં જ આકર્ષણ ન હતું.

## જયપૂર તશરીફ લાવ્યા

- હઝરત સાહબના મોટા ભાગના મહોલ્લાવાસીઓ જયપૂરમાં નોકરી કરતા હતા એટલે આપ પણ યુવાનીમાં રોઝીની શોધમાં જયપૂર તશરીફ લાવ્યા અને અહીં નોકરીએ રહ્યા.
- જે લોકો રાત—દિવસ નોકરી અંગે આપના સંપર્કમાં રહેતા હતા તેઓ જણાવે છે કે આપ બયઅત થવા પહેલાં અને બયઅત થવા બા'દ ખૂબ ઓછો સમય ઊંઘ લેતા હતા. અને રાત—દિવસ અલ્લાહ તઆલાની યાદમાં મશગૂલ રહેતા હતા.
- આપ અત્યંત કદાવર, ગોરા રંગના અને ઘણાં ખૂબસૂરત હતા. ખૂબસૂરતી, તાકત અને પડછંદ હોવાના કારણે યુવાનીમાં હઝારો લોકોમાં અલગ તરી આવતા હતા.
- આપનો મુબારક ચહેરો ખૂબ નૂરાની હતો અને તેના પર હયબતે હક અંકિત હતી. ઘણાં લોકો કંઈક કહેવા માટે આવતા પરંતુ હયબતના કારણે વાત કરવાની હિમ્મત ન થતી અને ચૂપચાપ પાછા ચાલ્યા જતા.
- આ આપની તમામ શારીરિક ખૂબીઓ આપે હક તઆલાની યાદમાં વાપરી. જે લોકો આપના ઘરની નિકટ રહેનારા હતા તેઓનું બયાન છે કે :

  "અમે આપને દિવસની મશગૂલી ઉપરાંત વર્ષો સુધી આખી રાત સજદહમાં અથવા દો—ઝાનૂ મુરાકબહમાં યા નમાઝમાં જોયા છે."

## જયપૂર આવવાનો અસલ મકસદ

[અબ્દુલકાદિર ફાતીવાલા તરફથી પૂર્તિ]

હઝરત મવલાના મુહમ્મદ હિદાયત અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હકીમ શવકત અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ પાકિસ્તાન હિજરત કરી ગયા હતા. તેમણે 'શમ્એ હિદાયત' નામની તેમની કિતાબમાં લખ્યું છે કે :

જયારે હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ હઝરતથી બયઅત થયા ત્યારે એની ખૂશીમાં હઝરતે શીરીની વહેંચી અને પોતાના કેટલાક મુરીદોથી ફરમાવ્યું કે :

> "મને મુબારકબાદ આપો કે આજે મવલવી મુહમ્મદ હિદાયત અલી મારા હાથ પર નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ સિલસિલામાં શરીક થયા." ['શમ્એ હિદાયત' : ૧૬૯, ૧૭૦]

આ બનાવથી ફલિત થાય છે કે જેવી રીતે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ ગયબી ઈશારાથી હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની તલાશમાં દિલ્હી તશરીફ લાવ્યા હતા તેવી રીતે હઝરત પણ ગયબી ઈશારાથી જયપૂર તશરીફ લાવ્યા હતા. આપનો અસલ મકસદ હઝરત મવલાના હિદાયત અલી રહમતુલ્લાહિ અલયહિને બયઅત કરી તેમની તકમીલ કરવાનો હતો.

[પૂર્તિ સમાપ્ત]

## આવા આબિદ (ઈબાદત ગુઝાર) મેં જોયા નથી !

હું હઝરત સાહબથી બયઅત થયો પછી ૧૮ (અઢાર) વર્ષ બા'દ આપનો ઈન્તિકાલ થયો. હું લગભગ દરરોજ પ્રવાસના અને બીમારીના સમય સિવાય આપની મુબારક ખિદમતમાં અચૂક હાજર થતો. અને હાજર પણ ઘણી વખતે એટલા પ્રમાણમાં રહેતો કે સવારની નમાઝ પઢીને જતો અને દસ–દસ, બાર–બાર કલાક સુધી અને કયારેક એના કરતાં પણ વધારે અને કયારેક એનાથી ઓછા–વધતા

પ્રમાણમાં હાજર રહેતો.

આ ૧૮ (અઢાર) વર્ષના સમયગાળામાં મેં ક્યારેય આપને બેકાર નથી જોયા. મુરાકિબ જોયા યા વઝીફો પઢતા જોયા યા તસવ્વુફની કિતાબોનું અવલોકન કરતા જોયા. પરંતુ કિતાબનું અવલોકન કરતી વેળા ઝબાની વઝીફો બરાબર ચાલુ રહેતો હતો. હું આ વાત અત્યંત સત્ય અને અલ્લાહ તઆલાને સાક્ષી રાખીને કહું છું કે આવા આબિદ અને અલ્લાહ તઆલાની યાદમાં સમય ગુઝારનારા બુઝુર્ગ મારી નજરમાં નથી ગુઝર્યા. અને ન કોઈ વિશ્વાસપાત્ર અને મુહક્કિક શખ્સથી વર્તમાનકાળમાં આટલી ઈબાદત કરનારા બુઝુર્ગ સાંભળવામાં આવ્યા. હશે જરૂર, કારણ કે રબ્બુલ ઈબાદનો ઈર્શાદ છે કે :

فَضَّلْنَا بَعْضَهُمْ عَلٰى بَعْضٍ ۘ (سورۂ بقرہ:۲۵۳)

["અલ્લાહ તઆલાએ એકને બીજા પર શ્રેષ્ઠતા આપી."]

ઘડપણમાં જયારે ઉંમર શરીફ લગભગ ૭૦ (સિત્તેર) વર્ષની હતી ત્યારે આપ દરરોજ લગભગ ૧૮ (અઢાર) કલાક યાદે ખુદા કર્યા કરતા હતા. ત્રણ–ચાર કલાક ઊંઘ લેતા અને ભોજન કરવામાં, વુઝૂ વગેરે કરવામાં તથા આવનારા–જનારાઓ સાથે વાતચીત કરવામાં ગુઝારતા. જો કોઈ સમયે આવ–જા કરનારાઓના કારણે વાતચીતમાં વધારે સમય પસાર થઈ જતો તો પોતાના આરામના સમયમાંથી સમય કાઢીને ઈબાદતના સમયને પૂર્ણ કરતા.

## દુનિયાને તુચ્છ સમજતા હતા

દુનિયા ત્યાગની એ હાલત હતી કે જયપૂરના રઈસો અને ધનવાનો, હાજતમંદો આપને પોતાના ઘરે બોલાવતા, પરંતુ આપ કોઈને ત્યાં તશરીફ લઈ જતા ન હતા. મોટા–મોટા માનવોની પણ કંઈ

પરવા કરતા ન હતા. આપની જે આદત અને વાત કરવાની પદ્ધતિ એકાંતમાં પોતાના ખાદિમો સાથે હતી તે જ પદ્ધતિ પોતાના અને પરાયા, નાના અને મોટાઓના સાથે હતી.

પોષાક અને વાણીમાં જરા પણ બનાવટ અને દંભ ન હતા. આપની પાસે કોઈ વખતે કોઈ પાંચ સો રૂપિયા પણ પેશ કરતું તો આપ તેને મોટા હઝરત સાહબની ખિદમતમાં મોકલી આપતા અને પોતાની પાસે કંઈ રાખતા ન હતા. ઘરેથી જયારે ખર્ચના પૈસા માટે ઘણાં પત્રો આવતા તો જરૂરત પ્રમાણે યોગ્ય ખર્ચ મોકલતા. નહિતર અલ્લાહ તઆલા જે કંઈ મોકલે તેને મોટા હઝરત સાહબની ખિદમતમાં મોકલી આપતા. એટલે સુધી કે બીવી–બચ્ચાં અને સગાં–સંબંધીઓ હોવા છતાં માટીનું જે ઘર અને છાપરું હતા તે તેવાં જ છોડયા.

કેટલીક વખતે ખાદિમોએ કહ્યું પણ કે :

"હઝરત સાહબ ! સંપૂર્ણ મકાન યા તેનો અમુક ભાગ પાકો બનાવી લેવામાં આવે તો ઉનાળામાં મકાન આગથી સુરક્ષિત રહે."

તો આ સાંભળીને આપ ફરમાવતા કે :

"મિયાં ! જોઈ લેશું. અલ્લાહ તઆલા રક્ષણ કરનારો છે."

આપે તસવ્વુફની લગભગ પાંચ સો કિતાબોનો સંગ્રહ કર્યો હતો. આપને એ કિતાબો ખૂબ પ્રિય હતી.

કોઈ કોઈ વખત અફસોસથી ફરમાવતા કે :

"મારી જમા કરેલી આ કિતાબો કોણ જાણે મારા પછી કોણ લેશે અને એની શી કદર કરશે ! "

આપ બે ચીઝોનો ઘણી વાર અફસોસ કર્યા કરતા હતા. એક મોટા હઝરત સાહબના ઈન્તિકાલનો અને બીજો કિતાબોનો.

આપે :

- ન ધન સંગ્રહ કર્યો,
- ન મકાન પાકાં બનાવ્યા,
- ન ઉમદહ લિબાસ પહેર્યો,
- ન ઉમદહ ભોજન કરવાનો શોખ રહ્યો અને
- ન પોતાની બીવી સાહિબા પાસે જલ્દી જલ્દી વતન તશરીફ લઈ જતા. બે–ત્રણ વર્ષ પછી કયારેક વતન તશરીફ લઈ જતા હતા.

આપની બીવી મુહતરમા પણ ખૂબ આબિદહ (ઈબાદત ગુઝાર), ઝાહિદહ (પરહેઝગાર) અને સાબિરહ (ધૈર્યવાન) અવરત હતા. મોટા હઝરત સાહબનો તથા આપનો બન્નેનો વર્તાવ અને પોષાક બિલ્કુલ સામાન્ય લોકોના જેવો હતો. વસ્ત્રો અથવા વાણીમાં કોઈ દુરવેશો કે આલિમો જેવી વિશિષ્ટતા ન હતી.

## ઈલ્મે દુરવેશીના પ્રખર આલિમ

ઈલ્મે તસવ્વુફમાં આપનું ઊંડું સંશોધન અને જાણકારી હતી. ઈલ્મે તસવ્વુફને સમજવા તથા સમજાવવામાં અલ્લાહ તઆલાએ આપને ખાસ શાન ઈનાયત ફરમાવી હતી. જાણે આપ ઈલ્મે દુરવેશીના પ્રખર આલિમ હતા. જે કોઈ આપથી પરિચિત ન હોય તે કદાપિ કહી શકતો નહીં કે આપ દુરવેશ છે.

દરેક મુબારક સિલસિલાના અવલિયા અલ્લાહની તા'ઝીમ અને મુહબ્બત આપના દિલમાં હતી. જો કોઈ શખ્સ અવલિયા અલ્લાહની શાનમાં અયોગ્ય શબ્દો ઉચ્ચારતો તો આપ નારાજ થઈ જતા.

આપ ફરમાવતા હતા કે :

- હઝરત ગવસે આ'ઝમ રહમતુલ્લાહિ અલયહિ,

• હઝરત શાહ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિ અને
• હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિથી

મને વધારે મુહબ્બત છે.

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની રહિમહુલ્લાહુ સાથે તો ખૂબ જ વધારે મુહબ્બત હતી કે જેને ઈશ્ક કહેવું જોઈએ.

## આપ રહમતુલ્લાહિ અલયહિની નિસ્બત

આપ દુન્યવી ઠાઠ કે દુરવેશો જેવી રીતભાત રાખતા ન હતા. લોકો સાથે વધારે હળતા–મળતા ન હતા એટલા માટે ઈર્શાદ આપથી ખૂબ ઓછો ફેલાયો, નહિતર આપની નિસ્બત ખૂબ જ ઝબરદસ્ત અને બળવાન હતી. જો લોકો આપથી પરિચિત થઈ જતે તો હજારો દિલ મુનવ્વર અને રોશન થઈ જતે. આપની નિસ્બત અફરાદી હતી જે ઝાતે બહત (અલ્લાહ તઆલા) સિવાય કોઈના તરફ મુખાતિબ થવા દેતી ન હતી. એ જ કારણ છે કે આપથી ઈર્શાદ ઓછો ફેલાયો. માત્ર લગભગ એક સો માણસો આપથી બયઅત થયા.

આપની નિસ્બતની કુવ્વતની એ કૈફિયત હતી કે જો કોઈ સમયે મુરાકબહથી અચાનક માથું ઉઠાવીને આપ કોઈ તાલિબને જોઈ લેતા તો કંઈ કેટલાયે દિવસો સુધી તાલિબની હાલત અસ્તવ્યસ્ત રહેતી. અને ઘણાં લોકો પર મહિનાઓ સુધી અસર રહેતી અને એને સહન કરવું મુશ્કેલ થતું. કેટલાક તાલિબોના દિલોને એક તવજ્જુહમાં ચાલું કરી દીધાં કે પછી તેઓ પોતાની કબરમાં ઝિન્દહ દિલોને પોતાની સાથે લઈ ગયા.

## તાલિબોની પરવરિશ

આપે પોતાના તાલિબોની પરવરિશ ઝિક્રે કલ્બી, સુલતાનુલ અઝકાર, વિલાયતે સુગરા અને વિલાયતે કુબરામાં એવી કામિલ

(પરિપૂર્ણ) ફરમાવી કે જેવા હાલાત મેં ગત પ્રકરણોમાં લખ્યા છે. કેટલાક તાલિબોને અવલિયાએ કિરામ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન અને સહાબએ ઈઝામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન તથા અમ્બિયા અલયહિમુસ્સલાતુ વસ્સલામની ઝિયારત જાગ્રત અવસ્થામાં જાહેરી આંખો વડે થયા કરતી હતી અને રુમુઝો અસરારે ઈલાહી (અલ્લાહ તઆલાના ભેદ અને રહસ્યો)ની વાતો એમને મા'લૂમ થયા કરતી હતી. આપના કેટલાક તાલિબોની પાસે અવલિયાએ અહલે ખિદમત અર્થાત્ કુતુબ, અબ્દાલ વગેરે મહેરબાનીની રાહે તશરીફ લાવતા હતા.

## આપના તાલિબોની તરક્કી

અને કેટલાક તાલિબોને તો 'વિલાયતે કુબરા'માં જેવી કે બયાન થઈ છે તેવી હકીકી 'ફના ફિર્રસૂલ' અર્થાત્ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી 'ઈત્તિસાલે રૂહાની' થતી હતી. 'ઈત્તિસાલે રૂહાની'થી મુરાદ એ છે કે એ તાલિબની શકલ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જેવી થઈ જાય અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એના હાલ પર ખૂબ મહેરબાની અને કૃપા ફરમાવે. પરંતુ આપના તાલિબોને વિલાયતે કુબરાથી આગળ તરક્કી આંશિક થઈ, સંપૂર્ણ ન થઈ. તરક્કીની આ કમી તાલિબોની કામિલ હક તલબી (હકની પરિપૂર્ણ પિપાસા) અને કમ ઝર્ફી (તાલિબના પોતાના શકિત સામર્થ્યરૂપી પાત્રની લઘુતા) તથા ઈત્તિકા (ઝુહદ) ન હોવાના કારણે હતી. નહિતર હઝરત સાહબની નિસ્બત અને દર્જાઓની તરક્કી ખૂબ જ આગળ હતી.

જે બુઝુર્ગના તાલિબો વિલાયતે કુબરામાં કામિલ તરક્કી કરીને ઈત્તિસાલે રૂહાનીએ હબીબે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મુશર્રફ હોય, એમના શયખની શાનનું અનુમાન અનુમાન કરનારાઓ કરી શકે છે. કેટલાક તાલિબોને તયે અર્દ અને કશ્ફે કામિલ પણ અલ્લાહ તઆલાએ આપ્યા હતા.

## આ હાલાત લખવાનું કારણ

કિતાબ 'હાલાતે મકામાત'માં હઝરત ગુલામઅલી શાહ સાહબે પોતાના શયૂખ હઝરત મિર્ઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિના સંબંધમાં ઈત્તિસાલે રૂહાનીએ હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હાલ બયાન ફરમાવીને શુક્ર દર્શાવવા માટે આ પ્રમાણે ફરમાવ્યું છે કે :

**"મારા હઝરત સાહબની બુલંદ (ઉચ્ચ) શાન જુઓ ! "**

એટલે મેં પણ એનું અનુસરણ કરીને તથા અલ્લાહ તઆલાના આ હુકમના પાલન માટે આ હાલાત લખી દીધા છે :

وَاَمَّا بِنِعْمَةِ رَبِّکَ فَحَدِّثْ ؕ (سورۂ ضحیٰ:۱۱)

["અને પોતાના પરવરદિગારના ઉપકારોનું વર્ણન કરતો રહે."]

આ હાલાતના બયાન કર્યા બા'દ હઝરત સાહબના કમાલાત યા કરામાત યા મકશૂફાત બયાન કરવાની ઈલ્મવાળાઓની નજીક કંઈ જરૂરત નથી, કારણ કે સૌથી મહાન કમાલ બુઝુર્ગાને દીનની નજીક એ જ કમાલ છે કે જે ઉપર બયાન થઈ ચૂકયા છે. છતાં સામાન્ય લોકોની અને ખાસ કરીને આપના સિલસિલાના ખાદિમોની તથા અકીદતવાળાઓના સંતોષ માટે અને તેઓની ઈચ્છાના કારણે આપની કેટલીક કરામતો અને કુર્બે ખુદાના હાલાત નમૂનારૂપે લખું છું.

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખુદ આપ રહમતુલ્લાહિ અલયહિને તવજ્જુહ આપતા હતા !

અલ્લાહ તઆલાના કુર્બ અને હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈનાયતો માટે એટલું પૂરતું છે કે

હઝરત સાહબના હુજરામાં જાએ નમાઝ પર હઝરત સાહબના હાથોને અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક હાથોમાં પકડેલા અને હઝરત સાહબને તવજ્જુહ આપતા જાહેરી આંખો વડે વારંવાર જોવામાં આવ્યા છે. એ સર્વ અલ્લાહ તઆલાનો ફઝલ અને મહાન પીરો રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનનો સદકહ અને વસીલો (માધ્યમ) છે.

અને ખાસ કરીને અંતિમકાળમાં જનાબ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વિશેષ પરવરિશ અને ઈનાયત હતી, એટલા માટે હઝરત સય્યિદ સાહબના પગરખાંના સદકહથી આપના સિલસિલાના લોકો પર પણ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અપાર મહેરબાની હતી અને છે. અલ્લાહ તઆલા હજુ વધારો ફરમાવે. આમીન બ હક્કે–સૂરએ **'તા–હા'** વ **'યા–સીન'**. આમીન !

## બુઝુર્ગોના જોડાની બરકત

ખાસાને હકના પગરખાં મુરીદો તથા ખાદિમોના માટે અલ્લાહના કુર્બ અને અવલિયા અલ્લાહની ઈનાયતોનું એક નિમિત્ત હોય છે.

હઝરત સાહબના ખાદિમોમાંથી એક શખ્સે સ્વપ્નમાં જોયું કે :

રિસાલત પનાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો દરબાર ભરાયો છે અને સહાબા રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન તથા અવલિયા રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન હાજર છે. તેઓ (સ્વપ્ન જોનારા) ચાહે છે કે તેઓ પણ દરબારમાં હાજર થાય, પરંતુ દરબારના રક્ષકો જવા નથી દેતા. એટલામાં હઝરત બિલાલ રદિયલ્લાહુ તઆલા અન્હુ તશરીફ લાવ્યા અને તેમણે પોતાના મુબારક જોડા ઉતાર્યા. પેલા શખ્સે જોડા ઉઠાવીને સીનાથી લગાવી લીધા અને

હઝરત બિલાલ રદિયલ્લાહુ તઆલા અન્હુની પાછળ પાછળ જવા લાગ્યા. દરબાનોએ તેમને રોકવા કર્યા પરંતુ બીજા સહાબા રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈને ફરમાવ્યું કે :

"આ હઝરત બિલાલ રદિયલ્લાહુ તઆલા અન્હુના પગરખાં ઊંચકનાર (ખાદિમ) છે, એને જવા દો."

તો તે પગરખાંના વસીલા (માધ્યમ)થી તેઓ પણ દરબારમાં હાજર થઈ ગયા !

## અવલિયાએ ખિદમતની સમજૂતી

- વર્તમાનકાળમાં મોટા ભાગના તાલિબો 'ફનાએ અવ્વલ'થી મુશર્રફ થાય છે પરંતુ 'ફનાએ સાની' તથા 'ફનાઉલ ફના'થી ઘણાં ઓછા, કોઈ કોઈ તાલિબ મુશર્રફ થાય છે.
- જે તાલિબ 'ફનાએ સાની' તથા 'ફનાઉલ્ ફના'થી મુશર્રફ થાય છે તેઓ જ ખરેખર કાબિલે ઈર્શાદ અને અહલે ખિદમત અવલિયા બનાવવામાં આવે છે. જેમ કે : કુતુબે મદાર, અવતાદ, નકીબ, નજીબ, મરદાને ગયબ... વગેરે.
- એ જ બુઝુર્ગોથી કરામતો મોટા પ્રમાણમાં જાહેર થાય છે. અને એ જ લોકોના હાથોમાં હુકૂમતની લગામ તથા ઈન્તિઝામે ખલ્ક અલ્લાહ તઆલાએ આપ્યા છે.
- એ લોકો અલ્લાહ તઆલાના હુકમની દરેક સમયે રાહ જુએ છે. અલ્લાહ તઆલા તરફથી જે હુકમ થાય છે તેનું પાલન તેઓ હઝરત ખિઝર અલયહિસ્સલામની જેમ તત્કાળ કરે છે.
- એમને પોતાના–પરાયાં, દોસ્ત અને દુશ્મન, ભલાઈ અને બૂરાઈ પર ચિંતન કરવાથી કંઈ સંબંધ નથી. એમને ફરિશ્તાઓની જેમ અલ્લાહ તઆલાના હુકમોનું પાલન કરવાથી ગરજ છે. જો કે હઝરત

નબીએ કરીમ અલયહિસ્સલાતુ વત્તસ્લીમની ઉમ્મતના માટે દુઆ જરૂર કરે છે. અને ઉમ્મતના માટે એ દુઆ એ બુઝુર્ગોના દર્જાઓની તરક્કીનું નિમિત્ત છે.

હું મારા આ કલામના સમર્થનમાં જનાબ હઝરત કુતુબે રબ્બાની મહબૂબે સુબ્હાની શયૂખ અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહિ અલયહિના ઈર્શાદને લખું છું જે આ પ્રમાણે છે :

> "જે શખ્સ અલ્લાહ અઝઝ વ જલ્લ તથા એના નેક બંદાઓ સાથે નેક ગુમાન ન રાખે અને એમની સામે વિનમ્રતા ન કરે તેને સફળતા નસીબ ન થશે.
>
> હે શખ્સ ! તું એમની સામે વિનમ્રતા શા માટે દાખવતો નથી જો કે તેઓ સરદાર અને અમીર છે. એમની તુલનામાં તારી શી વિસાત છે ! હક તઆલાએ ઈન્તિઝામે મુલ્કી (સૃષ્ટિની વ્યવસ્થા) એમના હવાલે કરી છે. એમના કારણે આકાશમાંથી પાણી વરસે છે અને ભૂમિમાં લીલોતરી ઊગે છે."

**[હઝરતનો કલામ પૂર્ણ થયો.]**

## હઝરત સાહબ પણ અવલિયાએ ખિદમતમાંથી હતા

હઝરત સાહબ મારા ઈલ્મ અને તહકીક (સંશોધન) અનુસાર અવલિયાએ ખિદમત પૈકી હતા કે જેનું સમર્થન મને અનેક રીતે થયું છે. જેને લખવા અથવા કહેવાની જરૂરત નથી સમજતો.

## ઝિકરે હક, ફિકરે હક અને કુરબે હક કામની વસ્તુ છે

હઝરત સાહબના સ્વભાવમાં અલ્લાહ તઆલાએ એવી ઉચ્ચ કક્ષાની સલાહિયત આપી હતી કે તેઓ પોતાના બાતિની હાલાતની જાણ કોઈને થવા દેતા ન હતા. અને રાઝદારી એટલે સુધી હતી કે એક

મુરીદનો હાલ બીજા મુરીદથી ઓછો બયાન કરતા હતા. આપના જે મુરીદો વધારે તરક્કી કરી ગયા હતા તેઓને કોઈ કોઈ વખત ઓછી તરક્કી કરનાર મુરીદોનો હાલ બયાન ફરમાવતા હતા, પરંતુ ઓછા દર્જાઓના મુરીદોથી, વધારે તરક્કી કરનાર મુરીદોનો હાલ બિલ્કુલ બયાન ફરમાવતા ન હતા.

જો કોઈ મુરીદ પોતાના કશ્ફ અને જાણકારી બાબતમાં હાલાત અર્ઝ કરતો તો તેને અત્યંત બે–રગબતી સાથે સાંભળતા અને કયારેક ફરમાવી દેતા કે :

"આ બધી વાતો વ્યર્થ (બેકાર) અને જાદૂ સમાન છે. ઝિકરે હક, ફિકરે હક તથા કુરબે હક કામની ચીઝો છે."

## અનેક દર્દ આપની દુઆથી દૂર થઈ ગયા

હઝરતના તસર્રુફાત અને હિમ્મતે બાતિનીનો આ હાલ હતો કે જે વાત પર આપ હિમ્મત ફરમાવતા અને અલ્લાહની જનાબમાં દુઆ કરતા તેને અલ્લાહ તઆલા પોતાના ફઝલથી જરૂર કબૂલ ફરમાવતો.

મેં કદાપિ જોયું નથી કે આપે દુઆ તથા હિમ્મત ફરમાવી હોય અને તે કામ થયું ન હોય.

આપની દુઆ અને હિમ્મત વડે હાજતમંદોના મોટા મોટા કામો બનતા હતા કે જેનું બનવું બુદ્ધિથી બિલ્કુલ વિરુદ્ધ હતું.

## બીવીનો તાવ સારો થઈ ગયો

મારી બીવીને સતત ચાર મહિના સુધી તાવ આવ્યો. કેટલીયે દવાઓ કરી, પરંતુ કંઈ આરામ ન થયો અને વિશ્વાસ થઈ ગયો કે મૃત્યુ સિવાય બીજી કોઈ સૂરત નઝર આવતી નથી.

મારી બીવીએ કહ્યું કે :

મારી ઝિંદગીનો અંત આવી ગયો. મારા નાના બાળકો રહી જશે. તમે હઝરત સાહબની ખિદમતમાં અર્ઝ કરો.

મેં હઝરત સાહબની ખિદમતમાં મહેન્દ્રગઢ પત્ર લખ્યો.

આપે જવાબમાં લખ્યું કે :

"ફકીર દુઆ કરે છે . ઈન્શાઅ અલ્લાહ આરામ થઈ જશે."

અલ્લાહના ફઝલથી તે જ દિવસે બિલ્કુલ આરામ થઈ ગયો.

## વર્ષોની બીમારી સારી થઈ ગઈ !

મારા એક પીર ભાઈ કેટલાયે વર્ષો સુધી તાવમાં બીમાર રહ્યા. હકીમો અને ડોકટરોએ પણ આશા છોડી દીધી હતી. હઝરત સાહબે થોડા દિવસ દમ ફરમાવ્યો તો અલ્લાહ તઆલાએ સારો કરી દીધો.

## હૃદયનું દર્દ દૂર થયું !

હકીમ મુહમ્મદ શફીઅ હઝરત સાહબથી બયઅત હતા. એમને હૃદય રોગનું ભયંકર દર્દ થયું. ઝિંદગીથી સૌ નિરાશ થઈ ગયા. હઝરત સાહબે જઈને દમ ફરમાવ્યો. અલ્લાહે તે જ સમયે તંદુરસ્તી આપી.

## સખત તાવ સારો થઈ ગયો

એક વખતે મને સખ્ત તાવ આવ્યો. અશકત એટલો થઈ ગયો કે નમાઝ બેસીને પણ મુશ્કેલીથી અદા કરતો. જો એ જ તીવ્ર તાવ આવતો રહેતે તો કદાચ હું થોડા દિવસોમાં મૃત્યુ પામતે. મેં પોતાનો હાલ ટૂંકમાં લખીને ખિદમત શરીફમાં મોકલ્યો. આપે તા'વીઝ ઈનાયત ફરમાવ્યા અને એમ ફરમાવી દીધું કે હું દુઆ કરું છું.

જયારે મારી પાસે તા'વીઝ આવ્યા તો મેં એમાંથી એક તા'વીઝ લીધું અને ઊઠીને એને પીવા ચાહતો હતો કે એટલામાં હું શું જોઉં છું કે હઝરત સાહબ મારી સામે હાજર છે અને મહેરબાની ભરેલી નજરે મને જુએ છે. હું હયરાન હતો કે હઝરત સાહબ સાદ આપ્યા વિના અને પરવાનગી લીધા વિના ઘરની અંદર કેવી રીતે તશરીફ લઈ આવ્યા ? ! પરંતુ અદબના કારણે કંઈ કહી ન શકયો અને તા'ઝીમના માટે ઊભો થયો.

મારા ઉઠતાંની સાથે જ હઝરત સાહબ ગાયબ થઈ ગયા અને મારો તાવ અને અશકિત પણ બિલ્કુલ જતા રહ્યા અને એવું બળ મારામાં પૈદા થયું કે જેવું જુવાનીમાં હોય છે. મેં તત્કાળ કપડાં પહેર્યા તો મારી બીવીએ મને પકડી લીધો અને એ ખ્યાલ કર્યો કે પુષ્કળ તાવના કારણે હું ગભરાઈ ગયો છું એટલા માટે ઘરની બહાર જાઉં છું અને મને ઘરથી બહાર જવાથી રોકી લીધો. ત્યારે મેં કહ્યું કે હું બિલ્કુલ સાજો છું. હઝરત સાહબની ખિદમતમાં જાઉં છું. હું લગભગ બે માઈલના અંતરે હઝરત સાહબની ખિદમતમાં હાજર થઈને આ હાલ અર્ઝ કર્યો.

આપે ફરમાવ્યું કે :

"તમને ભ્રમ (વહેમ) થઈ ગયો છે."

પછી હું ત્યાંથી ઘણી જગ્યાએ ફરતો ફરતો ઘરે પાછો આવ્યો.

## નકશબંદીઓની કરામતો અનોખી વસ્તુ છે !

આવા સેંકડો બનાવો હઝરત સાહબના જોયા છે. એટલા જ માટે હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ મુહદ્દિષે દહેલ્વી રહમતુલ્લાહિ અલયહિ પોતાની કિતાબ 'કવ્લુલ્ જમીલ'માં ફરમાવે છે :

**"તસર્રુફાતે નકશબંદિયહ અજીબહ વ ગરીબહ"**

હઝરાતે નકશબંદિય્યહની કરામતો અજીબો ગરીબ છે.

## ઈત્તિસાલે રૂહાની

આપની વફાત બા'દ મેં આપને જોયા કે આપ અર્થાત્ હઝરત સાહબ કયારેક હઝરત રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શકલમાં થઈ જાય છે અને કયારેક હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત સાહબની શકલમાં થઈ જાય છે.

આ ફના અને બકા, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર રૂહ સાથે ઈત્તિસાલે રૂહાની કેટલું બધું શુક્રને લાયક અને તસદીકને પાત્ર છે !

## આપ રહમતુલ્લાહિ અલયહિની કબર શરીફ જન્નતનો એક બાગ

મને બીમારી તથા દીન અને દુનિયાની જે બાબતો ઉપસ્થિત થતી તેના વિષે હું કેટલીયે વખત હઝરત સાહબની કબર શરીફ પર હાજર થયો તો મેં મુરાકબહની હાલતમાં જોયું કે :

હઝરત સાહબની કબર શરીફ જન્નતના બાગોમાંથી એક બાગ છે અને હઝરત ખાતિમુન્નબિય્યિન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ ત્યાં તશરીફ રાખે છે અને હઝરત સાહબ મારા મુઆમલાત વિષે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અર્ઝ કરી રહ્યા છે અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુસ્કુરાય છે. અલ્લાહ તઆલાના ફઝલથી મારા તે કાર્યો અલ્લાહ તઆલાએ તેવા જ દુરુસ્ત ફરમાવ્યા.

કેટલીયે વખત હઝરત સાહબે મને કબર શરીફમાંથી મોટેથી ફરમાવ્યું :

"હું ખૂશ છું. તું ચિંતા ન કર."

## કબરમાંથી મોટા અવાજે ગેરહાજરીનું કારણ પૂછ્યું

મારો નિયમ આપની ઝિંદગીમાં ૧૮ (અઢાર) વર્ષ સુધી અને હવે વફાત પછી ૨૫ (પચ્ચીસ) વર્ષથી લગભગ દરરોજ હાજરીનો છે. એક વખત હું કેટલાયે દિવસો સુધી હાજર ન થયો તો કબર શરીફમાંથી મોટા અવાજે ફરમાવ્યું :

"તું કેટલાયે દિવસોથી આવ્યો કેમ નથી ? "

## હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિએ આપની વાણીનું સમર્થન કર્યું

એક વખત મેં હઝરત સાહબથી કોઈ ખાસ હાલ અર્ઝ કર્યો.

આપે ફરમાવ્યું કે :

"ઠીક છે."

મને એમાં શક રહ્યો તો મેં એ જ રાત્રે જોયું કે :

હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહિમહુલ્લાહુએ પોતાની મુબારક કલમ વડે લખીને આ વાત મને ઈનાયત ફરમાવી કે :

"તારા પીરના કલામમાં શંકા ન કર. તેઓ હકની સાથે છે."

અને એ જ મઝમૂન આપે એકી સમયે ચાલીસ વખત લખીને ઈનાયત ફરમાવ્યો અને મૌખિક તાકીદ પણ દરેક વખતે ફરમાવતા રહ્યા.

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત સાહબે મને ઉપર ખેંચી લીધો

એક વખતે મેં જોયું કે :

હું એક ખાડામાં છું અને ત્યાંથી નીકળી નથી શકતો. એ જ

મથામણની હાલતમાં જોયું કે હઝરત નબીએ કરીમ અલયહિસ્સલાતુ વત્તસ્લીમ તશરીફ લાવ્યા અને હઝરત સાહબ પણ આપની સાથે છે. મારો એક હાથ હઝરત રસૂલે પાક અલયહિસ્સલાતુ વસ્સલામે પકડયો અને બીજો હાથ હઝરત સાહબે પકડયો અને મને ઉપર ખેંચી લીધો.

આ હાલ શરૂઆતના સમયનો હતો કે જયારે શયતાન અને નફસ મને હઝરત સાહબના તરફ શંકાશીલ કરવા ચાહતા હતા.

## આપની દુઆથી મર્હૂમા અવરતની બખ્શિશ થઈ ગઈ

હઝરત સાહબની એક મુરીદહ હતી. તેનો ઈન્તિકાલ થયો, તો તેના ભાઈઓ (તેઓ પણ હઝરત સાહબના મુરીદો હતા) અર્ઝ કરી કે :

"હઝરત સાહબ દુઆ ફરમાવો કે અલ્લાહ તઆલા મારી બહેનની બખ્શિશ ફરમાવી દે."

તેણે એ જ રાત્રે સ્વપ્નમાં જોયું કે :

હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે હઝરત સાહબ પણ છે.

હઝરત સાહબે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમત શરીફમાં ખૂબ અદબથી અર્ઝ કરી કે :

"યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! દુઆ ફરમાવો કે અલ્લાહ તઆલા એને બખ્શી દે ! "

આ અર્ઝ કરવા પર હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કદમે મુબારક આગળ વધારીને મર્હૂમહ અવરતના સીના પર શહાદતની આંગળી વડે કલિમએ શરીફ લખી દીધો. કલિમએ શરીફ લખતાં જ સીનામાંથી એટલું નૂર રોશન થયું કે આસમાન સુધી એની રોશની પહોંચી. એ પછી હઝરત સાહબે ફરમાવ્યું કે :

"ઈત્મીનાન રાખો ! તારી બહેનની બખ્શિશ થઈ ગઈ."

અને આપ તશરીફ લઈ ગયા.

## હઝરત સાહબની કુબૂલિયતનો પુરાવો

હઝરત સાહબના ખાસ ખાદિમ અબ્દુર્રહમાન ખાન સાહબ હતા. તેઓ ખૂબ જ તાલિબે સાદિક હતા. હઝરત સાહબથી સૌ પ્રથમ તેઓ જ બયઅત થયા હતા અને હઝરત સાહબની એમના પર ખાસ ઈનાયત હતી. તેઓ હંમેશા ઝિકર અને ફિકરમાં મશગૂલ રહેતા હતા. એમનો સીનો અનવારે ઈલાહીથી મુનવ્વર હતો. એમના પર પીરાને કિબાર રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનની ઘણી ઈનાયત હતી.

તેઓ સંસારથી વિરકત, સંતોષી અને સાબિર (ધૈર્યવાન) હતા. કોઈ વખત એમના પર ત્રીજા, ચોથા સમયનો ફાકો થતો હતો તો ગયૂબથી કોઈ એમને ઊંઘમાંથી જગાડીને ગરમ ગરમ ભોજન આપીને ગાયબ થઈ જતું.

એમના ઈન્તિકાલથી હઝરત સાહબને ખૂબ દુઃખ થયું. એમના ઈન્તિકાલ બા'દ હઝરત સાહબના એક ખાદિમે સ્વપ્નમાં જોયું કે :

હઝરત સાહબે અબ્દુર્રહમાન ખાન સાહબનો હાથ પકડીને મોટા હઝરત સાહબના હાથમાં આપ્યો અને અર્ઝ કરી કે :

"હઝરત ! એઓ આપના સિલસિલામાં દાખિલ છે."

આ અર્ઝ સાંભળીને મોટા હઝરત સાહબે અબ્દુર્રહમાન ખાન સાહબનો હાથ પોતાના હાથમાં પકડીને ફરમાવ્યું કે :

"બેશક, એ મારા સિલસિલામાં છે."

અને એ જ પ્રમાણે એ જ શબ્દો અર્ઝ કરીને મોટા હઝરત

સાહબે એમનો હાથ જનાબ હઝરત સય્યિદ સાહબને હવાલે કરી દીધો.

એ જ પ્રમાણે ક્રમાનુસાર સિલસિલાવાર હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુએ અબ્દુર્રહમાન ખાન સાહબનો હાથ પોતાના હાથમાં પકડયો અને પછી એને જનાબ રિસાલતે મઆબ અલયહિસ્સલાતુ વસ્સલામની જનાબમાં રજૂ કરીને અર્ઝ કરી કે :

"યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !
એ મારા સિલસિલામાં છે. આપ કબૂલ ફરમાવો."

હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ સાંભળીને અબ્દુર્રહમાન ખાન સાહબનો હાથ પોતાના મુબારક હાથમાં પકડયો અને ફરમાવ્યું કે :

"હે સિદ્દીકે અકબર ! જયારે તમારા સિલસિલામાં છે તો મારા જ સિલસિલામાં છે."

## અવલિયાના સિલસિલામાં દાખલ થવાનો હેતુ

અવલિયાએ કિબારના સિલસિલામાં એટલા જ માટે દાખલ થયા છીએ કે જો કમાલ પર ન પહોંચીએ તો શફાઅત અને મકબૂલિયતનો ઝરીઓ (માધ્યમ) જરૂર બને છે.

**આગાહી :**

હઝરત સાહબની કુબૂલિયતનો પુરાવો આનાથી વિશેષ શું હોઈ શકે છે ?

## વલીના મઝાર નજીક દફન થવાનો ફાયદો

હઝરત મિર્ઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

મારા પીર હઝરત શયૂખ મુહમ્મદ આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિએ કેટલીયે વખત મને ફરમાવ્યું કે :

હે જાનેજાનાં ! મને વારંવાર ઈલ્હામ થયો છે કે :

"હે મુહમ્મદ આબિદ ! જે જગાએ તું દફન થશે તે જગાએથી જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી દૃષ્ટિ મર્યાદા (ક્ષિતિજ) સુધીની જગામાં જેને દફન કરવામાં આવશે તેને બક્ષવામાં આવશે."

એટલા જ માટે ઘણાં લોકો અવલિયા અલ્લાહના પવિત્ર મઝારોની નિકટ દફન થવા માટે ઈચ્છા ધરાવે છે.

## હઝરતના મુરીદ આવા ઉચ્ચ કક્ષાના હતા

હઝરત સાહબના એક મુરીદ હતા. એ મુરીદના એક મિત્રનો ઈન્તિકાલ થઈ ગયો. ગુસલના સમયે જોવામાં આવ્યું તો એનો ચહેરો બુરા આ'માલના કારણે કાળો પડી ગયો હતો. આ હાલત જોઈને એમને (હઝરત સાહબના મુરીદને) રહમ આવી અને એમણે અલ્લાહ તઆલાની જનાબમાં દુઆ કરી. કુદરતે હક ! જ્યારે કબરમાં મૂકીને મુખ ખોલ્યું તો એમનું મુખ સફેદ અને નૂરાની થઈ ગયું હતું !

આ દુઆ કરનાર શખ્સ 'ફના અને બકા'ના મકામથી મુશર્રફ હતા. એ જ શખ્સ કોઈ ઝાડ કે મકાનની નીચે બેસતા અને જ્યારે ત્યાંથી અલગ થતાં તો ઝાડ અને મકાનમાંથી રડવાનો અવાજ આવતો !

## હઝરતની નારાઝગીની અસર

હઝરત સાહબ કોઈનાથી નારાઝ થઈ જતા તો ખૂબ જલ્દી એનું નુકસાન થઈ જતું.

આપના વતનમાં એક વેળા બે શખ્સો આપના મકાનમાં ચોરી

કરીને સરસામાન, કપડાં, વાસણો વગેરે લઈ ગયા. આપે જયપૂરમાં સાંભળ્યું તો ફરમાવ્યું કે :

"અમારો દા'વો અલ્લાહ તઆલાને ત્યાં છે."

આપે પોલીસ વગેરેમાં કંઈ કાર્યવાહી ન કરી. કુદરતે હક ! થોડાં સમય પછી જે શખ્સે જે હાથ વડે મકાનમાં કાણું પાડેલું હતું તેનો હાથ દારૂ—ગોળાથી ઝખ્મી (ઘાયલ) થયો અને કાપી નાંખવામાં આવ્યો. અને બીજા ચોરના ઘરમાં એની હાજરીમાં જ આગ લાગી ગઈ. એનો આખી ઉંમરનો એકત્ર કરેલો સામાન, મકાન સહિત સળગીને ભસ્મીભૂત થઈ ગયો. પછી એ બન્ને ચોર હઝરત સાહબની ખિદમતમાં હાજર થયા અને પોતાના આ (ચોરીના) કાર્યનો સ્વીકાર કરીને માફી માંગી.

મને બરાબર યાદ છે કે જે સમયે એ શખ્સના ઘરમાં આગ લાગી હતી તે સમયે હઝરત સાહબે મુરાકબહથી માથું ઉઠાવીને મને ફરમાવ્યું હતું કે :

"વતનમાં ફલાણા શખ્સના ઘરમાં આગ લાગી ગઈ હોય એવું મા'લૂમ પડે છે."

ત્રીજે દિવસે ત્યાંથી પત્ર આવ્યો જેનાથી જાણવા મળ્યું કે જેણે ચોરી કરી હતી તે શખ્સના મકાનમાં આગ લાગી ગઈ હતી અને આગ લાગવાનો સમય તે જ હતો જે હઝરત સાહબે બતાવ્યો હતો.

## હઝરત સાહબની વાતના સમર્થન માટે હઝરત ખ્વાજા નકશબંદ રહમતુલ્લાહિ અલયહિ પોતે તશરીફ લાવ્યા

હઝરત સાહબના કલામમાં જયારે મને કયારેક કંઈ મૂંઝવણ રહેતી તો મારા સંતોષ માટે ગયબથી ઘણી વખત સમર્થન થઈ જતું હતું. એક દિવસ હઝરત સાહબની અને મૌલવી અબ્દુલગફૂર સાહબની

વાતચીતમાં મતભેદ થયો. હઝરત સાહબ એમ ફરમાવતા હતા કે :

"ઝિકરે કલ્બી'નો સબળ પુરાવો એ છે કે શરીરની રગો ઝિકરે હકથી કંપતી રહે."

અને મૌલવી અબ્દુલગફૂર સાહબ એમ ફરમાવતા હતા કે :

"ઝિકરે કલ્બી'નો અવાજ કાનથી સાંભળવો પ્રબળ પુરાવો છે."

મને એમાં આશંકા રહી. મેં એ જ રાત્રે એક બુઝુર્ગને સ્વપ્નમાં જોયા કે :

એમની શકલ નૂરાની છે અને એમનો હુલિયો (મુખાકૃતિ) બુખારા શરીફના લોકો જેવો છે. તેઓ તશરીફ લાવ્યા અને અસ્સલામુ અલયકુમ પછી મારી સાથે મુસાફહ કર્યો અને મુસાફહા પછી મારી આંગળીઓમાં પોતાની આંગળીઓ નાંખી અને પછી ફરમાવ્યું કે :

"તું જુએ છે કે મારી આંગળીઓમાં શું છે ? "

મેં અર્ઝ કરી કે :

"આપની આંગળીઓની રગોઝિકરે હકથી કંપે છે."

તો આપે ઈર્શાદ ફરમાવ્યો કે :

"એ જ ઝિકરે કલ્બીનો સબળ પુરાવો છે. અને હું ઈમામુત્તરીકા ખ્વાજા મુહમ્મદ નકશબંદ છું." (રહમતુલ્લાહિ અલયહિ)

## હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ની બરકત અને કરામત

એ સમયે મારી પાસે મારો પુત્ર મુહમ્મદ શવકતઅલી સૂતેલો હતો. મેં એનું મુખ ખોલીને જોયું તો પડી જવાથી એની જીભ જે અગ્ર ભાગેથી લગભગ પોણો ઈંચ કપાઈ ગઈ હતી અને તેની બે શાખો થઈ રહી હતી તે બિલ્કુલ જોડેલી હતી અને કોઈ ઘા એમાં ન હતો ! આ

સ્વપ્ન જાગૃત અવસ્થા કરતાં બેહતર છે અને હઝરત ખ્વાજએ ખ્વાજગાન ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિની બરકતો તથા તસર્રુફાત (કરામતો)નો પ્રબળ પુરાવો છે.

## વફાત પછી પણ અવલિયાની કરામત ચાલુ રહે છે

અવલિયાની કરામતો અને હિદાયતો ઈન્તિકાલ પછી પણ અલ્લાહ તઆલાના હુકમથી જારી અને સારી રહે છે. આ જે મશહૂર છે કે અવલિયા અલ્લાહની વિલાયત વફાત પછી લઈ લેવામાં આવે છે તેની સમજૂતી એ છે કે :

- અલ્લાહના કુર્બની જે વિલાયત વલીને અલ્લાહની જનાબથી અર્પણ થાય છે તે વલીની વફાત પછી હજુ વધારે બળવાન થઈ જાય છે.
- કુતુબ, અબ્દાલ, અવતાદ, નકીબ, નજીબ, મર્દાને ગયૂબ વગેરે મર્તબહની, સૃષ્ટિ વ્યવસ્થાની જે વિલાયત (વાવના નીચે 'ઝેર' સાથે) જો કોઈ વલીને ઈનાયત થાય છે તો તે વિલાયત અલબત્ત ઈન્તિકાલ પછી લઈ લેવામાં આવે છે અને તે કોઈ ઝિન્દહ બુઝુર્ગના હવાલે કરી દેવામાં આવે છે. પરંતુ જે બુઝુર્ગ અહલે ખિદમત અથવા અહલે ઈર્શાદ ઉચ્ચ કક્ષાના આ મકામમાં થઈ ગયા હોય તેઓ વર્તમાન સમયના અહલે ખિદમત અવલિયાની અને વર્તમાન સમયના અહલે ઈર્શાદની દુઆ તથા હિમ્મતથી અલ્લાહ તઆલાના હુકમથી તેમની પવિત્ર રૂહો એવી મદદ કરે છે જેમકે ઝિન્દહ અહલે ખિદમત અને અહલે ઈર્શાદ કરે છે. જે ઈલ્મે તરીકતના જાણકારો અને અહલે બસીરતથી છૂપી નથી. જો કોઈને મારી વાતમાં શંકા હોય તો તે :–
    - હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ અને
    - હઝરત ગવસે આ'ઝમ શયૂખ અબ્દુલકાદિર જીલાની (રહ.) અને
    - હઝરત મિર્ઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિ અને

- હઝરત ખ્વાજા નાસિર અંદલીબ રહમતુલ્લાહિ અલયહિ અને
- હઝરત ગુલામઅલી શાહ રહમતુલ્લાહિ અલયહિ અને
- હઝરત શાહ વલીયુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ અને
- હઝરત શાહ અબ્દુલ અઝીઝ રહમતુલ્લાહિ અલયહિ અને
- હઝરત શાહ અબ્દુલહક મુહદ્દિષે દહેલ્વી રહમતુલ્લાહિ અલયહિ

ની કિતાબો વાંચે.

## એમાં નવાઈની શી વાત છે

આ વાત સ્વીકારાયેલી છે કે સામાન્ય મુઅમિન સામાન્ય ફરિશ્તા કરતા અને ખાસ બંદાઓ ખાસ ફરિશ્તાઓ કરતાં અફઝલ છે. અને ખિલાફતનો ખિલઅત માત્ર બશર (માનવ)ને અર્પણ થયો છે, ન કે ફરિશ્તાઓને. તો જયારે અલ્લાહ તઆલા પોતાની કમ દર્જાની મખ્લૂકથી (ફરિશ્તાઓથી) પોતાની મખ્લૂકાતના કામ લે છે તો પોતાની ઉચ્ચ કક્ષાની મખ્લૂકથી (માનવથી) ફરિશ્તાઓની જેમ કામ લે તો શી નવાઈની વાત છે ? તે દરેક ચીઝ પર કાદિર (સર્વશક્તિમાન) છે. અવલિયાએ કિબારના જીવન દરમિયાનના અને મૃત્યુ પછીના આ જે કંઈ કમાલ છે એ સૌ રબ્બુલ આલમીનની બક્ષિશ છે. અને એ સૌ એની જ હમ્દ, સના અને કુદરતનો પુરાવો છે.

આ મસઅલો તમામ ઉમ્મતમાં સર્વ સંમત છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જ ઝિયારત છે. શયતાન આપની શકલ ધારણ કરી શકતો નથી. અને આપની ઝિયારત દરેક રાતે એકી સમયે હઝારો મુસલમાનોને દરેક દેશમાં થાય છે. તો જયારે આપની રૂહે મુકદસનો એ હાલ છે કે હઝારો ઉમ્મતીને એકી સમયે ઝિયારતથી મુશર્રફ ફરમાવે છે અને જાત જાતની હિદાયતો અને કલિમાત ફરમાવે છે તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમની ઉમ્મતના ખાસ ઉમ્મતી જેઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વારસદાર છે અને આ સિફતમાંથી પણ હિસ્સો પ્રાપ્ત કરવાના હકદાર છે, જો ખાસાને ખુદાના ઈન્તિકાલ બા'દ અલ્લાહ તઆલાની મરજી અનુસાર અને અલ્લાહ તઆલાની દેન અનુસાર આ કમાલ બાકી રહે તો શી નવાઈ છે ? બલ્કે કાદિરે મુત્લક (સર્વ શકિતમાન) ખાલિકે મખ્લૂકાત (સૃષ્ટિના સર્જનહાર)ની એ અયૂન પ્રશંસા છે, અને હકની મરજી વિના ફરિશ્તા હોય કે અમ્બિયા અલયહિમુસ્સલાતુ વસ્સલામ હોય કે અવલિયાએ કિરામ હોય, કોઈ કંઈ પણ કરી શકતા નથી.

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત માટે અમલ

જો કોઈ હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતનો શવક ધરાવતો હોય તો તે થોડાં દિવસ મારા હઝરત અલી શેર ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિની કબર શરીફ પર હાજર થઈને ત્યાં નબીએ કરીમ અલયહિત્તહિય્યતુ વત્તસ્લીમ પર દુરૂદ શરીફ પઢે. ઈન્શા અલ્લાહ ખૂબ જ જલ્દી ઝિયારત નસીબ થશે અને દરેક હાજત અલ્લાહ તઆલા પૂર્ણ કરશે. આ વાત દરેક શખ્સ અજમાવી લે.

## ઉલમાએ કિરામ અમ્બિયા અલયહિમુસ્સલામના વારસદાર છે

મતલબ કે જનાબ રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સમગ્ર કમાલાતમાંથી ઝિલ્લી (સાયા) રૂપે અવલિયા અલ્લાહને હેસિયત અનુસાર અને મર્તબહ અનુસાર કમાલાત નસીબ થાય છે. જો એમાંથી હિસ્સો ન મળે તો :

اَلْعُلَمَاءُ وَرَثَةُ الْاَنْبِيَاءِ ["ઉલમા અમ્બિયાના વારસદાર છે."]

એ ઈર્શાદનો અર્થ કેવી રીતે દુરુસ્ત થઈ શકે છે ? વારસદારને તો દરેક ચીઝમાંથી હિસ્સો મળવો જોઈએ.

## બુઝુર્ગોના હાલાત લખવાનું કારણ

મેં જે કંઈ હાલાત હઝરત સાહબના, મોટા હઝરત સાહબના અને જનાબ સય્યિદ સાહબના લખ્યા છે તે જાહેર કરવા યોગ્ય ન હતા. બલ્કે છુપાવવાને પાત્ર હતા, પરંતુ એ ખ્યાલ કરીને કે અલ્લાહ તઆલાનો તાલિબ એ નેઅમતોની શોધમાં રહે અને લોકો એ પણ જાણી લે કે જે પ્રમાણે કિતાબોમાં અવલિયા અલ્લાહના હાલાત લખ્યા છે, તેવા કમાલાત ધરાવનારા, પોતાના બરગુઝીદહ બંદાઓને, સર્વશક્તિમાન અલ્લાહ તઆલાએ વર્તમાનકાળમાં પણ આ ધરતી પર પૈદા કર્યા છે ! અને લોકો આ વાત કહેવાનું છોડી દે કે :

"મુસલમાન કબરમાં છે અને મુસલમાની કિતાબોમાં છે."

હઝરત મૌલાના રૂમી રહિમહુલ્લાહુએ સરસ ફરમાવ્યું છે :

**શર્હે ઊ હયફસ્ત બા અહલે જહાં,**
ખાસાને ખુદાનો હાલ સામાન્યજનોને કહેવો યોગ્ય નથી,
**હમચું રાઝે ઈશ્ક બાયદ દર નિહાં.**
બલ્કે ઈશ્કના રાઝની જેમ એને પણ છુપાવવું જોઈએ.
**લયક ગુફતમ વસ્ફે ઊ તા રહ બરન્દ,**
પરંતુ એટલા માટે કહું છું કે લોકો એમના માર્ગ પર ચાલે,
**પેશ અઝાં કઝ ફવ્તે આં હસરત બરન્દ.**
એ અમૂલ્ય નેઅમત ગુમાવવાથી હસરત અને અફસોસ થાય
તે પહેલાં એને તલાશ કરે.

## વફાત

હવે હું હઝરત સાહબના હાલાતને સમાપ્ત કરીને આપના ઈન્તિકાલનો હાલ લખું છું. આપે જુમ્અહના દિવસે બરાબર જુમ્અહની

નમાઝના સમયે ૩૦, (ત્રીસમી) મુહર્રમુલ્ હરામ, હિજરીસન ૧૩૨૮ (તેરસો અટ્ઠાવીસ)માં ઈન્તિકાલ ફરમાવ્યો :

اِنَّا لِلّٰہِ وَاِنَّا اِلَیْہِ رَاجِعُوْنَ ؕ (سورۂ بقرہ:۱۵۶)

["બેશક, અમે અલ્લાહ તઆલાના માટે જ છીએ અને અલ્લાહ તઆલાના તરફ જ પાછા ફરનાર છીએ."]

## ગયબથી ઈન્તિકાલનો સંકેત

ઈન્તિકાલના થોડા સમય પહેલાં હું હઝરત સાહબના ખાટલા પાસે બેઠેલો હતો અને ચિંતા એ હતી કે આપનો અંતિમકાળ છે, કે સાજા થશે ? તો ગયૂબથી આ અવાજ આવ્યો :

وَقَالُوْا سَمِعْنَا وَاَطَعْنَا غُفْرَانَکَ رَبَّنَا وَاِلَیْکَ الْمَصِیْرُ ؕ
(سورۂ بقرہ:۲۸۵)

["અને સૌએ એમ કહયું કે અમે આપનું ફરમાન સાંભળ્યું તથા તેને ખૂશીથી માની લીધું, હે અમારા પરવરદિગાર ! અમે તારી બક્ષિશ માંગીએ છીએ અને તારા જ તરફ અમો સર્વેને પાછા ફરવાનું છે."]

હું સમજી ગયો કે અલ્લાહે પોતાના ફઝલથી સારા મકબૂલ બંદાઓમાં આપનો શુમાર ફરમાવી લીધો છે અને આપનો આખિરતના પ્રવાસનો સમય છે. અને થોડાં જ સમય પછી આપે ઈન્તિકાલ ફરમાવ્યો.

## 'તારીખ' (મૃત્યુતિથી)નો કત્અહ

મવલવી સિરાજુદ્દીન સાહબ કાકોરવી જેઓ હઝરત સાહબના જનાઝહ સાથે હતા, તેમણે કબ્રસ્તાન પહોંચવાથી પૂર્વે રસ્તામાં મને ફરમાવ્યું કે :

"મેં હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિની વફાતની 'તારીખ'

(મૃત્યુતિથી કહી દીધી છે જેનાથી ૧૯૧૦ ઈસ્વીસન નીકળે છે.''

આ તારીખ મેં સંગે મરમર (માર્બલ) પર મોટા અક્ષરોમાં કોતરાવીને હઝરત સાહબની કબર શરીફના માથા તરફના ભાગે લગાવી દીધી છે.

મવલવી સિરાજુદ્દીન સાહબનો'તારીખ'નો કત્અહ આ છે :

**જનાબ શાહ અલી શેરખાં ચું રૂયે નિહુફ્ત,**
**સિયાહ રોઝ જહાં શુદ બ ચશ્મે અહલે દિલ.**
**બ-લવ્હે કબર નવીશ્તમ સિરાજ સાલે વફાત,**
**મઝારે પાક અલી શેરખાં ઈરમ મંઝિલ.**

**...............૧૯૧૦...............**

**مزارِ پاک**

| ک | ا | پ | رِ | ا | ز | م |
|---|---|---|---|---|---|---|
| ૨૦ | ૧ | ૨ | ૨૦૦ | ૧ | ૭ | ૪૦ |

**علی شیرخاں**

| ں | ا | خ | ر | ی | ش | ی | ل | ع |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫૦ | ૧ | ૬૦૦ | ૨૦૦ | ૧૦ | ૩૦૦ | ૧૦ | ૩૦ | ૭૦ |

**اِرم منزِل**

| ل | ز | ن | م | م | ر | اِ |
|---|---|---|---|---|---|---|
| ૩૦ | ૭ | ૫૦ | ૪૦ | ૪૦ | ૨૦૦ | ૧ |

**અદદની કુલ સંખ્યા : ૧૯૧૦**

ભાવાનુવાદ :

જે રીતે સૂર્ય છૂપાઈ જવાથી જાહેરી જગતમાં આંખો સમક્ષ અંધકાર છવાઈ જાય છે તે રીતે રૂહાની જગતના સૂર્ય હઝરત શાહ અલી શેરખાં સાહબે પોતાના નૂરાની મુખને કબરમાં છુપાવી લીધું તો અહલે દિલ (વલીઓ)ની દૃષ્ટિએ રૂહાની જગત અંધકારમય થઈ ગયું. એ જન્નતનશીન હઝરત શાહ અલી શેરખાં સાહબના પવિત્ર મઝારની તખ્તી (પથ્થર) પર **'સિરાજ'** (મવલવી સિરાજુદ્દીન કાકોરવી)એ **'સાલે વફાત'** લખી છે.

## હિજરીસનમાં વફાતની તારીખ ગયૂબથી બતાવવામાં આવી

હું હઝરત સાહબની કબર શરીફ પર બેસીને આ ફિકર કરી રહ્યો હતો કે હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિની વફાતની સાલ કોઈ આયત શરીફ યા અસ્માએ ઈલાહીથી નીકળે અને સન પણ હિજરી હોય તો ઘણું સારું થાય. અચાનક ગયૂબથી અવાજ આવ્યો :

**હુવલ ગફૂરુ** هُوَالْغَفُوْرُ

| કુલ | ر | و | ف | غ | ل | ا | و | ه |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૩૨૮ | ૨૦૦ | ૬ | ૮૦ | ૧૦૦૦ | ૩૦ | ૧ | ૬ | ૫ |

મેં ત્યાં જ રેતી પર **'હુવલ્ ગફૂર'**ના અદદ (અક્ષરોના મૂલ્યાંક) ગણ્યા તો ૧૩૨૮ હિજરી નીકળ્યા. મેં અલ્લાહ તઆલાને શુક્ર અદા કર્યો અને **'તારીખ'**ના પથ્થરના શરૂઆતના મથાળે **'હુવલ્ ગફૂર'** પણ કોતરાવી દીધું.

## હઝરત સાહબની કબર શરીફ

હઝરત સાહબની કબર શરીફ જયપૂર શહેરમાં ઘાટ દરવાજા

બહાર અલી શાહજીના કબ્રસ્તાનમાં છે. કબ્રસ્તાનમાં જતાં જ ડાબા હાથ તરફ થોડીક ઊંચી, માત્ર પથ્થરની જ બનેલી છે. એના પર ચૂનાનું પ્લાસ્ટર વગેરે નથી. અને કબર શરીફ પર માથાના ભાગે સંગે મરમર (માર્બલ)નો લગભગ ત્રણ ફૂટ ઊંચો તારીખનો પથ્થર લગાડેલો છે.

## ઉર્સનો દિવસ

હઝરત સાહબનો ઈન્તિકાલ ૩૦, (ત્રીસ) મુહર્રમુલ હરામ, ૧૩૨૮ હિજરીસનમાં થયો છે અને હંમેશા ત્રીસ મુહર્રમ આવતી નથી. એટલા માટે મેં પહેલી સફરુલ મુઝફ્ફરને ઉર્સનો દિવસ નક્કી કર્યો છે. અને એ આ મુનાસિબતથી પણ મુકર્રર કર્યો છે કે સફર માસમાં હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ અને મોટા હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઉર્સ થાય છે.

અફસોસ ! હઝરત સાહબ જેવી બરકતવંત ઝાત અમારા જેવા ગુનેહગારોના સર પરથી ઉઠી ગઈ. દરેક શખ્સે હઝરત સઅદી રહમતુલ્લાહિ અલયહિના આ ઈર્શાદને નઝર સમક્ષ રાખવો જોઈએ.

**મનેહ દિલ બરીં દહરે ના પાયેદાર,**
આ ફાની (નાશવંત) જગતમાં દિલ ન લગાડ,
**ઝ 'સઅદી' હમીં યક સુખન યાદ દાર.**
'સઅદી' પાસેથી માત્ર આ એક જ બોધ યાદ રાખે તો બસ છે.

## લેખકની નઝરે અકીદત (શ્રદ્ધાંજલી)

### હઝરત સાહબ રહિમહુલ્લાહુની પ્રશસ્તિ ફારસી કવિતામાં

**શેરે હક અસ્ત શેરે શેરાને ખુદા,**
આપ રહમતુલ્લાહિ અલયહિ ખુદાના શેરોના શેર છે,

**હઝરતે શેરે અલી શેરે ખુદા.**

આપ રહમતુલ્લાહિ અલયહિ શેરે ખુદા છે.

**નાઈબે હક નાઈબે ખયરુલ્ વરા,**

આપ રહમતુલ્લાહિ અલયહિ અલ્લાહ તઆલા અને

રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નાઈબ (પ્રતિનિધિ) છે,

**નાઈબે હક જુમ્લહ ખાસાને ખુદા.**

અને તમામ અવલિયા રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનના પણ

નાઈબ (પ્રતિનિધિ) છે.

**તર્કે દુન્યા કસરતે ઝિક્રે ખુદા,**

આપ રહમતુલ્લાહિ અલયહિ દુનિયાથી અલિપ્ત (વિમુખ) થઈને

અલ્લાહ તઆલાના ઝિક્રમાં લીન રહેતા હતા,

**જહદ બા નફસે લઈન, હુબ્બે ખુદા.**

આપ નફસથી લડાઈ અને અલ્લાહ તઆલાથી મુહબ્બત કરતા હતા.

**કાનિઅ વ ઝાકિર, તવક્કુલ બા ખુદા,**

આપ સંતોષી, ઝિક્ર કરનાર અને

અલ્લાહ તઆલા પર ભરોસા રાખનારા હતા,

**સાબિરો શાકિર બ તસ્લીમો રઝા.**

આપ અલ્લાહની મરજી પર રાઝી રહેનારા, સાબિર, શાકિર હતા.

**હસ્ત જામિઅ ઈ કમાલાતે અજીબ,**

આપ અદ્ભુત કમાલાતના ભંડાર હતા,

**શાહ અલી શેરે ખુદા સાહિબે નસીબ.**

હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ

રહમતુલ્લાહિ અલયહિ ભાગ્યશાળી હતા.

**ઈં હમા અવસાફે આં પાકીઝહ નફસ,**
આપની પાક ઝાતમાં જે વિશેષ્ટતાઓ હતી,

**મિસ્લે આં આબિદ ન દીદમ હેચ કસ.**
તેવી અન્ય કોઈ આબિદમાં મેં જોઈ નથી.

**સાલહા દર સજદઓ ઝિક્રે ખુદા,**
આપે સજદહમાં અને અલ્લાહ તઆલાના ઝિક્રમાં વર્ષો વિતાવ્યાં છે,

**જુમ્લહ શબ બ ગુઝશ્ત દર ઝારી દુઆ.**
આપે દુઆ અને રુદનમાં આખી આખી રાત્રિઓ વિતાવી છે.

**શુદ મુકર્રર હઝદહ સાઅત બિલ્ યકીન,**
દરરોજ ૧૮ (અઢાર) કલાક આપના અચૂક નક્કી હતા,

**અઝ બરાએ માલિકે યવ્મુલ્ યકીન.**
અલ્લાહ તઆલાની યાદના માટે.

**ઉમરે ખુદ દર યાદે હક, દર ફિકરે હક,**
આપે પોતાની પૂરી ઝિંદગી યાદે હક અને ફિકરે હકમાં,

**સર્ફ કર્દહ ખૂબ શુદ વાસિલ બ હક.**
ખરચી નાંખી અને પોતે વાસિલ બ હક થઈ ગયા.

**ફાની અઝ ખુદ, બાકી બા હક બિલ્ યકીન,**
આપ પોતે ફાની (નાશવંત) અને અલ્લાહ તઆલા સાથે બાકી હતા,

**શુદ વિસાલે રહમતુલ્ લિલ્ આલમીન.**
અને આપ રહમતુલ્ લિલ આલમીન
સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જોડે વાસિલ હતા.

**ઈં હમહ ફઝલે ખુદા જૂદો અતા,**
આ સર્વ વિશિષ્ટઓ અલ્લાહ તઆલાનો ફઝલ, બક્ષિશ અને ભેટ છે,

**હસ્ત સદકએ મુસ્તફા વ મુજતબા (સલ.).**
આ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સદકહ છે.

**અઝ બરાએ ગર કસે કર્દ આં દુઆ,**
આપે જયારે પણ કોઈના માટે દુઆ કરી,

**રદ ન શુદ અઝ બારગાહે કિબ્રિયા.**
તે અલ્લાહ તઆલાની બારગાહથી કદાપિ રદ થઈ નથી.

**હમ ચૂનીં તાઈદ બ તસ્દીકે કલામ,**
આપ રહમતુલ્લાહિ અલયહિના કલામનું અનુમોદન અને સમર્થન,

**અવલિયાએ સાબિકીં કર્દન્દ તમામ.**
ભૂતકાળના તમામ અવલિયાએ કિરામ રહિમહુમુલ્લાહુએ કર્યું છે.

**ઝીં ફુઝૂં તસ્દીક કે બાશદ અઝીઝ,**
આપ રહમતુલ્લાહિ અલયહિના કલામનું સમર્થન એ પ્રમાણે થતું હતું કે,

**કદ્રે ઈં દાનદ કસે અહલે તમીઝ.**
કોઈ તમીઝવાળો શખ્સ જ એની કદર કરી શકે.

**મને ચે ગોયમ વસ્ફે આં આલી જનાબ,**
હું એવી મહાન હસ્તીની શી પ્રશંસા કરું ?

**રહમતે હક બાદ બર આં બે હિસાબ.**
કે જેમના પર હકની અપાર રહમતો વર્ષે છે.

**યા ઈલાહી ! અઝ બરાએ શેરે હક,**
હે અલ્લાહ ! હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ
રહમતુલ્લાહિ અલયહિના સદકહમાં,

**રહનુમાઈ કુન ! 'હિદાયત' રા બ હક.**
'હિદાયત'ને 'હિદાયત' આપ !

# નકશબંદી ઔલિયા ગ્રંથમાળા

- હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ જયપૂરી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ,
  હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપૂરી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ અને
  હઝરત મવલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, મુજદ્દિદી દામત બરકાતુહુમ

  ના શજરએ તય્યિબહમાં જે મહાન બુઝુર્ગોના નામો છે તેમના વિસ્તૃત જીવનચરિત્રો આ ગ્રંથમાળામાં લખ્યા છે.
- ઉપરાંત દરેકની અવલાદ, જાનશીન, ખલીફાઓ તથા સમકાલીન અસંખ્ય બીજા બુઝુર્ગોના હાલાતનો પણ એમાં સમાવેશ કરેલો છે.
- એના કુલ આશરે ૫૦૦૦ (પાંચ હઝાર) પાનાના દસ દળદાર ગ્રંથોની વિગતો નીચે પ્રમાણે છે :

- **ગ્રંથ પહેલો:** એમાં નીચે પ્રમાણે સાત બુઝુર્ગોના હાલાત છે :–

  (૧) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ
  (૨) હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિયલ્લાહુ તઆલા અન્હુ)
  (૩) હઝરત સલમાન ફારસી (રદિયલ્લાહુ તઆલા અન્હુ)
  (૪) હઝરત કાસિમ બિન મુહમ્મદ (રહમતુલ્લાહિ અલયહિ)
  (૫) હઝરત ઈમામ જઅફર સાદિક (રહમતુલ્લાહિ અલયહિ)
  (૬) હઝરત બાયઝીદ બુસ્તામી (રહમતુલ્લાહિ અલયહિ)
  (૭) હઝરત અબૂલ્ હસન ખિર્કાની (રહમતુલ્લાહિ અલયહિ)

- **ગ્રંથ બીજો :** એમાં નીચે પ્રમાણે નવ બુઝુર્ગોના હાલાત છે :–

(૧) હઝરત અબૂઅલી ફારમદી (રહમતુલ્લાહિ અલયહિ)
(૨) હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહમતુલ્લાહિ અલયહિ)
(૩) હઝરત અબ્દુલ્ ખાલિક ગજદવાની (રહમતુલ્લાહિ અલયહિ)
(૪) હઝરત મુહમ્મદ આરિફ રેવગરી (રહમતુલ્લાહિ અલયહિ)
(૫) હઝરત મહમૂદ ફગનવી (રહમતુલ્લાહિ અલયહિ)
(૬) હઝરત અઝીઝાન અલી રામીતની (રહમતુલ્લાહિ અલયહિ)
(૭) હઝરત મુહમ્મદ બાબા સમ્માસી (રહમતુલ્લાહિ અલયહિ)
(૮) હઝરત સય્યિદ અમીર કુલાલ (રહમતુલ્લાહિ અલયહિ)
(૯) હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહમતુલ્લાહિ અલયહિ)

• ગ્રંથ ત્રીજો : એમાં નીચે પ્રમાણે દસ બુઝુર્ગોના હાલાત છે :–

(૧) હઝરત અલાઉદ્દીન અત્તાર (રહમતુલ્લાહિ અલયહિ)
(૨) હઝરત યા'કૂબ ચરખી (રહમતુલ્લાહિ અલયહિ)
(૩) હઝરત ઉબૈદુલ્લાહ અહરાર (રહમતુલ્લાહિ અલયહિ)
(૪) હઝરત મુહમ્મદ ઝાહિદ વખ્શી (રહમતુલ્લાહિ અલયહિ)
(૫) હઝરત ખ્વાજા દરવેશ મુહમ્મદ (રહમતુલ્લાહિ અલયહિ)
(૬) હઝરત મુહમ્મદ અમકંગી (રહમતુલ્લાહિ અલયહિ)
(૭) હઝરત ખ્વાજા મુહમ્મદ બાકી બિલ્લાહ (રહિમહુલ્લાહ)
(૮) હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદાર (રહમતુલ્લાહિ અલયહિ)
(૯) હઝરત ખ્વાજા દાના સાહબ (રહમતુલ્લાહિ અલયહિ)
(૧૦) હઝરત સય્યિદ અબ્દુલ વહહાબ બુખારી (રહિમહુલ્લાહ)

• ગ્રંથ ચોથો: 'મિલ્લતના નિગહબાન'

એમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની સરહિંદી રહમતુલ્લાહિ અલયહિનું ૬૦૦ (છસો) પાનાનું વિસ્તૃત જીવનચરિત્ર છે.

• ગ્રંથ પાંચમો: 'ફયઝાને મા'સૂમિય્યહ'

એમાં ઉર્વતુલ વુસ્કા હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ સરહિંદી રહમતુલ્લાહિ અલયહિનું ૫૦૦ (પાંચ સો) પાનાનું વિસ્તૃત જીવન ચરિત્ર છે.

• ગ્રંથ છઠ્ઠો : 'ફયઝાને હઝરત મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમહ સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ

એમાં નીચેના બુઝુર્ગોના જીવન ચરિત્રો છે :

(૧) હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમહ સરહિંદી (રહ.)
(૨) હઝરત ખ્વાજા અબ્દુલ અહદ વહદત સરહિંદી (રહિમહુલ્લાહ)
(૩) હઝરત ખ્વાજા મુહમ્મદ હનીફ સરહિંદી (રહિમહુલ્લાહ)
(૪) હઝરત ખ્વાજા મુહમ્મદ ઝકી સરહિંદી (રહમતુલ્લાહિ અલયહિ)

(આ ગ્રંથ ઈન્શા અલ્લાહ હવે પછી પ્રગટ થશે.)

• ગ્રંથ સાતમો : 'ફયઝાને અવલિયાએ નકશબંદિય્યાએ સિંધ રહ.

એમાં નીચેના બુઝુર્ગોના જીવન ચરિત્રો છે :

(૧) હઝરત ખ્વાજા મુહમ્મદ મઝહર ઉર્ફે હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિ
(૨) હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિ
(૩) હઝરત ખ્વાજા હાજી અહમદ રહમતુલ્લાહિ અલયહિ

(આ ગ્રંથ પણ હવે પછી ઈન્શા અલ્લાહ પ્રગટ થશે.)

• ગ્રંથ આઠમો : 'ફયઝાને હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ મકાન શરીફી રહમતુલ્લાહિ અલયહિ

(આ ગ્રંથ અત્યારે આપના હાથમાં છે.)

• ગ્રંથ નવમો : 'મકામાતે હિદાયત (રહમતુલ્લાહિ અલયહિ)

હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી રહમતુલ્લાહિ અલયહિનું ૪૦૦ (ચારસો) પાનાનું વિસ્તૃત જીવનચરિત્ર.

• <u>ગ્રંથ દસમો</u> : '<u>મકામાતે રહીમી (રહમતુલ્લાહિ અલયહિ)</u>

હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપૂરી રહમતુલ્લાહિ અલયહિનું ૧૦૦૦ (એક હઝાર) પાનાનું વિસ્તૃત જીવનચરિત્ર જે હવે પછી ઈન્શા અલ્લાહ પ્રગટ થશે.

## 'નકશબંદી ઔલિયા' ગ્રંથો વિષે અભિપ્રાયો

[૧]

'માશાઅલ્લાહ ! ઘણી ઉમદા કિતાબ છે. અલ્લાહ આપની ખિદમતોને કબૂલ ફરમાવે અને જઝાએ ખૈર અતા ફરમાવે. ઘણી મહેનતથી ગુજરાતી વાચકો માટે આસાન ઝબાનમાં કિમતી માહિતી ભેગી કરી છે. અલ્લાહ તઆલા નજાતનો ઝરીઓ બનાવે. આમીન ! '

[મૂળ ઉર્દૂનો અનુવાદ]

<u>[માજી શૈખુલ્ હદીસ હઝરત મૌલાના મુહમ્મદ રઝા અજમેરી સાહબ રહિમહુલ્લાહ, દારુલ ઉલૂમ અશરફિયા, રાંદેર]</u>

[૨]

'નકશબંદી ઔલિયા' ગ્રંથ જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ દિલચસ્પી વધતી ગઈ. અને આંતરિક તેમજ બાહ્ય ખૂબીઓ દિલ તથા દિમાગ પર વર્ચસ્વ જમાવતી ગઈ.

**'બહારે આલમે હુસ્નશ, દિલોજાં તાઝહ મી દારદ,**
**બરંગ અસ્હાબે સૂરતરા, બબૂ અસ્બાબે મઅનારા.'**

[એના રૂપની વસંત દિલ અને આત્મા બન્નેવને તાઝગી અર્પી રહી છે. પોતાના રંગ વડે બાહ્ય રૂપના પ્રેમીઓને અને પોતાની સુવાસ વડે આંતરિક ખૂબીઓના ચાહકોને.]

વિષયની બુલંદી રૂહાનિય્યતની તરોતાઝગીની સાથો સાથ છપાઈ અને કાગળની સુંદરતા પણ દાદ માંગી લે એવી છે. દીની સાહિત્ય આવી સુંદર રીતે, દિલકશ સૂરતમાં રજૂ કરવા બદલ મુબારકબાદ. આપે આટલું શ્રેષ્ઠ અને ઉમદા દીની સાહિત્ય રજૂ કરી ખરેખર ગુર્જર મુસ્લિમો ઉપર મહાન ઉપકાર કર્યો છે.

દરેક મુસ્લિમને જોઈએ કે તે પોતાના ઘરમાં આ પુસ્તક વસાવી ઘરની દરેક વ્યકિતને એના વાંચન માટે આગ્રહ કરે. અલ્લાહના મકબૂલ બંદાઓની જીવન ઝરમરનું વાંચન પણ તેઓની સુહબત (સહવાસ)ના કાયમ મુકામ છે.

**[હઝરત મુફ્તી અહમદ ખાનપૂરી સાહબ(દા. બ.)**
**શયખુલ હદીસ અને સદર મુફ્તી, દારુલ ઉલૂમ, ડાભેલ]**

**[૩]**

'ખૂબ જ આનંદની વાત છે કે નકશબંદી સિલસિલાના મહાન બુઝુર્ગો—અવલિયા અલ્લાહ કે જેમના રૂહાનિયત લબરેઝ કલ્બ અલ્લાહના નૂરથી રોશનઝમીર છે, બાતિનમાં જેમના દિલ અલ્લાહ સિવાય તમામની મુહબ્બતથી પર છે અને જેમની જાહેરી ઝિંદગીમાં દરેક કદમ શરીઅત અને સુન્નતનો આયનો છે, તેનું જ તાદશ્ય આબેહૂબ પ્રતિબિંબ તમે શરૂ કરેલી ગ્રંથમાળા 'નકશબંદી ઔલિયા'માં ઝીલાયું છે. હુઝૂરે અકરમ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈશ્કમાં દિવાના એવા નકશબંદી બુઝુર્ગોના હાલાત અને મલ્ફૂઝાતથી તમામ આમ લોકો વાકિફ થાય તે હેતુથી શરૂ થયેલ આ

ગ્રંથમાળા ખરેખર કાબિલે દાદ છે.'

**[હઝરત હાજી ઉસ્માનભાઈ હસનભાઈ કુરૈશી સાહબ નકશબંદી મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ]**

[આપના શજરહની સાંકળ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી જઈને મળે છે.]

**[૪]**

'મુરીદો અને તાલિબોને પોતાના સિલસિલાના પીરોના હાલાત જાણવાની તાલાવેલી જાગે એ સ્વાભાવિક છે. તેઓની પ્યાસ 'નકશબંદી ઔલિયા' મારફતે બુઝાવી શકાશે. હકીકતમાં આ કિતાબ દરેક મુસ્લિમે સફરમાં સાથે રાખવાથી સફરના એક વફાદાર સાથીનું કામ આપશે.'

'કિતાબ શું બલ્કે નકશબંદી નિસ્બતોનો ઉછાળા મારતો અથાગ સમુદ્ર છે ! જે દરેકને દરેક રીતે અતિ ઉપયોગી થશે. ઈન્શાઅલ્લાહ'

**[હઝરત પીર સય્યિદ વઝીરઅલી સાહબ, નકશબંદી, મુજદ્દિદી (દામત્ બરકાતુહુમ) (ભૂજ–કચ્છ)**

[આપના શજરહની સાંકળ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી જઈને મળે છે.]

**[૫]**

'નકશબંદી ઔલિયા' ગ્રંથ બીજાના પાનાં ઊલટાવતો ગયો તેમ તેમ દિલ આંતરિક અને બાહ્ય ખૂબસૂરતીથી સંમોહિત થતું ગયું. આવી ઈમાનવર્ધક, અમલપ્રેરક, રૂહપોષક, લોકભોગ્ય અને લોકોપયોગી કિતાબનો ઈસ્લામી લાયબ્રેરીમાં ઉમેરો–વધારો કરવા બદલ મારી હાર્દિક મુબારકબાદ કબૂલ ફરમાવશો. જઝાકુમુલ્લાહુ ફિદારૈન...

આપની કલમે આવું ઉમદહ અને રચનાત્મક સાહિત્ય સદા

ટપકતું રહે એવી મુજ નાચીઝની અંતરની ઈચ્છા છે, નેક સલાહ છે...

ભાઈબંધ કોમ તથા ઈસ્લામના બાતિલ ફિર્કાઓ સાહિત્યક્ષેત્રે હરણફાળ ભરી રહ્યા છે. ઉમ્મત ઘણી જ ભૂખી અને તરસી છે. જો એને આરોગ્યવર્ધક ખોરાક પીરસવામાં નહિ આવે તો એ હાનિકર્તા અને જીવલેણ (સાહિત્યિક) વાનગીઓ આરોગવા મજબૂર બનશે. અલ્લાહ તઆલા બચાવે !

દિલ બેચેની અનુભવે છે, પણ 'નકશબંદી ઔલિયા' જેવા પ્રકાશનો હાથમાં આવતાં દિલની બેચેની અને વ્યાકુળતાને શાતા વળે છે. અને આવાં પ્રકાશનો વખતોવખત બહાર પડતા રહે એવી પ્રબળ ઈચ્છા પણ દિલમાં જાગે છે.

**મુહતરમ મૌલાના હસન સાહબ ભડકોદ્રવી**
**[અધ્યક્ષ, પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ, કંથારીઆ]**

**[૬]**

'નકશબંદી ઔલિયા' પુસ્તક વિષે હું શું કહું ? મારી હસ્તી જ શું છે કે એ પુસ્તક વિષે કશું લખી શકું ? કદાપીત એકાદ શબ્દ લખું તો કદાચિત એ પણ ગુસ્તાખી લેખાશે.

એની કિંમત વિષે પણ શું લખું ? હિરાને પરખવા માટે ઝવેરાતનો ઈલ્મ હોવો જરૂરી છે અને મારા જેવા એની શું કિંમત આંકી શકે ? પરંતુ સમય એની કિંમત આંકશે.

ફાતીવાલા સાહબની બધી કૃતિઓ વિષે પણ શું લખું ? દરેક કૃતિ તેની આગવી વિશિષ્ટતા ધરાવે છે. દરેક કૃતિને બીરદાવવા માટે શબ્દોની નહિ પરંતુ દિલની જરૂરત છે.

ગરીબ મુસ્લિમ ગુજરાતી સાહિત્યમાં આવા અનમોલ હિરા

સમાન ગ્રંથોનો ઉમેરો થતો રહે એવી મારી દુઆ છે.

**જનાબ મુઈનુદ્દીન મનીઆર સાહબ (યુ.કે.)**
**['તસવ્વુફ' વગેરે કિતાબોના વિદ્વાન લેખક]**

**[૭]**

બુઝુર્ગોની મજલિસમાં હાજરીથી ઈન્સાનને જે રૂહાનિય્યત પ્રાપ્ત થાય છે તેવી રૂહાની તાઝગી 'નકશબંદી ઔલિયા'ના ગ્રંથો વાંચવાથી પ્રાપ્ત થાય છે.

આ દૌરમાં સલાહિય્યતો કમઝોર થઈ જવાના કારણે તેમજ કિતાબોની કમીના કારણે બુઝુર્ગોની પ્રાચીન ફારસી, ઉર્દૂ કિતાબોથી લાભ લેવું મુશ્કેલ થતું જાય છે એટલે ગુજરાતી ભાષામાં આસાન કરીને બુઝુર્ગોના ઉલૂમને પેશ કરવા બદલ આપ અમારા સૌના અભિનંદનના અધિકારી છો.

**હઝરત મૌલાના મુફ્તી મહમૂદ બારડોલવી સાહબ**
**ઉસ્તાદે હદીષ, દારુલ ઉલૂમ, ડાભેલ**

**[૮]**

પારસનો સ્પર્શ સોનું બનાવે છે તેમ બુઝુર્ગાને દીન, ઔલિયાની સુહબત માટીમાંથી માનવું રૂપાંતર કરે છે. વલીઓની વાતો અને તેમની જીવન રેખાઓ એ તેમની સુહબત, સંગાથ અને સાંનિધ્યનો બદલ છે. એના વાંચનમાં એક આકર્ષણ છે, દિલોની સફાઈ અને અલ્લાહ તરફ મોઢું ફેરવનાર છે, જીવનના માર્ગદર્શક ચિહ્નો છે.

મુહતરમ જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા પોતે નકશબંદી મુજદ્દિદી સિલસિલા સાથે સંકળાયેલા છે. હવે તો મજલ પૂરી કરી ખિલાફત અને ઈજાઝતથી નવાઝવામાં આવ્યા છે. તેમના માટે

નકશબંદી બુઝુર્ગોના જીવનચરિત્રો ભેગાં કરી છપાવવાLove's Labour સમાન છે. ખુદાપાક લાંબું નિરોગી જીવન બક્ષે. આમીન.

**'ઉમ્મીદ' સાપ્તાહિક, સુરત, તા. ૧૨-૧૦-૧૯૯૧**

**સમીક્ષક : મુહતરમ જનાબ અબ્દુલકાદિર મીર સાહબ**

**[૯]**

આ પુસ્તક નકશબંદી બુઝુર્ગોની ઈમાની ઝિંદગીઓ અને દીન ખાતર કરેલા મુજાહદાઓ પર પ્રકાશ નાંખે છે. વર્તમાન વિચારધારા અને સાયન્સના વધતા જતા ઝોર નીચે બુદ્ધિને જ દરેક જગ્યાએ ઉપયોગ કરતા લોકો માટે અલ્લાહવાળાઓની જીવન ઝરમરો ઈમાન વર્ધક બનશે. બુઝુર્ગોની ઝિંદગીઓ, તેમની ઈબાદતો અને તેમનાથી ઝાહિર થયેલી કરામતોનો ઈન્કાર કરનારાઓ વાસ્તવમાં દીનથી, ઈબાદતની મહત્ત્વતાથી એટલા દૂર નીકળી ગયા છે કે તેમને આ વાતો પર યકીન નથી આવતો પણ એનાથી આપણી અશક્તિઓ છતી થાય છે. મટીરીયલ વર્લ્ડમાં રાચતી ઝિંદગીના તાણા-વાણા એવા વણાઈ ગયા હોય ત્યારે અલ્લાહવાળા અને બુઝુર્ગોના અહેવાલ ઈમાની ઝિંદગી બેદાર કરવામાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. અલ્લાહ આપણને એમના જીવનથી પ્રેરણા પ્રાપ્ત કરી ઈમાની ઝિંદગી બનાવવાની તૌફીક આપે. લેખકને અભિનંદન અને દુઆ.

**'હયાત' માસિક, સુરત, ડિસેમ્બર - ૧૯૯૧**

**સમીક્ષક : હઝરત મૌલાના કારી રશીદ અહમદ સાહબ અજમેરી**

**[૧૦]**

મારી તોતેર વર્ષની ઝિંદગીમાં પ્રથમ વાર જ પથારીવશ થયો. તાવના કારણે તથા આધુનિક દવાઓ જેને હું કયારેય અડયો નથી તે

લેવાથી આડ અસરોના કારણે ઘણો બેચેન હતો. તા. ૨૧–૯–૯૧ ના રોજ 'નકશબંદી ઔલિયા' ગ્રંથ બીજો ટપાલથી મળ્યો. વાંચન શરૂ કર્યું. બુઝુર્ગાને દીનના પ્રસંગો વાંચતો ગયો તેમ તેમ મારી બીમારી દફે થવા લાગી. તા. ૨૬–૯–૯૧ ના રોજ પુસ્તકનું વાંચન પૂરું કર્યું અને ખુદાના ફઝલથી મારી તમામ બીમારીઓ દૂર થઈ ગઈ !

દીની સાહિત્યના વાંચનથી દિલ દિમાગને શાંતિ મળે છે. રહેણી કરણીમાં સંયમ અને વિચાર, વાણી અને વર્તનમાં પવિત્રતા પ્રાપ્ત થાય છે. પરિણામે બરકતો નાઝિલ થાય છે. 'નકશબંદી ઔલિયા' ગ્રંથના વાંચન દ્વારા વાચક જાત અનુભવ કરી શકે છે. વસ્તુ નિરૂપણ બહુ સરળ અને સુંદર રીતે કરવામાં આવેલ છે. જનાબ ફાતીવાલા સાહબ સિદ્ધહસ્ત લેખક અને ભાષાન્તરકાર છે. ગુજરાતનું સાહિત્ય વર્તુળ તેમના માટે ગૌરવ લઈ શકે છે. આ ટૂંકા અવલોકનમાં આ અમૂલ્ય પુસ્તકમાં પીરસેલી અલૌલિક વાનગીઓને ઈન્સાફ આપવા અસમર્થ છું.

'નકશબંદી ઔલિયા'ના ગ્રંથો ગુજરાતી સાહિત્યની અમૂલ્ય અને અમર કૃતિઓ પુરવાર થશે તેમાં શંકા નથી.

**'હિલાલ' પાક્ષિક, રાધનપૂર (ઉત્તર ગુજરાત) તા. ૨–૮–૧૯૯૨**
**સમીક્ષક : વકીલ કાલેખાન જી. પઠાણ સાહબ,** B.A., L.L.B.

**[૧૧]**

'નકશબંદી ઔલિયા' કિતાબો વિષયની સમૃદ્ધિની સાથે જ સરળ ભાષા અને સ્વચ્છ તથા સુંદર છપાઈથી પણ સજ્જ છે. એ માટે કિતાબના લેખક જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ આપણા તરફથી અનહદ અભિનંદન અને આભારના અધિકારી છે.

આ કિતાબોમાં મહાન બુઝુર્ગોના પવિત્ર જીવન ચરિત્ર ખૂબ જ સુંદર, સરળ ભાષામાં પ્રસ્તુત કરવામાં આવેલ છે. જેના વાંચનથી

આત્માને સાંત્વન અને આનંદ મળે છે, રૂહને તાઝગી અને પ્રેરણા મળે છે.

આ કિતાબો દરેક ગુર્જર મુસ્લિમના ઘરની શોભા બને બલ્કે ઘરની આવશ્યકતા બની રહે એ ઘણું જરૂરી છે.

પુસ્તક લેખનની આધુનિક પદ્ધતિ અનુસાર પુસ્તકમાં ઉલ્લેખાયેલ વ્યક્તિઓ, સ્થળો, ઈમારતો તેમજ આધાર પુસ્તકોની સૂચિ પ્રસ્તુત કરવાથી પુસ્તક ગુજરાતી મુસ્લિમ સાહિત્યના ગ્રંથાલયની મહામૂલી મૂડી બની ગયું છે.

**'મુજાહિદ' પખવાડિક, સુરત, તા. ૧-૧-૧૯૯૫**
**સમીક્ષક : હઝરત મૌલાના યા'કૂબ સરીગત સાહબ**

**[૧૨]**

જનાબ ફાતીવાલા વિદ્વાન સાહિબે કલમ છે. નકશબંદી સિલસિલાના એક ઈલ્મ પ્રેમી ફરઝંદ છે. દિવસોની અથાગ મહેનત અને ધગશથી (નકશબંદી) બુઝુર્ગોની આ ગ્રંથમાળા તેમણે તૈયાર કરી છે. તે યકીનન્ દાદ અને મુબારકબાદીને પાત્ર છે. જનાબ ફાતીવાલાએ ગુજરાતી ભાષામાં નકશબંદી સિલસિલાની આટલી વ્યવસ્થિત અને સંગીન કલમી ખિદમતની પહેલ કરી છે તે યકીનન્ ધન્યવાદને પાત્ર છે.

સરળ મીઠી અને સારી દિલકશ ભાષામાં લખાયેલી આ કિતાબ મુસ્લિમ વાચકને આખિરતની યાદ અપાવે છે. દિલ અને રૂહને તાઝગી બક્ષે છે. અલ્લાહ તઆલા જનાબ ફાતીવાલાની આ ખિદમતને કબૂલ ફરમાવે અને તેમના કલમી ફયઝથી કૌમ વધુ લાભ ઉઠાવે.

**'તબલીગ' માસિક, આણંદ, નવેમ્બર – ૧૯૯૧**
**સમીક્ષક : હઝરત મૌલાના અબ્દુલ અહદ કાસિમી તારાપૂરી સા.**
**તંત્રી : 'તબલીગ' માસિક અને મુહતમિમ : દારુલ ઉલૂમ, તારાપૂર**